
realpatidar.com
॥ શ્રી ॥
સંત - કવિ
નાયાજી
અથવા
શ્રી નાયાકાકા મહારાજ
: લેખક :
માણેકલાલ શંકરલાલ રાણા
realpatidar.com

॥ શ્રી ॥

સોળમી શતાબ્દીના ગુજરાતના વંદનીય અને
મહાનપ્રભાવી મહાત્મા

# સંત કવિ-નાયાજી

અથવા

# શ્રી નાયાકાકા મહારાજ

卐

: લેખક :

માણેકલાલ શંકરલાલ રાણા

: પ્રકાશક :

અંબાબેન શાન્તિલાલ જરીવાલા
૩/૪૦૪૧ 'અંબાભુવન'
નવાપુરા, કરવારોડ – સુરત ૧.

પ્રકાશક :
અંબાબેન શાંતિલાલ જરીવાલા
૩/૪૦૪૧ અંબાભુવન
નવાપુરા કરવા રોડ, સુરત-૧



પૃષ્ઠ સંખ્યા ૩૧૨ + આગલા ૧૬ = ૩૨૮

| ઇ. સ. | પ્રત | આવૃત્તિ |
| --- | --- | --- |
| ૨૦૩૨ | ૧૦૦૦ | ૧ લી |



સંત ચરિત્રના અનુરાગીઓને
સપ્રેમ ભેટ

મુદ્રક :
મનસુખલાલ મગનલાલ રાણા
શ્રી 'મહેશ્વર' પ્રિન્ટરી
નવાપુરા કરવારોડ સુરત.

# સમર્પણ

भवन्ति नम्रास्तरवः फलोद्गमे नवाम्बुभिर्भूरिविलम्बिनो घना :।
अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः स्वभाव एवैष परोपकारिणाम्
॥ ७० ॥ [नीतिशतक]

'ફળ આવવાથી વૃક્ષો નમી જાય છે, નવાં જળથી મેઘ નમી જાય છે, તેમ સમૃદ્ધિથી સત્પુરુષો નમે છે. પરોપકારીઓનો એ સ્વભાવ જ છે.'

ગાંગા આતિથ્ય ધામ મેં, સબ કુછ મિલહી આય;
સબકા આદર કીજિયે, સાહિબ હોંગે સહાય. ૧
નાયાજી કે ધામ મેં, જાદિન હોંગે પાપાચાર;
તા દિન સિદ્ધિ બિલાયગેં, અધમ હોંગે અધિકાર. ૨

સંત નાયાજીએ કુકસના આતિથ્ય ધામ વિષે ભવિષ્ય ભાખતા કહ્યું હતું, 'ગાંગાજી! સંતના આતિથ્ય ધામમાં કોઇ જાતની કમી રહેશે નહિ. સર્વનો પ્રેમથી આદર કરજો. ઇશ્વર તમને સહાય કરશે. નાયાજીના ધામમાં જ્યાં સુધી સત્યનું પાલન થશે ત્યાં સુધી કોઈ પણ પ્રકારની ખેંચ નહિ પડે. જ્યારે પાપાચાર થશે ત્યારે સંત ધામમાંથી સિદ્ધિ પ્રયાણ કરી જશે. અધમ માનવીઓના હાથમાં અધિકાર આવશે, ત્યાર પછી સંત ધામમાં શૂન્યતા છવાઇ જશે!'

સંત નાયાજીના એ શબ્દો આજે બિલકુલ યથાર્થ થયા. પચાસ વર્ષ ઉપર છેલ્લા ગાદીપતિ સ્વ. નાથાકાકા થયા. એમના સમય સુધી કુકસના સંત ધામમાં ભૂતકાળની જેમ હજારો અતિથિઓનો સત્કાર થતો. એ નાથાજી સાચે જ મહાનુભાવ હતા. એમના હાથમાં અધિકાર આવતાં જ તેઓ સ્વસ્થ બની ગયા. નાયાજીના સમાધિ મંદિરમાં કેવળ સંત નાયાજીની જ સમાધિ હતી. પરંતુ અનિષ્ટ તત્ત્વોએ જોર પકડયું અને સંત ધામની વિશાળ જગ્યામાં ઘોર ખોદાવા માંડી. નાથાકાકાએ કેવળ એક રાતમાં જ એ અનિષ્ટ દૂર કરી નાંખ્યું. કુકસના સંત ધામને નિર્મળ બનાવી દીધું. સયાજીરાવ ગાયકવાડની સત્તા હતી. સંતની આડી સમાધિને ઊભી બનાવી દેવાનો એમનો મનોરથ હતો. પરંતુ આતતાયિઓએ માંજરોળથી કુકસ જવાના નિર્જન માર્ગમાં તેમની હત્યા કરી નાંખી. સાચું પૂછો તો કર્તવ્યની વેદી ઉપર એ મહાનુભાવે બલિદાન આપ્યું. એ અમર શહીદ નાથાજી-સ્વ. નાથાકાકાના ચરણમાં આદ્ય સદ્દગુરુ સંત નાયાજીના ચરિત્રનો વિમળગ્રંથ અર્પણ કરતા સાષ્ટાંગ વંદન કરું છું.

આપનો અનુજ
**માણેકલાલ.**



# પ્રસ્તાવના

ધર્મગ્રંથોમાં સત્પુરુષોના મહિમા વિષે ઘણા પૃષ્ઠો જોવાં મળે છે. 'સત્'નો સાક્ષાત્કાર કરે તે 'સત્પુરુષ.' તે શાંત અને મહાન તેમજ નિસ્વાર્થ બુદ્ધિથી અન્ય અજ્ઞજીવોનો તારક હોય છે. કહ્યું છે ને કે :

"शान्ता महान्तो निवसन्ति सन्तो वसन्तवल्लोकहितं चरन्तः ।
तीर्णाः स्वयं भीमभवार्णवं जनानहेतुनान्यानपि तारयन्तः ॥"

પુરાણગ્રંથોમાં એવું કહ્યું છે કે સાધુ (સત્પુરુષ)નું દર્શન પુણ્યપ્રદાયક છે. તે જંગમ (હાલતું-ચાલતું)તીર્થ છે. સંત-સમાગમનું ફળ શીઘ્ર પ્રાપ્ત થાય છે.

આચરણ એ જ જેનો ઉપદેશ છે તે 'સંત' છે અને ઉપદેશ અનુસાર આચરણ કરે છે તે 'સાધુ' છે. સાધુ સાધક છે જ્યારે સંત સાધનાની પૂર્ણાવસ્થા છે.

વિશ્વમાંના બધા દેશોમાં સમય-સમય પર 'સંત'નો આવિર્ભાવ થતો રહે છે. લોકકલ્યાણની મહાન ભાવના લઈ તે આવે છે અને પોતાનું કાર્ય સફળ કરી પરમ જ્યોતિમાં વિલીન થઈ જાય છે.

સંત કવિ 'નાયાજી' ગુજરાત પ્રદેશના 'કાનમ' પરગણામાં ઠાકરડા કોળી જ્ઞાતિમાં જન્મ્યા હતા. પ્રાચીન કાળમાં જે લોકો શક્તિ ઉપાસક હતા તેઓને 'કૌલ' કહેવામાં આવતા. આ 'કૌલ' શબ્દનો અપભ્રંશ કોળી છે. 'ઠાકરડા' એટલે ઠાકરના વિષ્ણુ ભગવાનના કે પછી વૈષ્ણવીદેવીના ઉપાસક. એવું કહેવાય છે કે જૂના જમાનામાં ઠાકરડા કોળી લોકો મોટે ભાગે લૂંટ અને ચોરીનો વ્યવસાય કરી જીવન નિર્વાહ કરતા હતા, જો કે હવે તે સુધરતા જાય છે. 'નાયાજી' પણ પોતાના જમાનાના એક કુખ્યાત લૂંટારા હતા. તેમનું નામ સાંભળતાં લોકો કાંપી ઊઠતા. તેમનાં દીલમાં દયાનો છાંટોય નહોતો, તેથી પથિકોને લૂંટી લઈ નિર્દય રીતે મોતને ઘાટ

ઉતારી નાંખતા. એક દિવસે તેમના જીવનમાં મોટો ચમત્કાર થયો. તેમને યવનરૂપે સદ્ગુરુ મળ્યા. પહેલાં તો તેમણે સદ્ગુરુને ન ઓળખી શકતાં લૂંટવાનો પ્રયત્ન કર્યો, પણ સદ્ગુરુની સિદ્ધિના બળે તે પથ્થરની મૂર્તિ જેવા જડ બની ગયા. આવું અચરજ થવાથી તેમને પોતાનાં પાપકર્મ માટે પશ્ચાતાપ થયો. તે જાણી સદ્ગુરુએ તેમને બંધનમુક્ત કર્યા અને ઉપદેશ આપ્યો કે આવું પાપકર્મ કરી મોંઘું મનુષ્ય જીવન વેડફી નાખવું યોગ્ય નથી. હવે પ્રભુ ભજનમાં શેષ જીવન વિતાવવું જોઈએ આ ઉપદેશથી નાયાજીનાં અંતરપટ ખૂલી ગયાં. તેમનું હૃદય રડી પડ્યું. ગીતાજીમાં કહ્યું છે ને કે અત્યંત દુરાચારી વ્યક્તિ પણ જો પોતે કરેલાં પાપોનો પશ્ચાતાપ કરતા પ્રભુનું અનન્યભાવે ભજન (સ્મરણ) કરે છે, તો પ્રભુ તેને સત્પુરુષ બનાવી દે છે. સદ્ગુરુના ઉપદેશથી 'નાયાજી' સાચે રસ્તે ચડ્યા તેને સંસાર અસાર જણાયો જેથી તે પ્રભુની શોધમાં નીકળી પડ્યા.

જે સાધક પ્રભુના માર્ગમાં જેમ જેમ અગ્રસર થાય છે તેમ તેમ તેને ઘણાં વિઘ્નો આવે છે. નાયાજીને પણ ઘણાં વિઘ્નોનો સામનો કરવો પડ્યો. તે હંમેશા પ્રભુ સ્મરણમાં ડૂબેલા રહેતા હોવાથી તેના દ્વારા ઘણા ચમત્કારો થયા જેથી વિઘ્નો પેદા કરનાર લોકો તેમને શરણે જઈ ભક્તો બની ગયા. તાતરખાન ઘોરી, મહંમદશાહ વગેરેને કેવા કેવા ચમત્કાર જોવા મળ્યા તે વિષે આ પુસ્તકમાં વિસ્તૃત વર્ણન છે.

પરમ સુખ અને શાશ્વત શાંતિ મેળવવા માટે નાયાજી ગુરુણાંગુરુ, મહાસિધ્ધ 'ગુરુ દત્તાત્રેય'ના દર્શન હેતુ 'ગિરનાર'ની યાત્રા કરે છે. સિદ્ધપીઠ ગિરનાર યોગીઓ, અઘોરીઓ, અવધૂતો, સિદ્ધોનું પ્રિય સ્થાન છે. નાયાજી ગિરનારના શિખર પર જઈ ગુરુદત્તાત્રેયના ચરણ ચિહ્નો સામે બેસી ઘોર તપસ્યા શરૂ કરે છે. વર્ષો સુધી તપ કરે છે. છેવટે દત્તગુરુ દર્શન આપે છે અને વરદાન માંગવા કહે છે. નાયાજી તો ઝટ માગે છે કે

'પ્રતિદિન પ્રતિક્ષણ મનરૂપી ભમરો પ્રભુનાં ચરણકમળમાં બેસી રહે.' આ સાંભળી દત્તગુરુ મંદમંદ હસતાં અદૃશ્ય થઈ જાય છે. દત્તગુરુનું આવું દિવ્ય હાસ્ય જ 'નાયાજી' પર ઊતરેલી મહાન કૃપા હતી. કેટલાંક વર્ષ બાદ નાયાજી સમક્ષ 'ગેબીનાથ' ઉપસ્થિત થયા. મહાયોગીએ નાયાજીને આદેશ કર્યો કે, 'માનવજાતના કલ્યાણ અર્થે દેશમાં ફરતા રહો.' આ આદેશ માથે ચડાવી 'નાયાજી ત્યાંથી ઊભા થયા અને ગિરનારપર્વત ઊતર્યા. ત્યાર પછી તેમણે સૌરાષ્ટ્ર, કચ્છ ઇત્યાદિ પ્રદેશોમાં ભ્રમણ કર્યું. અસંખ્ય લોકોને સત્સંગ આપી સાચા માર્ગે વાળ્યા. તેમણે પોતાના જીવનમાં અગણિત લોકોને આધિ, વ્યાધિ અને ઉપાધિથી છોડાવ્યા હતા.

વિક્રમ સંવત ૧૫૮૯માં ભાદરવા સુદ બીજના પવિત્ર દિવસે સંત કવિ 'નાયાજી' સમાધિસ્થ થયા. હજીય તેમનું મોટું ભક્તમંડળ તેમને 'હિંદવાપીર' કહી બહુમાન આપે છે. 'પીર' તે છે જે 'પરપીર' (દુઃખી લોકોનું દુઃખ) જાણે છે અને તેને દૂર કરે છે. સત્પુરુષો તો ચંદન જેવા હોય છે જે સ્વયં ઘસાઈ જાય છે પણ અન્યને સુગંધ અને શીતળતા આપે છે.

આ પુસ્તકના લેખક શ્રી માણેકલાલ શંકરલાલ રાણા આદર્શ ગૃહસ્થી અને સાધુ સ્વાભાવના હોવાથી તેમનું ભક્તિસભર હૃદય લેખની દ્વારા આ પુસ્તકમાં ઊતર્યું છે જેના વાચનથી દરેક જ્ઞાતિના લોકોને નવી દિશા મળશે અને જીવન સફળ થશે. દત્તગુરુ લેખકને સ્વાસ્થ્ય અને દીર્ઘાયુ આપો જેથી તે અન્ય સત્પુરુષોના અપ્રકાશિત જીવનચરિત્રો પ્રકાશિત કરી માનવજાતનું કલ્યાણ કરે.

ઇતિ શુભમ્

૨૭ માર્ચ ૧૯૭૬.

દંડીસ્વામી

૫૩, સુગમ સોસાયટી,
રાંદેર રોડ, સુરત.

શ્રી દત્તયેગેશ્વરદેવ તીર્થ
મહારાજ

# પ્રકાશકના બે બોલ.

સંતોનાં ચરિત્રમાંથી માનવ જીવનને પ્રેરણા પ્રાપ્ત થાય છે, એટલું જ નહિ પરંતુ જીવનની વિરાટ પગદંડી ઉપર ચાલવા માટે માર્ગદર્શન પણ મળી રહે છે.

ઘણા સમયથી સંતનાયાજીનું ચરિત્ર શ્રવણ કર્યું હતું. કેવળ બે ત્રણ પ્રસંગો એનાથી વિશેષ નહિ. એને લીધે એ ચરિત્ર વિસ્તૃત્ત ગ્રંથરૂપે લખાય અને પ્રગટ થાય એવી ઇચ્છા હતી.

વર્ષો પછી એ અભિલાષા પરિપૂર્ણ થવાનો યોગ આવ્યો એ વિષયના જ્ઞાતા અને અમારી જ્ઞાતિના જાણીતા લેખક શ્રી માણેકલાલ શંકરલાલ રાણા દ્વારા અમોને એ ચરિત્ર જાણવા અને શ્રવણ કરવા મળ્યું. લેખકને ગ્રંથરૂપે લખીને તૈયાર કરવા પ્રોત્સાહન આપ્યું. એટલે તેમણે એ ચરિત્ર લખીને તયાર કર્યું.

મારા પિતા તુલ્ય સ્વર્ગસ્થ શ્વશુર પરભુદાસ ગોપાલદાસ તથા માતાતુલ્ય સાસુબા મંગીબેનની યાદમાં એ પુસ્તક પ્રગટ કરવાનો મહદ્ યોગ પ્રાપ્ત થયો. 'સંત કવિ નાયાજી' નામથી એ મહાપુરુષના ચરિત્રનો વિમળગ્રંથ જનતાના કર કમળમાં રજૂ થાય છે. આશા છે કે સંત ચરિત્ર અનુરાગીઓ મહાપુરુષ નાયાજીના પાવન ચરિત્રનું પાન કરી જીવનમાં કાંઈક પ્રેરણા પ્રાપ્ત કરશે. એ જ અભ્યર્થના

ચૈત્ર સુદ ૧ બુધવાર સં. ૨૦૩૨
તા. ૩૧-૩-૭૬
સુરત—૧

લિ.

અંબાબેન શાન્તિલાલ જરીવાલા

# પૂજ્ય પિતાશ્રી



સ્વ. પરભુભાઇ ગોપાલદાસ જરીવાલા

સ્વર્ગવાસ. આસો વદ ૪ રવિવાર

તા. ૨-૧૧-૪૭ વિ. સં. ૨૦૦૩

# પૂજ્ય માતુશ્રી



સ્વ. મંગીબેન પરભુભાઇ જરીવાલા

સ્વર્ગવાસ. ચૈત્ર વદ ૫ બુધવાર

તા. ૨૧-૪-૬૫ વિ. સં. ૨૦૨૧

# પુણ્ય સ્મૃતિ

મહાપુરુષ સંત નાયાજીના ચરિત્રનું પાન કર્યું ત્યારથી દિલમાં એ સંતપુરુષનું વિસ્તૃત ચરિત્ર શ્રવણ કરવાની અભિલાષા દૃઢ બની હતી વર્ષો પછી કાળ પ્રભુએ કરવટ બદલી અને દુર્લભ સંતચરિત્રનું સંશોધન અને લેખન થયું. આજે એ સંતચરિત્ર ગ્રંથરૂપે પ્રગટ કરવાનો અવસર પ્રાપ્ત થયો.

મારા પૂજ્ય પિતાજી સ્વ. પરભુદાસ ગોપાલદાસ તથા માતાજી સ્વ. મંગીબેનના પુણ્ય નિમિત્તે સંત નાયાજીના પાવન ચરિત્રનો ગ્રંથ પ્રગટ થાય છે.

લિ.
આપના
**શાન્તિલાલના વંદન**



# લેખકનું નિવેદન

નાયાજી ગુરુદેવકા, કૈસે ચરિત બખાન;
યોગીકી અકળિત ગતિ, 'ગાંગા' બડે અજ્ઞાન.

સંત નાયાજીના ચરિત્રનું હું કેવી રીતે વર્ણન કરી શકું? યોગીપુરુષની અકળિત ગતિનો કોઇ પાર પામી શકે નહિ. ત્યારે સંતના ચરિત્રનું, આલેખન કરનાર ગાંગાજી–ગંગાસિંહ ગોહિલ લખે છે કે 'હું તો બિલકુલ અજ્ઞાની છું. મારામાં સદ્દગુરુના ચરિત્રયશ ગાવાની ગતાગમ નથી.'

જ્યારે આવા મહાપુરુષ આ વિષય ઉપર આટલા બધા દીન બની જાય છે, ત્યારે મારા જેવા શુદ્ર લેખકની મતિ મરી જાય એ તો દીવા જેવું છે. છતાં સંત નાયાજીના ચરણમાં બેસી વિમળ હૃદયે યાચના કરી અને એમની પ્રેરણાનું બળ પ્રાપ્ત કરી કલમ ઉઠાવી. અને ગુજરાતના એ વંદનીય સંત કવિ નાયાજીના ચરિત્રનું આલેખન કર્યું.

લોકશાયર બંસીલાલનો લાવણી સંગ્રહ અને ગંગાસિંહ ગોહિલ લિખિત 'સદ્દગુરુ ચરિતાવલી'ના આધાર ઉપર આ સંતચરિત્રનું આલેખન થયું. પરંતુ એ દુર્લભ સાહિત્ય કેવી રીતે પ્રાપ્ત થયું એનો ઇતિહાસ પણ જાણવા જેવો છે.

બ્રાહ્મણ કવિ દુલારામનું ચરિત્ર યાદ રહી જાય તેવું છે. એ જ રીતે તેમનું નામ કદી ભૂલી શકાય નહિ એ લોક કવિએ સુરતના ઇતિહાસના પાંચસો વર્ષના પાંખાને સજીવન બનાવ્યું છે. એ દુલારામ પાવન પંથે વિચરવા તૈયાર થયા ત્યારે પોતાના તમામ ગ્રંથો સદ્દગુરુ કંવલદાસજીને સુપ્રત કરી, પોતે સુરતથી વિદાય થયા.

લોકશાયર બંસીલાલનો દશમનિર્વાણ સંત કંવલદાસમાં અપાર પ્રેમ હતો. તેમણે દુલારામના ગ્રંથોની માંગણી કરી. લાયક જાણીને કંવલદાસજીએ પોતાની પાસેના બધા જ ગ્રંથો

તેમને આપી દીધા. એ બંસીલાલ પછી તેમના ભત્રિજા શાયર હરિલાલ રાષ્ટ્રપ્રેમી અને નામી શાયર થયા. સને ૧૮૫૭ના વિપ્લવના સમયમાં એમને ત્રણ વર્ષની સખત કેદની સજા થઈ હતી.

જેલ મુકત થયા પછી તેમણે 'સને ૧૮૫૭ના બળવાના સમયનું સૂરત' તથા 'અંગ્રેજોના અત્યાચાર'ની લાવણીની રચના કરી. ગોરા અંગ્રેજોએ જાસુસી જાળબિછાવેલી હતી. સંત નિર્મળદાસજીએ તેમને ચેતાવ્યા અને કહ્યું : 'બેટા હરિલાલ ! આવતી કાલે સવારે તમારી ગિરફતારી થવાની છે !' સંતની સૂચનાથી સાવધ બનેલા હરિલાલે રાત્રિએ પોતાના કિંમતી ગ્રંથોનું પોટલું બાંધી માથે મૂકી સંતના સ્થાનમાં આવ્યા અને વિનયથી બોલ્યા : 'બાબા ! મારા જીવનની આ કિંમતી દોલત છે. એનું જતન કરજો !' હકાર કરતા સંતે એને આબુ ઉપર વશિષ્ઠ આશ્રમમાં પોતાના ગુરુ બંધુ પાસે વળાવ્યો. સંતને વંદન કરી હરિલાલ સુરતથી વિદાય થયા. સંતની અમીકૃપાથી શાયર હરિલાલ ગોરા અંગ્રેજની નાગચૂડમાંથી આબાદ છટકી ગયા.

ત્યાર પછી સંતે પોતાની પાસેનું તમામ સાહિત્ય કોટસફીલના મંદિરમાંથી ખસેડીને શહેર બહાર દાંડીવલ્લાના સંતધામમાં છૂપાવી દીધું.

સંત નિર્મળદાસજીની 'બંડખોર સાધુ' તરીકે ધરપકડ થઈ હતી. જેલની કાળી કોટડીમાં બેસીને જેલર તથા ગોરા અંગ્રેજ કલેકટરને હેરાન પરેશાન કરી મૂકયા. એ બ્રિટિશ અધિકારીએ અદ્ભૂત પ્રભાવનાં દર્શન કર્યાં અને વિનયથી સંતને જેલ મુકત કર્યા.

એ વંદનીય સંત નિર્મળદાસજીનું ચરિત્ર આલેખન કરવાની મારાં હૃદયમાં તાલાવેલી લાગી હતી. સંશોધન કરતા દાંડીવલ્લાના સંતધામમાં ગયો. ત્યાં સંતના વયોવૃદ્ધ શિષ્ય જમનાદાસજી વિદ્યમાન હતા. એ સાધુપુરુષે મારા હૃદયની લાગણી પિછાણી અને મારો હાથ ઝાલી મંદિરની પાછળ વાડામાં તેડી ગયા. એક કબાટમાં જૂના ગ્રંથોનો સંગ્રહ હતો. તે ખોલીને બતાવતા, કહ્યું: 'બેટા ! ઇધર બૈઠ કે જી ચ્હાય સો લિખલો !' કહી સંત પોતાની ધૂણી આગળ જઈ આસને વિરાજ્યા.

ત્યાર પછી લેખન કાર્ય શરૂ થયું. લોકકવિ દુલારામના ગ્રંથોમાંથી લોક ચરિત્ર પ્રકાશ, સંતચરિત્ર પ્રકાશ, ભકતચરિત્ર પ્રકાશ, નિર્વાણ ચરિત્ર પ્રકાશ, અને દશમનિર્વાણ ચરિત્ર પ્રકાશનું આલેખન કરી લીધું. શાયર બંસીલાલ તથા શાયર હરિલાલના ગ્રંથોનાં દર્શન થયાં. એમાંથી આલેખન કરવાનો નિયમ થઈ પડયો અને તે દિર્ઘકાળ સુધી અવિરત ચાલુ રહ્યો. દાંડીવલ્લાના સંતધામમાંથી પ્રાપ્ત થયેલા દુર્લભ સાહિત્યને આધારે 'સંત નિર્વાણ સાહેબ' તથા 'સંત તેજાનંદ સ્વામી' નામના સંતચરિત્રના વિશાળ ગ્રંથોનું આલેખન કર્યું. એ સિવાય સંતનિર્મળદાસજી અને બીજાં દશેક પુસ્તકો મુંબઈના 'કિસ્મત' માસિકના ભેટ પુસ્તકો તરીકે પ્રસિદ્ધ થયાં

સંત નાયાજીના લાડીલા શિષ્ય મેવાડી રાજપૂત ગંગાસિંહ ગોહિલ કૃત 'સદ્‌ગુરુ ચરિતાવલી' તથા લોકશાયર બંસીલાલ કૃત 'સંત નાયાજી ચરિત્ર' પ્રસ્તુત ચરિત્રના આધાર સ્તંભ બની રહે છે. એ સિવાય સદ્‌ગુરુ ઈમામશાહ, ઈમામ શાહના પરછા, લોક કવિ દુલારામના સંતચરિત્ર પ્રકાશ, લોક ચરિત્ર પ્રકાશ તથા નિર્વાણચરિત્ર પ્રકાશનો આધાર લેવામાં

આવ્યો છે. સાથે સંત ચરિત્રોમાં સંતનિર્વાણ સાહેબ, સંત માધવદાસ, સંત પ્યારેદાસ. બાબા દીન દરવેશ, તથા ભારત રાજમંડળનો ઇતિહાસ, મિરાતે સિકંદરી આદિ ઐતિહાસિક ગ્રંથોનો આધાર લેવામાં આવ્યો છે.

સંત નાયાજીના ચરિત્રનો જે રીતે પ્રચાર કરવામાં આવ્યો છે, એ જોતાં દિલમાં આઘાત લાગ્યો હતો.

સંત નાયાજી પીર ઈમામશાહના શિષ્ય હતા. જનતા એટલું જ જાણે છે. પરંતુ પાવન પર્યટને વિચરતા જૂનાગઢમાં જઈ ગિરનાર ઉપર સાત વર્ષ તપશ્ચર્યા કરી, ભગવાન દત્તાત્રેયને પ્રસન્ન કરી સાક્ષાત્કાર પ્રાપ્ત કર્યો. એ અગમ્ય ચરિત્રથી જનતા બિલકુલ અજાણ છે ગિરનારના યોગીઓ તથા દત્તઅનુરાગીઓમાં એ મહાપુરૂષની ગણના થાય છે. એ મહદ્ બાબત તો ચરિત્ર ગ્રંથનું યથાર્થ પાન કર્યા પછી જ જાણી શકાશે.

સંતનાયાજી લોક ગુરુ હતા. માનવકલ્યાણ માટે યોગી પુરુષનું આગમન થયું અને જનતાના હિતાર્થે પોતાનું સારૂં જીવન વ્યતીત કર્યું. એવા મહાપુરુષને 'લોક ગુરુ' કહીને બિરદાવીયે. એનું પ્રત્યક્ષ પ્રમાણ તો ભાદરવા સુદ બીજને દિવસે પ્રાપ્ત થાય છે. સંત નાયાજી એ દિવસે મહાપ્રયાણ કરી ગયા હતા. એ મંગળ દિવસે વર્ષાની હેલી મંડાઇ રહી હોય છતાં કુકસના સંતધામમાં મેળો ભરાય છે. તે સમયે જે માનવ મેરામણ ઊમટે છે. એનાં દર્શન કરતા લોકગુરુ નાયાજીના બિરદનું લગાર ભાન થય છે. સાડી ચારસો વર્ષનાં વ્હાણાં વાઈ ગયાં છતાં જનતાના હૃદયમાંથી તેમના પ્રત્યેનો અનુરાગ અટલ બની રહ્યો છે. એ ખરેખર એમની લોકકલ્યાણની ભાવનાનું જ્વલંત ઉદાહરણ છે.

ઘણા સમયથી એ સંત પુરુષના ચારિત્રને યથાર્થ રીતે જનતા સમક્ષ રજૂ કરવાની અભિલાષા હતી. વર્ષો પછી કાળ પ્રભુએ કરવટ બદલી અને મોંઘા મનોરથ સિદ્ધ થવાનો યોગ આવ્યો. શ્રીમાન શેઠજી, શ્રી શાંતિભાઈ પરભુભાઈ જરીવાલા સંમત થયા અને 'સંત નાયાજી'ના ચરિત્રનું પાવન પ્રકાશન થયું. એનો યશ ભાઇ શ્રી ઇશ્વરલાલ મણીલાલ ટાકોરીયાને ઘટે છે. વંદનીય સદ્‌ગુરુ સ્વામી શ્રી દત્તયોગેશ્વર તીર્થ મહારાજશ્રીએ સંતચરિત્ર જોયા પછી એને માટે 'પ્રસ્તાવના' લખી આપી મારો સાચે જ અનુગ્રહ કર્યો છે. આ તકે એ પતિતપાવન સંતપુરુષના ચરણમાં સાષ્ટાંગ વંદન કરું છું. મારા આ મહદ્ કાર્યમાં યશભાગી બની રહેલા મારા પ્રિય ગુરુ બંધુ અને લેખકમિત્ર શ્રી દાસ બહાદુર વાઇવાળાની યાદ અવિસ્મરણીય બની રહે છે.

પ્રસ્તુત ચરિત્રગ્રંથમાં ભાષા દોષ તો ઘણા રહી ગયા હશે. સુજ્ઞ મહાનુભાવો હંસ ક્ષિર ન્યાયે એ બાબત ઉપર લક્ષ નહિ આપતા સંતપુરુષના ચરિતામૃતનું પાન કરતા મને ક્ષમા કરશે એવી આશા રાખું છું.

અંતમાં જેમની અસીમ કરુણાથી સંત નાયાજીના ચરિત્રનું આલેખન થઈ પ્રકાશ પામ્યું એ પરમાનંદ માધવના ચરણમાં વંદના કરતા વિરમીશ.

લિ.

ચૈત્ર સુદ ૮ ગુરુવાર
દુર્ગાષ્ટમી. વિ. સં. ૨૦૩૨ માણેકલાલ શંકરલાલ રાણા

તા. ૮-૪-૭૬
ઈન્દ્રપુરા સ્ટ્રીટ
સુરત-૨

# અનુક્રમણિકા





# સંત કવિ-નાયાજી

અથવા

## શ્રી નાયાકાકા મહારાજ



સાધુ ચરિત શુભ સરિસ કપાસુ
બિમલ બિકલ સુયશ ફળ જાશુ,
જો સહી દુઃખ પરછિદ્ર દુરાવા,
બંદનીય જેહિ જગ જશ પાવા.

(રામચરિતમાનસ)



# ૧. નાયો લૂંટારો

कुलं पवित्रं जननी कृतार्था वसुंधरा पुण्यवती च तेन ।
अपार संवित्सुखसागरेऽस्मिन्लीनं परब्रह्माणि यस्य चेतः ॥

અપાર જ્ઞાન અને સુખના સાગરરૂપ પરબ્રહ્મમાં જેમનું ચિત્ત લીન થયું છે એવા મહાત્માઓ જે કુળમાં જન્મ્યા હોય તે કુળ પવિત્ર છે. જે જનનીની કૂખે અવતર્યા હોય તે જનની કૃતાર્થ છે. અને જે ભૂમિ પર તેઓ જન્મ્યા હોય તે ભૂમિ ભાગ્યશાળી છે.

ભાગ્ય જગે સખી સદ્‌ગુરુ મિલિયા,
મિટ ગયે હમરે આવાગવાન;
નાયાજી લૂટેરા, દેખોરી હો ગયે છીનમેં સંત સુજાનઃ (ટેક )

હે સખી ! મારા ભાગ્ય જાગ્યા અને સદ્‌ગુરુનું મંગળ મિલન થયું. મારા આવાગવન-જન્મ મરણનો ફેરો ટળી ગયો. એક સમયના ક્રૂર લૂંટારા નાયાજીને નિહાળો. ઘડીભરના સંત સમાગમમાં તેઓ સાચે જ મહાન અને વંદનીય સંત બની ગયા.

ઠાકરડા કોલી કાનમ દેશમેં નાયાજીકા જન્મ હુવા,
લૂંટ ચોરી કે, ધંધમેં રાંચકે યૌવન રંગ ખૂવા.
સંગદિલ દયા નહિ દિલમેં, માનવ રકતસે હાથ ધૂવા;
અનજાને મુસાફિર, કિતને નાયા કે હાથોંસે મૂવા.

ઔર કુછ સમુઝે નહિ સતકર્મ ધર્મ સાર જી;
લૂંટ ચોરી કે ધંધમેં, પોખે અપના પરિવાર જી.
પહાડી વાટ ભયાવની, નાયો મચાવત કહાર જી;
કાનમકી ધરતી ધ્રુજે, હો ગયે હાહાકાર જી.

નાયાજીકા નામ સુનતે, કાંપે બાળક બૂઢે જવાન,
નાયાજી લૂટેરા, દેખોરી હો ગયે છીનમેં સંત સુજાન. ૧.

ગુજરાતમાં આવેલા કાનમ નામના પરગણામાં ઠાકરડા* કોળી કુળમાં એમનો જન્મ થયો હતો. કેટલાક એવું પણ કહે છે કે નાયાજી ભીલ-કિરાત× હતા. એમના વડવાઓ લૂંટનો ધંધો કરી નિર્વાહ કરતા હતા. યુવાન બનેલો નાયો એ જ રીતે વડવાઓથી ચાલતો આવેલો બાપુકો ધંધો-લૂંટ ચોરીના વ્યવસાયમાં પ્રવૃત્ત થયો. એ અધમ કાર્યમાં એણે યુવાની વીતાવી-યૌવનનો રંગ ફિકો પડી ગયો.

નાયો એવો સંગદિલ-કઠોર હૃદયનો હતો કે કદી કોઇને દયા દાખવતો નહિ. નિર્દયતાથી માનવીને મારીને એના

---

* રજપૂતો કે.ળીની કન્યા સાથે પરણ્યા તેઓ 'ઠાકરડા' કહેવાય.

× સંત નાયાજીને કેટલાક લોકો ભીલ હોવાનું કહે છે. પરંતુ શાયર બંસીલાલની નોંધમાં તેઓ ઠાકરડા હોવાનું ઓળખાયું હોવાથી ઠાકરડા-કોળી તરીકે માન્ય કર્યા છે.

લોહીથી હાથ ધોઈ નાખનારા લૂટારાએ અનેક અજાણ્યા મુસાફરોને કાળને આધીન કરી યમલોક પહોંચાડયા.

સત્કર્મ કે ધર્મ જેવું તો એ લૂંટારો જાણતો જ ન હતો. તે તો કેવળ એટલું જ સમજતો હતો કે લૂંટ ચોરીનો ધંધો કરીને પોતાના કુટુંબ પરિવારનું પોષણ કરવું. જેવું એ જ કર્તવ્ય હતું એ નાયાજી વહેલી સવારમાં ઊઠીને પહાડીવાટમાં આવી ઊંચી ટકેરી ઉપર જઈ બેસતો અને એ વસમી વાટે આવતા વટેમાર્ગુઓને લૂંટી લેતો. એની ધાકથી કાનમની ધરતી ધ્રુજી રહી હતી. નાયાના કહારથી હાહાકાર મચી ગયો હતો. અને તે એટલે સુધી કે 'નાયો આવ્યો !' એટલું કહેતામાં તો પારણામાં રડતાં બાળકો છાનાં રહી જતાં. એ તો સહજ વાત હતી પરંતુ એના આગમનના સમાચાર શ્રવણ કરતા ભલભલા યુવાનોના છક્કા છૂટી જતા. તેમનાં કાળજાં કાંપી ઊઠતાં.

અગલે જન્મ કે સુકૃત જાગે, જંગલ હુવા મંગલકારી;
રથમેં બૈઠ કે, આઈયા સદ્ગુરુ પાવનકારી.
ખેંચ કબાન લૂટેરા ધાયે, છીનમેં અપના બલહારી.
બંધે હાથ થે, હો ગયે જડવત્ તાતા તીર ધારી.

ખડે અચરજ કયા હો ગયે, નાયો ખડે લાચાર જી;
એસી કભી દેખી ન સુની, અવદશા હમાર જી;
અબકે દિન કૈસે કટે, કૈસે જીયે પરિવાર જી;
સચમુચ પ્રભાવી આઈયા, બૂઝે નહિ ગંવાર જી,

લૂંટેરા કો ગમ કહાં પાયી, ઉરમેં છાંય રહે અજ્ઞાન...નાયાજી. ૨

એક તરફ પાપનાં ગહન વાદળો ઘેરાઈ રહ્યાં હતાં. ત્યારે બીજી તરફ એ અધમ લૂંટારાના પરભવના સંસ્કારનો ઉદય થયો હોય તેમ કાનમની કોતરોની એ પહાડીવાટ મંગલમય બની ગઈ. વહેલી સવારથી તીર કમાન લઈ ટેકરી ઉપર જઈ માર્ગ પ્રતિક્ષા કરતા નાયાજીએ દૂરથી એક રથ આવતો નિહાળ્યો. એનું હૈયું આનંદમાં નાચી ઊઠયું. શિકાર નજીક આવી રહ્યો હતો. એટલે ભૂખ્યા વરૂની જેમ ટેકરીની આડમાં લપાતો લૂંટારો નીચે ઊતર્યો અને કમાન ઉપર તીર ચડાવી 'ખબરદાર ! અહીંથી આગળ વધ્યા તો !' બોલતા સન્મુખ જઈ પડકાર કર્યો, એટલે રથ ત્યાં જ થંભી ગયો.

કમાન ખેંચી નાયાજી આગળ ધસવા ગયો, પરંતુ તે એક કદમ પણ ભરી શકયો નહિ. ખેંચેલી કમાન એમની એમ જ હાથમાં રહી ગઈ. અને જાણે તે જડવત્ બની ગયો હોય તેમ બિલકુલ નિર્બળ બની ઊભો રહ્યો. જેની હાંકથી ધરતી ધ્રુજી રહી હતી એ નાયો આમ એકાએક સ્તબ્ધ બની ગયો. આજે એનું તમામ બળ હણાઈ ગયું હતું. જે તીર કામઠાંથી એણે અસંખ્ય માનવીને મૃતઃપ્રાય કર્યા હતા એ જ તીર કમાન હાથમાં હોવાં છતાં જાણે એના હાથ બંધાઈ ગયા હોય તેમ લૂંટારો લાચાર બની ઊભો હતો.

જીવનમાં આવું આશ્ચર્ય તો કદી જોયું કે સાંભળ્યું ન હતું. તેમ પોતાની આવી અવદશા પણ કદી જોઈ ન હતી. લૂંટારો વિચાર કરવા લાગ્યો કે 'જો પોતાની આવી જ દશા રહેશે, તો કુટુંબ પરિવારનું શું થશે ? તેઓ કેમ કરી જીવી શકશે !' વિચાર વમળમાં ડૂબકાં ખાતાં સંસ્કારી આત્મા નાયાજીને લગાર આગમ દર્શાયું. એનો આત્મા પોકારી

ઊઠયો : 'નાયા ! આ કોઈ સાધારણ મુસાફર નથી પણ કોઇ મહાપુરુષ છે.' પાપી લૂંટારો એ પૂણ્યશ્લોકને કયાંથી પિછાણી શકે ? નાયાના હૃદયમાં સાચે જ પસ્તાવો થયો. દીનતાથી એણે વાચા ખોલી.

સાંયાજી મેં અધમ લૂંટેરા, લૂંટ ચોરીમેં ઉમર ગમાય;
ભાગ્ય જગેરી, આજ મોહે અવિગતકી લીલા દરશાય.
મેં તો બડે અબૂઝ હું સ્વામી, નાથ મોપે કૃપા બરસાય.
અધમ જાન કે, દયાનિધિ મોહે મિલન જંગલમેં આયે.

નાયાજી કે યહી બેન સે, નિર્બંધ હો ગઇ કાય જી;
તીર કબાન ફેંક કે, સંત ચરણ મેં ધાય જી.
બાબા ગુન્હેગાર હું, અજ્ઞાની સંત સતાય જી;
ક્ષમા કરો ક્ષમા કરો, નાયાજી લાગે પાય જી,

કરજોડ કરૈ દીન યાચના, બરખા નૈન બહે તોફાન...નાયાજી. ૩

સાંયાજી ! હું તો એક અધમ લૂંટારો છું. લૂંટ ચોરી કરી મેં સારી ઉમર ગુમાવી. આજે મારા ભાગ્યનો ઉદય થયો અને અવિગતની લીલાના પ્રત્યક્ષ દર્શન થયાં. મારા જેવા અબૂઝ અને અજ્ઞાની ઉપર કરુણા કરી પાપીનો ઉદ્ધાર કરવા માટે દયાનિધિ ! તમે આ વિકટ વગડામાં આવ્યા, અને દુર્લભ દર્શન આપી મારા જેવા પાપીને પાવન કર્યો. નાથ ! આપ જેવા અલખ પુરુષને હું અજ્ઞાની કયાંથી ઓળખી શકું !....' આમ કહેતાં નાયો ગદ્ગદિત થઈ ગયો. એ જ ઘડીએ સદ્ગુરુએ એના તરફ અમીદૃષ્ટિ કરી. એના બંધનો ઢીલા થયા હોય તેમ જડવત બનેલી દેહીમાં શકિતનો સંચાર થયો. એટલે લૂંટારો ત્વરાથી

આગળ ગયો. અને તીર કમાન દૂર ફેંકી દઈ રથમાં બેઠેલા દેવાંશી વિભૂતિ–મહાપુરુષના ચરણમાં દંડવત્ પ્રણામ કરતા દીનતાથી ધરણી પર ઢળી પડયો અને બોલ્યો : 'બાબા ! હું સાચે જ ગુનેગાર છું ! આપને ઓળખી શકયો નહિ. અને મારા જેવા અજ્ઞાનીએ સંતની સતામણી કરી. મને ક્ષમા કરો ! ક્ષમા કરો !...' કહેતાં ધરણીમાં ઢળેલા નાયાજીએ હાથ જોડી દીન યાચના કરી. તે સમયે એનાં નેત્રોમાંથી ખળખળ જળધારા વહન થઈ રહી હતી. અધમ લૂંટારાની એ ગતિ જોતાં સદ્ગુરુનું હૃદય પ્રફુલ્લિત બન્યું એટલે તેઓ બોલી ઊઠયા :

નાયાજીકી ગતિ દેખ કે સદ્ગુરુ દિલમેં ભયા રાજી;
ધન્ય લૂંટેરા, દેખીયા, કાનમમેં એક નાયા જી,
લૂંટેરા એક બાત સુનો, તુમ કૈસે જીવન જીયે પાજી;
પલ પલ લેખા, પૂછેગા કયા મુખ બોલે દગાબાજી.

નિર્દોષ રાહી લૂંટકે, પોખે અપના પરિવાર જી.
ખાનેવાલે બહુત હૈ, ઉનકો ન પાપ લગાર જી.
કર્તા સોહી ભૂગત રહે, અપને કર્મકા ભાર જી.
નાયા તેરી કયા ગતિ, હિયે અપના કર્મ બિચાર જી.

નર તન પાય કે ભયો નરાધમ, નાયા કૈસે બને શયતાન.. નાયાજી. ૪

'નાયાજી ! તમને ધન્ય છે ! કાનમની ધરતીમાં એક મહાભાગ્યશાળી તરીકે મેં તમને જ નિહાળ્યા અને હૈયામાં હર્ષ થયો. પરંતુ લૂંટારા ! તમને એક વાત કહેવી છે !'

'બાબા ! શી વાત છે ! ખુશીથી કહો !'

## ૧— નાયો લૂંટારો

'નાયાજી ! તમે જે પાપી જીવન જીવી રહ્યા છો, એનો હિસાબ પૂછાશે. માલિકના દરબારમાં પલ પલના લેખાં લેવાશે. તે સમયે હે દગાબાજ લૂંટારા ! તું ક્યા મોઢે જવાબ આપી શકશે ? નિર્દોષ મુસાફરોને લૂંટી તેની હત્યા કરી તારા પરિવારનું પોષણ કર્યું. ખાવાવાળા ઘણા હોય છે એમનો લગારે દોષ નથી. 'કરે તે ભરે'. જેણે કર્યું એણે જ પોતાનાં પાપનાં ફળ ભોગવવાનાં છે. નાયા ! તેં તો અસંખ્ય પાપ કર્મો કર્યાં છે. તારી શી દશા થશે ? લૂંટારા ! તારા કૂડાં કર્મનો લગાર વિચાર તો કરી જો ! ઈશ્વરે તને માનવ બનાવ્યો. નર તન પ્રાપ્ત કરી નરાધમ નિવડયો. નાયા ! તું એવો શેતાન કેમ બન્યો ! તારો વિચાર કરતા હ્રદય ખિન્ન બની જાય છે !' સદ્‌ગુરુના એ શબ્દો શ્રવણ કરતા નાયાજી સાચે જ વિચારમગ્ન બની ગયા.





# ૨. પાપનો બોજ

कुरुते वपुण्यहन्तां गेहादौ यः करोति ममतां च ।
रागद्वेषविधेयो नासावात्मा मनौमयः कोषः (पंचरत्न)

આ શરીર હું છું અને ઘર, સ્ત્રી, પુત્ર આદિ સર્વ મારાં છે, એ પ્રકારે જે શરીરમાં અહંતા તથા ઘર સ્ત્રી પુત્ર આદિમાં મમતા કહે છે તે મનોમય કોષ (મન) રાગ દ્વેષાદિ ધર્મ વાળો હોવાથી આત્મા નથી.

સાહિબ, અપની બાની સુનીકે, હિયરા મેરા હુવા ઉજીયાર;
પાપપુન્યકા અભી તક ઉરમેં, કુછ ના કિયે બિચાર,
અપની ફર્જ પરિવાર જીવાયે, લૂંટ લીયે પંથી અપાર;
કિતને મુસાફિર, માનોહી મૈંને પહુંચાયે યમદ્વાર,

નયી બાતે આપે સુનાયી, અપને કર્મકો ખેલ જી;
ખાનેવાલે ન્યારે રહે, ભૂગત ફિરે અકેલ જી,
સાહિબ યહ કૈસે બને હમ, સંગ હી સંગ રહેલ જી;
સ્વજન મેરા બની રહે, કૈસે બને બદફેલ જી,

નાયાજી અપને ઘર જાયકે, પાપપુન્યકા બૂઝો બયાન...
નાયાજી, ૫

સદ્ગુરુના શબ્દો એના હૃદયમાં એક પ્રકારની વ્યથા જગાવી તેની સાથે જ જાણે એ સજાગ બની ગયો હોય તેમ બોલી ઊઠયો :

'સાહેબ ! આપની અમીમય વાણી શ્રવણ કરતાં મારા અંતરમાં સાચે જ અજવાળાં થયાં. ગહન કાળાવધિના અજ્ઞાનનો અંધકાર દૂર થયો અને જ્ઞાનનો પ્રકાશ છવાયો એટલે લગાર વિવેક વિચારની ગમ પડી. પાપ અને પુણ્ય શું છે, તેનો તો મેં કદી વિચાર કર્યો ન હતો. કેવળ એક ફરજ બજાવતો હોય તેમ પરિવારને જિવાડવા ખાતર પંથીઓને લૂંટી લાવતો અને નિર્વાહ ચલાવતો હતો. પરંતુ મેં એવા તો અસંખ્ય મુસાફરોની હત્યા કરી, તેઓને યમદ્વારે પહોંચાડી દીધા. તે સમયે મારા શરીર ઉપરનું એક રૂંવાડું પણ ફરકયું ન હોતું. પરંતુ આજે તમારા મુખથી મેં એક નવી વાત સાંભળી અને હૃદયમાં કાંપ ઊપજ્યો. મને વિચાર મગ્ન બનાવી દીધો છે. એ વાત છે 'કર્મના ખેલની !' આપ કહો છો કે ખાવાવાળા બધા જ ન્યારા રહેશે અને તારે એકલાનેજ કરેલાં કર્મ ભોગવવાં પડશે !' સાહેબ ! એ કેમ બની શકે ? હમો બધાં સાથે જ રહીયે છીએ. સ્વજન-કુટુંબીઓ મારા બની રહ્યા છે અને રહેશે. તેઓ કદી બદફેલ બની શકે નહિ. સદાય મારા સુખ દુઃખના સાથી બની રહેશે ! દૃઢતાથી નાયાએ જવાબ આપ્યો. એ શ્રવણ કરતા સદ્ગુરુએ શાન્તિથી વેણ ઉચ્ચાર્યા :

'નાયાજી ' તમે જે કહો છો તે વાત કદાચ તમને સાચી લાગતી હશે. પરંતુ ઘેર જાઓ અને તમારા સ્વજનો-કુટુંબીઓને પાપપુણ્યની ભાગીદારી વિષે પૂછી જુઓ. એટલે

તમારા મનનું સાચું સમાધાન થઈ જશે !' મહાપુરુષના એ શબ્દો શ્રવણ કરતાં નાયાજીના હૃદયમાં ચોટ લાગી એટલે તે વિનયથી બોલ્યો : 'બાબા ! આપ અહીંઆ ઊભા રહેજો. હું હમણાં ઘરે જઈને મારાં માતપિતાને પૂછીને હાજર થઈશ !' આમ કહી લૂંટારો ત્વરાથી એ પહાડીવાટમાં દોટ મૂકતો કોતરોની આડમાંથી પોતાના ઘર તરફ દોડી ગયો.

લગી ચોટ નાયા ઘર લોટે, દેખત પૂછન લગે નીજ તાત;
કયોં ચલી આયે બેટા, કુછ જંગલ હી મેં હુવા ઉત્પાત,
લૂંટ લૂંટ કે મેં ધન લાયો, કિતને પંથી કી કિન્હી ઘાત;
સોહી પાપમેં, પિતાજી ભાગીદાર બનો ભલી ભાંત.
નાયા તોહે કયાં હો ગયા, યહી પાપ બિકે મત જાયજી
ગઠડિયાં જીસકે શીર હૈ, ઉસકે શીર બોજાયજી,
જીસને કિયા સો ભૂગતે, દોષિત નહિ દૂજાય જી;
મૈયા મોરે પાપસે, તુમ મત રખો જુદાયજી.
બેટા તોહે જનમ દિયો, તેરે પાપ બોજ કૈસે લહુ હાન
...નાયા જી ૬

હાંફતા હાંફતા નાયાજીએ ગૃહમાં પ્રવેશ કર્યો. એને અચાનક દોડી આવેલો જોતાં કાંઈ અનિષ્ટ બનાવ બન્યો હશે એવું ધારી એના પિતાજીએ પ્રશ્ન કર્યો :

'બેટા નાયા ! કોઈ દિવસ નહિ અને આજે તું આવી રીતે હાંફતો કાંપતો શા માટે દોડી આવ્યો ? જંગલમાં કોઈ ઉત્પાત થયો છે ?'

'નહિ પિતાજી એવું કાંઈ બન્યું નથી. પરંતુ મારે આપને કાંઈ પૂછવું છે.'

'ભલે બેટા, જે પૂછવું હોય તે ખુશીથી પૂછી લ્યે !'

'પિતાજી! વગડામાં જઈ હું વટેમાર્ગુઓની હત્યા કરી તેમની પાસેનું ધન લૂંટી લાવું છું, અને એનાથી તમારો ગુજારો કરું છું. મારા એ પાપકર્મમાં તમે ભાગીદાર ખરા કે નહિ ?' નાયા એ સીધો સવાલ પૂછયો. પોતાના પુત્રનો એ પ્રશ્ન શ્રવણ કરતા વૃદ્ધપિતા કહેવા લાગ્યા.

'બેટા નાયા ! તને આજે શું થઇ ગયું ? કોઇ દિવસ પાપ કર્મ તે વેચી શકાય નહિ તેમ અન્યને આપી શકાય નહિ. જેના શીર ઉપર ગાંસડી હોય એને જ બોજા રૂપ લાગે તેમ જે કરે તે ભોગવે', એમાં બીજા લગારે ભાગીદાર નથી. એટલે તારાં કરેલાં કર્મમાં હું લગારે ભાગીદાર થઈ શકું નહિ !' સાફ ઈન્કાર કરતા ઠંડા કલેજે પિતાએ હાથ ખંખેરી નાંખ્યા. એ જોતાં નાયો સાચે જ આશ્ચર્ય પામ્યો. પિતાજી પાસેથી ઊઠીને તે પોતાની જનની જનેતા પાસે ગયો અને વિનયથી બોલ્યો :

'માતાજી ! અત્યાર સુધી પાપ કર્મ કરી મેં આપ બધાનું પોષણ કર્યું. નિર્દોષ માનવીઓની હત્યા કરી. મારાં એ પાપ કર્મમાં તમે તો જરૂર ભાગીદાર થશો, કેમકે તમે મને કદી ન્યારો રાખ્યો નથી. સદા સર્વદા મારામાં તમારી અપાર મમતા અને અપાર વાત્સલ્ય છે. માટે તમે તો સાચે જ મારાં છો. મારાં પાપ કર્મથી તમે કદી ન્યારા થઈ શકો નહિ !'

'બેટા ! તું કેવી રીતે વાતો કરી રહ્યો છે ?' હું તારી માતા છું. તને જન્મ આપ્યો. તને પયપાન કરાવીને ઉછેર્યો. જ્યારે તું ઉંમરલાયક થઈ કમાતો થયો ત્યારે તેં અન્યની સાથે મારું પોષણ કર્યું એ સાચી વાત છે. પરંતુ દીકરા !

મેં તને જન્મ આપ્યો છે એ માતા ને આજે તું તારા પાપનો બોજ આપી હેરાન કરવા આવ્યો છે ! એ કેમ બની શકે ? પાપ કર્મમાં કોઈ ભાગીદાર થઈ શકે નહિ.'

માતાએ સત્ય સમજાવી દીધું.

જીવનમાં આજે પહેલી જ વાર જન્મદાતા માતાપિતાના મુખથી નાયાએ આવા કઠોર વેણ શ્રવણ કર્યાં. એના રોમ રોમમાં જખમ લાગી ગયો હતો. હૈયું ઘવાઇ ગયું હતું. હતાશ થયેલો નાયો માતા પાસેથી ઊભો થયો. એને વિચાર આવ્યો કે માત પિતા ન્યારા થયા પરંતુ મારી પત્ની તો સદાય મારી સાથે લપટાયલી છે. એનો તો મારામાં અનન્ય પ્રેમ છે. એ મારી અર્ધાંગી નારી તો જરૂર મારાં પાપ કર્મમાં ભાગીદાર થશે ! વિદાય થતાં પહેલાં નાયો પોતાની પત્ની પાસે આવ્યો અને દિલની કથા કહી સંભળાવી.

યૌવનમદ ભરી અપની નારસે, નાયા દિલકી વ્યથા સુનાય,
તુમી હો મેરી અર્ધાંગી, સુખ દુઃખકી સાથી સુખદાય.
મોરે કર્મકા બોજ ઉઠાલે, બહુરી મેરી પાપ કમાઈ
કૈસે બને યહી, મરૂં મેં તુમરે આતમ મોહે જીવાય.

કાયાસે છાંયા ન્યારી નહિ, યો કર્મ સંગ રહાયજી,
જીસને કિયા સોહી પાઈયા, યહી કર્મ ભોમ કહાયજી,
અપને પાપસે ડર ગયે, ઉબરનકો યહાં આપજી,
પાપ બોજ મેં ના લહું, નાથ લાગહું પાયજી.

ઘરકી નાર મેં ઘરકો સમ્હાલુ, અપનો કર્મ કયોં. બને
હેરાન...નાયાજી—૭

'પ્યારી વામા ! તું તો મારી અર્ધાંગના, સુખદુઃખની સદા સાથી બની રહી છે. મારા કર્મનો બોજ ઉઠાવી લે ! મેં બહુ જ

પાપ કર્યાં છે. મારા એ પાપકર્મમાં મારી અર્ધાંગના હોવાથી તું સાચે જ ભાગીદાર છે!' નિત્ય પોતાના ખંડમાં આવી પ્રેમ ભરી વાતો કરનારા સ્વામીને આજે આ શું પાગલપણું લાગી આવ્યું છે! પત્નીને પણ આશ્ચર્ય થયું. છતાં તે સ્પષ્ટતાથી કહેવા લાગી :

'સ્વામી! તમે જે કહી રહ્યા છો તે બિલકુલ અશક્ય છે, કેમકે હું મરી જાઉં તો તમે તમારો આત્મા મારામાં મૂકી મને સજીવન કરી શકવાના નથી. તો પછી તમારાં પાપ તો હું કેવી રીતે લઈ શકું? અન્યના કર્મમાં હું ભાગીદાર કેવી રીતે બની શકું! કાયાથી છાયા કદી ન્યારી થતી નથી. તેમ કરેલાં કર્મો માનવીની સાથે જ રહે છે. 'કરે તેવું પામે અને વાવે તેવું લણે'. આનું નામ કર્મભૂમિ છે. 'કર અને જો' અહીં કરીને અહીં જ ભોગવવું પડે છે. એમાં બીજાને કાંઇ લેવા દેવા નથી. કેટલા સમયથી તમે પાપની ઊંડી ગર્તામાં ડૂબી ગયા હતા એટલે ભયભીત બની આજે એ પાપનો બોજ હળવો કરવા માટે મારી પાસે આવ્યા છો, પરંતુ હું તમને પ્રણામ કરીને કહું છું કે તમારા પાપનો બોજ મારાથી લઈ શકાય તેમ નથી. હું તમારી અર્ધાંગના છું.-ઘરની નારી છું. એટલે ઘરની સંભાળ રાખું. પરંતુ તમારા પાપ કર્મની ભાગીદાર બની હેરાન થઈ શકું નહિ!'

પોતાની સામે આજદિન સુધી જેણે કદી જબાન ખોલી નથી, એ પ્યારી પત્નીએ આજે મોં ફાડીને વેણ સંભળાવ્યાં. એના શબ્દો તો નાયાજીના હૃદયની આરપાર થઈ ગયા.

માતા પિતા સબ હો ગયે ન્યારે, પાપ બોજ કો નાહિ લહે;
અપની પિયાકો કર્મપે બહુરી નીકે બેન કહે.

પાપ કરે સોહી પાપી હે, દૂજા કાહે દાગ લહે;
બાની સુની કે, નાયાકે નૈનનસે જલબુંદ બહે.

અપને કર્મકા બોજસે, નાયો હુવે હેરાન જી;
બિકલ હુઈ કે ધાઈયા ચરણ ગ્રહે દિલજાન જી.
સાહિબ નૈના ખોલ કે, મોહે દિન્હ દૃષ્ટિ દાન જી;
શરણાગતકો ઉબારીયો, સદ્‌ગુરુ કૃપા નિધાન જી.

નાહિ છાંડુ ગુરુદેવ પિયાકો, મોહે બના દિયે ઈન્સાન....
નાયાજી ૮

આશા ભર્યા હૃદયે પોતે ઘેર આવ્યો. જે માતા પિતાને પોતાના સમજતો હતો, એ જન્મદાતા તો પોતાના પાપ કર્મથી ન્યારા થઈ ગયા. કોઈપણ પાપનો બોજ શીર પર લેવા સંમત થયું નહિ. પ્યારી પત્નીએ કર્મ ઉપર મીઠો ઠપકો આપતા ચોકખી વાત કહી દીધી. જે પાપ કરે છે એ જ પાપી છે. અન્યને એના પાપનો ડાઘ લાગતો નથી !' પત્નીના એ શબ્દો શ્રવણ કરતાં નાયાનું હૃદય ભાંગી ગયું. અને તે એટલે સુધી કે એની આંખોમાંથી જલધારા વહન થઇ રહી.

પોતાનું પાપ આજે એને ખાવા ધાઇ રહ્યું હોય તેમ ભયભીત બનેલો નાયો ઘરમાંથી બહાર નીકળ્યો અને વગડાની વાટે દોટ મૂકતો પહાડીવાટમાં આવ્યો. જોયું તો હજુ રથ એમનો એમ જ ત્યાં ઊભો રહ્યો હતો. નિકટ જઇ નાયાજીએ પોતાના જ્ઞાનદાતા સદ્‌ગુરુના ચરણ ગ્રહી લીધા અને પ્રેમાશ્રુ વહાવતા વાચા ખોલી !

'સાહેબ ! તમે મારી આંખો ખોલી મને દૃષ્ટિદાન કર્યું, ઘોર અજ્ઞાનના અંધકારમાં અંધ બનેલા મારા જેવા અજ્ઞાનીને

તમે જ્ઞાનદૃષ્ટિ આપી સાચે જ દેખતો કર્યો. મને શરણાગત જાણીને ઉગારી લ્યો. સદ્‌ગુરુ દેવ ! તમે તો સાચે જ કૃપા-નિધાન છો. હવે તો મેં તમારા ચરણ ઝાલી લીધા છે. તેનો કદી ત્યાગ કરીશ નહિ. ગુરુદેવ ! તમે તો મને શયતાનને ખરેખર ઈન્સાન બનાવી દીધો. અધમાધમ નાયાને ઉપદેશ આપી પાપમુકત બનાવ્યો ! સ્વામી ! હું તમારો છું. મને આપના ચરણથી કદી ન્યારો રાખશો નહિ !' આમ કહેતાં વંદનીય સદ્‌ગુરુના ચરણગ્રહી અજ્ઞાત બાળકની જેમ અધીર બનેલા નાયાજી ઝાર ઝાર અશ્રુ વહાવી રહ્યા.





# ૩–પૂર્વજન્મ કથા.

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥

(गीता. ५–४)

'હે શત્રુને તાપ આપનાર અર્જુન ! મારા અને તારા અનેક જન્મો થઈ ગયા છે. આ સર્વનું સ્મરણ મને છે, તને નથી. તેનું કરણ એ જ છે કે, તારા અને મારા પુષ્કળ જન્મો થઈ ગયા છે. તને તારા જન્મોનું સ્મરણ રહ્યું નથી. અને હે અર્જુન ! મેં જે વેળા જે જે અવતાર લીધા હતા, તે સર્વે અવતારોનું મને સ્મરણ છે.'

પારસમણિ અરૂ સંતમેં, બડો આંતરો જાન,
વે લોહા કંચન કરે, યે કરે આપ સમાન.

'પારસમણિ અને સંતમાં બહુ મોટો તફાવત હોય છે. પારસ તો લોઢાને કંચન કરી શકે, પરંતુ પારસ લોઢાને પારસ બનાવી શકે નહિ. ત્યારે સંત તો પોતાના સમાગમમાં આવેલાને પોતાના જેવો-સ્વયંસંત બનાવી દે છે.'

સદ્‌ગુરુ પારસના સ્પર્શથી કથિર કંચન બને તેમ અધમ લૂંટારાનું સાચે જ પરિવર્તન થયું. શયતાન મટીને તે ઇન્સાન બની ગયો. વંદનીય સદ્‌ગુરુના ચરણ ગ્રહી નાયાજી પ્રેમાશ્રુ વહાવી રહ્યા હતા. એને સંબોધતા સદ્‌ગુરુએ વાચા ખોલી :

'નાયાજી ! તમારા પૂર્વજન્મના ભાગ્યનો ઉદય થયો અને દુર્લભ સંત સમાગમ પ્રાપ્ત થયો, એને લીધે જ તમારા જેવા અધમાધમ લૂંટારાના અનુગ્રહનો દિવસ નિકટ દોડી આવ્યો !'

'મહારાજ ! આપ એ શું કહી રહ્યા છો ? મને તો મારા બાળપણની વાતો પણ યાદ રહી નથી, ત્યારે તમે તો પૂર્વજન્મની વાત કરો છો ! એ પૂર્વજન્મની મારા જેવા નરાધમ લૂંટારાને તો ક્યાંથી ગતાગમ હોય શકે ! કૃપા કરીને હું પૂર્વજન્મમાં કોણ હતો ? મેં એવું તે શું પાવન કાર્ય કર્યું કે આ ભવમાં અચાનક મારા ભાગ્યનો ઉદય થઈ ગયો ? દયાનિધિ ! મને એ અગમ્ય કથા કહી સંભળાવો !' કહેતાં સદ્‌ગુરુના ચરણ ગ્રહી નાયાએ દીનતાથી પ્રેમાગ્રહ કર્યો. એટલે સદ્‌ગુરુએ પોતાનો વરદ હસ્ત એનાં નેત્રો ઉપર સ્થાપ્યો. તેની સાથે જ નાયાજીના નૈન મીંચાઈ ગયાં. એને પોતાના પૂર્વ જન્મના અનુક્રમે દર્શન થયાં અને તે એક જન્મના નહિ પરંતુ ત્રણ અવતારનાં દર્શન થયાં. નાયાને પોતાના પ્રથમ અવતારની ઝલક આ રીતે દૃશ્યમાન થઈ.

અગલે જન્મકે ભાગ તિહારે, સંત સમાગમકો પાયા;
સોહનદાસકી, રજપૂતે સેવા કિન્હી સુખદાયા.
યોગીકો અનુરાગ હુવા, કુછ મંગ લે પ્યારે મન ભાયા;
કુછ ના ચહુ મેં, બાબા, મોહે જન્મ મરણ દુઃખદાયા.

મરૂભૂમિ–મારવાડમાં રાઠોડ કુળમાં જન્મ થયો. તે સમયે એમનું નામ ઝુઝારસિંહ હતું. રાઠોડનો સત્સંગ અને સંત સેવામાં અનન્ય અનુરાગ હતો. પોતાના આંગણે આવેલા સંત અભ્યાગતનું તેઓ પ્રેમથી સન્માન કરતા અને સત્કાર-પૂર્વક ગૃહમાં પધરાવી તેમની સેવા કરતા.

એક દિવસ રાજપૂતનો અનુરાગ ધન્ય બની ગયો. એમના આંગણે સોહંમનાથ નામના વંદનીય યોગી પુરુષનું આગમન થયું. એ મહાપુરુષના ચરિત્રનો એક સ્થળે યથાર્થ ઉલ્લેખ કરાયેલો છે. એ પ્રભાવી સંતના ચરિત્રનું સંક્ષિપ્તમાં આલેખન કરીએ.*

મારવાડમાં જાયલ રિયાસતમાં દેવાનંદ સ્વામીનું પુરાતન સ્થાન આવેલું છે. એ મહાપુરુષે મહાપ્રયાણની તૈયારી કરી. તે સમયે વ્યાકુળ બની અશ્રુ વહાવતી જનતાને આશ્વાસન આપતાં તેમણે કહ્યું કે, 'અત્યારે તો સદ્દગુરુ તમારી આંખ આગળથી ન્યારા થાય છે, પરંતુ સોળમી પેઢીએ અવતાર લઈને હું પુનઃ આ સ્થાનમાં આવીશ !' આવો દૃઢ વિશ્વાસ આપી સંતે મહાપ્રયાણ કર્યું.

---

* 'સંત નિર્વાણ સાહેબ' નામક ગ્રંથમાં યોગી પુરુષ સોહંમનાથની અવતાર લીલા પૃષ્ઠ ૪ થી ૧૧ સુધીમાં આલેખન કરાયલી છે.

ત્યાર પછી દેવારામ સ્વામીએ મુલતાનમાં જન્મ ધારણ કર્યો. એક વણિક ગૃહસ્થને કાંઈ સંતતિ ન હતી. સંતોની સેવા કરતા એક યોગી પુરુષે વરદાન આપ્યું, 'બેટા ! તને પુત્ર થશે, પરંતુ સાધુનો બાળ હોવાથી તે વૈરાગ્યની વસમી વાટે વિદાય થઈ જશે!' મહાપુરુષનાં વચન અનુસાર વણિકના ભુવને પુત્ર થયો. એનું નામ 'સોહંમનાથ' રાખવામાં આવ્યું. બાર વર્ષની ઉંમર થતાં એક મહાપુરુષનું આગમન થયું તેમની સાથે સોહંમનાથ વિદાય થયા અને ઉત્તર ખંડના નર-નારાયણ પર્વત ઉપર જઈ ધ્યાન મગ્ન બની ગયા.

વર્ષો પછી ધ્યાન મુક્ત થતાં યોગીરાજ પોતાના આસનેથી ઊભા થઈ ગિરિ કંદરા ઉપરથી નીચે ઊતર્યા અને માનવ કલ્યાણના વિરાટ પંથે પ્રયાણ કર્યું. એ સોહંમનાથનું મરૂ-ભૂમિ-મારવાડમાં આગમન થયું. મહાભાગ્યશાળી રાઠોડ ઝુઝારસિંહના અનુગ્રહનો મંગળ દિવસ નિકટ આવી રહ્યો હતો એટલે એમના દ્વારે યોગી પુરુષનું આગમન થયું. સંતનો સાદ શ્રવણ કરતાં રાઠોડ ત્વરાથી બહાર આવ્યા, અને પ્રેમથી એ મહાપુરુષને વંદન કરી પોતાના ગૃહમાં પધારવા વિનંતી કરી. ભક્તના પ્રેમાગ્રહનો યોગી પુરુષ અનાદર કરી શક્યા નહિ. પ્રેમાધીન સંતે ભક્તના ભવનમાં પ્રવેશ કર્યો.

બાબા સોહંમનાથજીને આસન ઉપર પધરાવી રજપૂતે પ્રેમથી તેમના ચરણ પખાળી પૂજન કર્યું. પોતે ચરણામૃતનું પાન કરી પોતાના ગૃહના બધા જ માણસોને ચરણામૃતનું પાન કરાવી પાવન કર્યા.

ત્યાર પછી રાઠોડે સંતના ચરણમાં પ્રસાદ ધરાવ્યો અને આરોગવા માટે વિનય દાખવ્યો. વિમળ હૃદયના એ રાજપૂત

ભક્તનો પ્રસાદ આરોગી સંત તૃપ્ત થયા. અને ઘડીભર સત્સંગ કર્યા પછી મહાપુરુષ વિદાય થવા તૈયાર થયા. જે મહાભાગ્યશાળી રજપૂતનું ઘર શોધતાં એ યોગી પુરુષનું આગમન થયું હતું, એ ઝુઝારસિંહની સંત સેવાથી યોગી પુરુષના હૃદયમાં સાચે જ અનુરાગ જાગ્યો. તેઓ પ્રસન્ન થયા. મહાપુરુષે વાચા ખોલી :

'બેટા ઝુઝારસિંહ! સંતના ચરણમાં તમારો સાચો પ્રેમ છે એને લીધે જ આજે તમારા આંગણે યોગી પુરુષનું આગમન થયું. તું સાચે જ મહા ભાગ્યશાળી છે. તારી પ્રેમ ભક્તિથી આજે યોગી પુરુષનું હૃદય પ્રસન્ન થયું છે. માટે દિલ ચહાયતે માગી લ્યો!' મહાપુરુષે રાઠોડને મનવાંચ્છિત માગવા કહ્યું તે સમયે ઝુઝારસિંહે વિનયથી દીન યાચના કરી :

'બાબા! મારે બીજું તો કાંઈ નહિ જોઈએ. કેવળ એક જ વ્યથા મારા હૃદયને સતાવી રહી છે. દયાનિધિ! મને જન્મ મરણ અતિ દુઃખદાયક લાગે છે. માટે મારો આવાગવનનો ફેરો મિટાવી દો!'

એની યાચના શ્રવણ કરતા યોગી પુરુષ વિચાર મગ્ન બની ગયા. લગાર આંખો મીંચી ધ્યાન કરી સંતે વાચા ખોલી :

'રાઠોડ! તમે જે યાચના કરી એ મોંઘા મનોરથ આ ભવમાં કદી સિદ્ધ થઈ શકે તેમ નથી કેમકે તમે જે વચન આપી આવ્યા છો એનું પાલન કરવાનો સમય આવી પહોંચ્યો છે. એમાંથી તમે લગારે છટકી શકો તેમ નથી!'

યોગી પુરુષના એ શબ્દો શ્રવણ કરતા ઝુઝારસિંહ બોલી ઊઠયો : 'બાબા! મેં એવું તે શું વચન આપ્યું છે કે જેનાં

બંધનો મને ભવબાધાથી મુકત થતા આડે આવી રહ્યાં છે ?'

રાઠોડ અગલે જન્મમેં, યોગી થે બ્રહ્માનંદજી;
બડી તપસ્યા કિની, ઠાઢે ઉત્તરા ખંડજી.
પર્યટનમેં વામા મિલે, કિયે કોલ ધરેહી પિંડજી;
રાઠોડ અબ તો રાહ ચૂકે, પુનર્જન્મ મિટે ફંદજી.

મુરધર દેશસે ગુર્જર ધરામેં,
જ્ઞાની સંતકા હુવે મિલાન.......નાયાજી ૯

'ઝુઝારસિંહ ! તમે ગત જન્મમાં ' બ્રહ્માનંદ સ્વામી ' નામના યોગી પુરુષ હતા. મહાન તપેશ્વરી હતા. ઉત્તરખંડ-હિમાલયની ગિરિ કંદરા ઉપર જઈ કઠિન તપશ્ચર્યા કરી. વર્ષો પછી ધ્યાન મુકત થતાં પોતાના આસન ઉપરથી ઊભા થઈ ગિરિ કંદરા ઉપરથી નીચે ઊતાર્યા અને માનવ કલ્યાણાર્થે પાવન પર્યટને વિચર્યા. તે સમયે એક યુવતીએ પ્રેમથી તમારી સેવા કરી. પ્રસન્ન થઇ તમે તેને મનવાંચ્છિત માગવા કહ્યું ત્યારે તે બોલી ઊઠી: 'યોગીરાજ ! આપ મારા ઉપર સાચે જ પ્રસન્ન થયા હોય તો તમે મારા સ્વામી બનો !' એ વામાની યાચનાથી તમે ધર્મસંકટમાં મુકાઈ ગયા. વચન આપ્યું હતું. વિમુખ થાય તો યોગીનું બિરૂદ વગોવાય. એટલે શાંત ચિત્તે કહ્યું :

'દેવી ! આ જન્મે યોગીનું શરીર ધારણ કર્યું છે એટલે કદી યોગ ભ્રષ્ટ થઈ શકું નહિ. પરંતુ આવતા જન્મે હું તમને જરૂર મળીશ અને તમારી યાચના પૂર્ણ કરીશ !' આમ કહી એ વામાના હાથમાં તમે વચન આપ્યું હતું. આપને પ્રાપ્ત કરવાના હર્ષાવેશમાં પાગલ બનેલી એ યૌવના વિદાય થઈ

અને એકાગ્રતાથી ધ્યાન મગ્ન બની પોતાનું શેષ જીવન હરિસાધનામાં વ્યતીત કર્યું.

એ ભાગ્યશાળી વામાને આપેલા વચનનું પાલન કરવા માટે જ તમે અવતાર ધારણ કરીને આવ્યા છો. સમય પાકવા આવ્યો છે એટલે થોડા દિવસોમાં જ એ નવયૌવનાનું આગમન થશે અને એના પ્યારમાં તમે સાચે જ ભાન ભૂલી જશો. એટલે આ જન્મે તો તમે આવાગવનથી કદી મુકત થઈ શકો તેમ નથી. પરંતુ આવતા જન્મમાં તમો મારવાડથી ગુજરાતમાં અવતાર ધારણ કરશો. તે સમયે જ્ઞાની સંતનું મંગળ મિલન થશે એ મહાપુરુષના દર્શનથી તમે સાચે જ પાવન થઈ જશો!'

સોહી સંત તેરા ઉદ્ધારક, તોહે ઉબારનકો આવે;
નૈન ખોલકે, અવિગત રૂપ હરિકા પિછનાવે.
વે દિન તેરા હે નિસ્તારા, આવાગવન ફિર નહિ પાવે;
હુવે બિદાઈ, યોગીકો ઝૂઝાર પ્રેમસે શિર નાયે.

એ સંતપુરુષ ઉદ્ધારક બનીને તમારી પાસે આવશે અને તમારી આંખો ખોલીને અવિગત ઈશ્વરના રૂપનું યથાર્થ દર્શન કરાવશે. એ દિવસે તમારો સાચે જ અનુગ્રહ થઈ જશે. ત્યારપછી તમે આવાગમન—જન્મ મરણની વિકટ ફંદથી સાચે જ મુક્ત થઈ જશો. 'બેટા ઝુઝારસિહ! આ રીતે તમારા અનુગ્રહનો દિવસ હજુ ઘણો દૂર છે. માટે હાલ તો પ્રેમથી સંત સેવા અને પ્રભુભકિત કરતા કાળ નિર્ગમન કરો. તમારું સાચે જ કલ્યાણ થઈ જશે!' આમ કહી યોગીપુરુષ વિદાય થવા તૈયાર થયા. તે સમયે રાઠોડે વિનયથી તેમના ચરણમાં શિર નમાવ્યું. શુભાશિષ આપી સંતે પ્રયાણ કર્યું.

કર્મગતિ કૈસે મિટે, જગે રંભા દેવી સો પ્યારજી;
ઝૂઝાર ભક્તિ ભૂલ ગયે, રૂપસે ડૂબે મઝધારજી.
ધૂરે નગારે જંગકે, રજપૂતા ધરે હથિયારજી;
રણહાંક બજે રજપૂતની, ઝબકી રહી તલવારજી.
મુગલ મેવાડી જંગ મચ્યોરી, રજપૂતા ઝુઝે મેદાન.
...નાયાજી ૧૦

સમયના વીતવા સાથે ભાવિના ભાખેલા વેણ યથાર્થ થયાં. યોગીપુરુષે જેને વચન આપ્યું હતું, એ લલનાએ હરિસ્મરણ કરતાં પોતાના દેહનું દમન કર્યું. એ દેવાંગનાએ ભટ્ટી વંશમાં જન્મ ધારણ કર્યો. વર્ષો પછી ભટિયાણી રંભા દેવીને પોતાના ગત જન્મના પતિનું ભાન થયું અને તે પરભવનું વચન નિભાવવા માટે રાઠોડ ઝુઝારસિંહના ભવને આવી પહોંચી.

બાબા સોહંમનાથ ચેતાવી ગયા હતા એટલે મૃગજળ માયામાં ફસાવાનો તેમનો લગારે વિચાર ન હતો. પરંતુ ભટિયાણી રંભાદેવીનું રૂપ જોતાં જ તેઓ મુગ્ધ થયા. સાથે પરભવના વચનનું બંધન આડે આવ્યું અને રાઠોડ ઝુઝારસિંહ પરવશ બની રંભાદેવીના પ્યારમાં ખોવાઈ ગયા.

ગહન કાળાવધિના વિયોગી આત્માનું પુનર્મિલન થયું. અને જાણે પ્રેમાબ્ધિ છલકાઈ રહ્યો. પ્રેમનશામાં ચકચૂર બનેલા ઉભય પ્રેમીઓને સમયનું પણ ભાન રહ્યું નહિ. એ અનુરાગીએ કોણ જાણે કેટલો કાળ નિર્ગમન કરી નાંખ્યો.

ત્યાર પછી અચાનક રણહાંક વાગી. એટલે રાઠોડ ઝબકીને જાગી ઊઠયા. મુગલો અને મેવાડીઓનો જંગ મચ્યો હતો. રજપૂતો હથિયાર બાંધી મેદાને જઈ રહ્યા હતા. એ સમયે

રાઠોડ રજપૂત પ્યારી પ્રેમદાના મોહમાં ફસી પડદામાં લપાઈ રહે એ કેમ બને ? ઝૂઝારસિંહ સાવધાન બની ગયા, અને હથિયાર બાંધી સજ્જ થઇ ભટિયાણી રંભાદેવી પાસે વિદાય માગવા આવ્યા.

સ્વામીને યુધ્ધે જતાં જોઈ રંભાદેવીના નેત્રામાંથી જળ ધારા વહન થઈ રહી. ભાવિની અકળિત ગતિને સતી ભટિયાણીજી યથાર્થ કળી ગયાં, છતાં તે સમયે પ્રેમથી સ્વામીનું પૂજન કરી પુષ્પમાળા પહેરાવી તેમના ચરણમાં ઝૂકીને વંદના કરતા રંભાદેવીએ સ્વામીને વિદાય આપતા કહ્યું, 'નાથ ! યુદ્ધમાં જીતીને વહેલા પધારજો !'

'દેવી ! યુદ્ધમાંથી પાછા ફરી શકાશે તો આપણું પુનર્મિલન થશે, અને નહિ તો અત્યારનું મિલન એ આપણે માટે અંતિમ મિલન બની રહેશે ! રજપૂતનું શરીર તો રણભૂમિમાં રોળાવા માટે જ સર્જાયું છે. માટે દેવી, તમે એ વાતનો મિથ્યા શોક કરશો નહિ !' આમ કહી દૃઢ આશ્વાસન આપતા ઝુઝારસિંહે પ્રયાણ કર્યું. વિદાય થતા સ્વામીને ભટિયાણી રંભાદેવી અશ્રુ નયને નિહાળી રહી. અને રાઠોડે સમરભૂમિમાં આવી રણડાંક વગાડી.

રંગ રાખા ઝુઝારને, ફાની યહ જગ બીચ;
ડંકા દિયા દિલ શેરને, અમર નિશાના સીંચ.
અમર નિશાના સીંચ, ઝટક તલ્વાર ઝુકાવે;
ગીર ગીર પડે ગવાંર, મર્દકા માન મૂકાવે.
કહત માધવદાસ, સત્ય ભડવીરને ભાખા;
ફાની યહ જગ બીચ, રંગ ઝુઝારને રાખા.

(સંત માધવદાસ કૃત-કુંડળિયા. માધવદાસ)

ઝુઝારસિંહકો સોઢી જંગમેં, અમર શહાદતકો પાયે;
યોગીકે બેનસે, જન્મ લે ગુર્જર ભૂમિમેં આયે.
કાનમ દેશમેં ભયે લૂંટેરા નાયાજી નામસે પિછનાયે;
ગુરુ ઈમામશાહકી, દયાસે પૂરબ જન્મ દરશાયે.

મુગલ અને મેવાડીઓના યુદ્ધમાં ઝુઝારસિંહ અમર શહાદત પ્રાપ્ત કરી—વીરગતિ પામ્યા. બાબા સોહંમનાથના કથન અનુસાર મારવાડથી તેમનો ગુર્જર ભૂમિમાં કાનમ પ્રદેશમાં જન્મ થયો અને નાયાજી લૂંટારાના નામથી લોકોએ તેમને પિછાણ્યા. સદ્‌ગુરુ ઈમામશાહની દયાથી નાયાજીએ પોતાના ત્રણ જન્મનાં દર્શન કર્યાં.

નૈન ખોલકે દેખિયા સન્મુખ બૈઠે ગુરુ પીરજી;
સાહિબ મોપે કિરપા કિની, મિલે ગુણ ગંભીરજી.

નિદ્રામાંથી સજાગ બને તેમ નાયાજીના નેત્રો ખૂલી ગયાં. જોયું તો પોતાની સન્મુખ સદ્‌ગુરુ ઇમામશાહ બેઠા હતા. એ વંદનીય સદ્‌ગુરુએ પોતાને પૂર્વજન્મનાં દર્શન કરાવતાં અસલ યુગની ઓળખાણ કરાવી. દીનતાથી નાયાજી દયાનિધિ સદ્‌ગુરુના ચરણમાં ઝૂકી પડયા અને વિનયથી વાચા ખોલી :

'હે સાહેબ! મારા ઉપર કૃપા કરી ગુણ ગંભીર થઈ મને મળ્યા, અને મારો અનુગ્રહ કર્યો. કૃપાનાથ! મને આપના ચરણનો દાસ જાણી સંગાથે રાખી લ્યો!' કહેતાં નાયાજી ગદ્‌ગદીત થઈ દીન યાચના કરી રહ્યા.

સંત ઈમામશાહ સૂફી સંત હતા, એટલું જ નહિ પણ ગીતા, ઉપનિષદના અભ્યાસી તેમ જ અથર્વ વેદના જ્ઞાતા હતા. એને લીધે જ તેમણે નાયાજીને ત્રણ અવતારનાં દર્શન કરાવ્યાં.

જો કે ઈસ્લામમાં પૂર્વજન્મ તથા પુનર્જન્મની માન્યતા કબૂલ નથી.

મુહમ્મદ સાહેબને કહેવામાં આવ્યું હતું કે, 'ગૈવ' અર્થાત્ અજ્ઞાતની વાતો બતાવો. એમણે કહ્યું, 'અગર હું જાણતો હોત તો આખી સૃષ્ટિ ઉપર મારી સત્તા ચાલત. મૃત્યુ પછી જીવન કાયમ રહે છે. તે નવું શરીર ધારણ નથી કરતું, સૂક્ષ્મ લિંગ દેહમાં પડી રહે છે. નવું શરીર, સ્થૂળ શરીર ધારણ કરે છે અથવા નહિ, એ સ્પષ્ટ નથી કહી શકતો. એટલા માટે કબ્રસ્તાનમાં પડી રહે છે.' આ પ્રમાણે મુસલમાન પણ માને છે કે, મરી ગયા પછી જીવન છે. સવાલ એ છે કે તે સૂક્ષ્મ રૂપમાં છે કે સ્થૂલ રૂપમાં ?

એક વખતે એક મુસલમાન ભાઈની સાથે ચર્ચા ચાલી રહી હતી. મેં એમને કહ્યું કે, એક છોકરો પેદા થાય છે અને બે મિનિટ પછી મરી જાય છે, તો શું છેવટના દિવસે ન્યાય કરતા અલ્લાહ એના બે મિનિટનાં પાપ-પુણ્યને જોઈને ન્યાય કરશે ? એક જીવ અનન્તકાળ સુધી અવ્યકત રહે છે પછી બે મિનિટ માટે વ્યકત થઈ જાય છે. અને અનંત કાળ સુધી અવ્યકત રહે છે. આ વાત તર્ક સંગત લાગતી નથી.'*

આમ હોવાં છતાં સંત ઈમામશાહે નાયાજીને તેના પૂર્વજન્મનાં દર્શન કરાવ્યાં. નાયાજી યોગીપુરુષ હતા. યોગ ભ્રષ્ટ યોગીપુરુષે અવનિમાં અવતાર લીધો હતો.

શ્રીમદ્ ભગવદ્ ગીતાના છઠ્ઠા અધ્યાયમાં અર્જુન પોતાના હૃદયની શંકા વ્યકત કરતા યોગભ્રષ્ટ યોગીની અંતે શી દશા થાય એ વિષે પ્રશ્ન કરે છે.

---

* વિનોબા ભાવેના પુનર્જન્મ, નામના લેખ ઉપરથી. ધર્મસંદેશ તા. ૧-૧૨-૭૫

## ૩—પૂર્વજન્મ કથા

'હે કૃષ્ણ! જે યોગમાં શ્રદ્ધાવાળો છે, પરંતુ પૂરો સંયમી ન હોવાથી તેનું મન યોગથી ચલિત થયું હોય તો એ યોગની સિદ્ધિને પ્રાપ્ત કરતાં કઈ ગતિને પ્રાપ્ત થાય છે?'

'હે મહાબાહો! શું તે (યોગથી અને સિદ્ધિથી) ઉભયભ્રષ્ટ થયેલો સાધક બ્રહ્મ માર્ગમાં મૂઢ થઈને છિન્નભિન્ન થયેલા વાદળની પેઠે નાશ તો નથી પામતો ને?'

'હે કૃષ્ણ! મારા આ સંશયને સંપૂર્ણ છેદવા આપ યોગ્ય છો; કેમ કે આપ વિના બીજો આ સંશયને છેદનાર મળે તેમ નથી.'

અર્જુનના આ પ્રશ્નનો ભગવાન શ્રીકૃષ્ણ આ રીતે ઉત્તર આપે છે.

'હે પાર્થ! આ લોકમાં કે પરલોકમાં તેનો વિનાશ નથી જ, કેમ કે હે તાત! શુભ કર્મ કરનારો કોઈ (મનુષ્ય) દુર્ગતિ પામતો નથી. તે યોગભ્રષ્ટ મનુષ્ય પુણ્ય કર્મ કરનારાઓના લોકને પામી ઘણાં વર્ષો સુધી (ત્યાં) રહી પછી પવિત્ર શ્રીમંતોને ઘેર જન્મે છે, અથવા બુદ્ધિમાન યોગીઓના કુળમાં જન્મે છે. ખરેખર આ લોકમાં આવો જન્મ અતિ દુર્લભ છે.'

'હે, કુરુનંદન! આ જન્મમાં તેને પૂર્વજન્મની (યોગ સાધનાવાળી) બુદ્ધિનો સંયોગ થાય છે. અને ફરીથી યોગ સિદ્ધિને પ્રાપ્ત કરવા માટે તે આગળ પ્રયત્ન કરે છે.'

આ રીતે ભગવાન શ્રી કૃષ્ણના કથન અનુસાર નાયાજીને સદ્‌ગુરુનો સમાગમ થયો અને પૂર્વજન્મના દર્શન કરવાનો

દુર્લભ યોગ પ્રાપ્ત થયો. એનાથી પૂર્વજન્મની યોગ બુદ્ધિનો સંયોગ થયો અને તેઓ સજાગ બની ગયા.

ભલે એક અધમ લુંટારા હતા. પરંતુ આખરે પોતાના મૂળ સ્વરૂપને ઓળખી લીધું, અને જેઓ યોગી હતા–સંત હતા–તે અસલ સ્વરૂપને પ્રાપ્ત કર્યું.

ભકત બીજ પલટે નહિ, જો યુગ જાય અનંત;
ઊંચનીચ ઘર અવતરે, આખિર સંતકો સંત.





# ૪—સદ્ગુરુનો મહિમા

गुरुर्ब्रह्मा, गुरुर्विष्णु, गुरुर्देवो महेश्वरः ।
गुरुरेकं परंब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

(गुरु गीता)

'ગુરુ જ બ્રહ્મા છે, ગુરુ જ વિષ્ણુ છે, અને ગુરુ જ સાક્ષાત્ મહેશ્વર છે. અને પરબ્રહ્મ તે જ સાક્ષાત્ સદ્ગુરુ છે. એવા સદ્ગુરુને નમસ્કાર છે.

નાયાકો મુરસદ મિલે, ઈમામશાહ ગુરુ પીર,
યારો અબોલા ક્યોં લિયે, પેખો ગુણ ગંભીર.

સંત નાયાજી કહે છે કે મને ઈમામશાહ મળ્યા અને એ મહાપુરુષે એક અધમ લુંટારાને સજાગ બનાવ્યો. મારી આંખો ખોલી નાંખી. અંતરમાંથી અજ્ઞાન દૂર કરી નાંખ્યું અને જ્ઞાનનો દીપ પ્રગટાવ્યો. એ સદ્ગુરુને મેં વંદનીય માન્યા. એમના ચરણનો હું કિંકર બન્યો, પરંતુ મને આશ્ચર્ય એ થાય છે કે મને જોઈને તમે મૂંગા કેમ થઈ ગયા છો?

મેં ઈમામશાહને મારા ગુરુ કર્યા તેથી તમને દિલમાં આઘાત થયો હોય એમ લાગે છે. પરંતુ જરા વિચાર કરી એ મહાપુરુષના મહિમાનો વિચાર કરો. સદ્‌ગુરુના મહિમાનો વિચાર કરો !' સંત નાયાજીના શબ્દો વિચાર કરવા જેવા છે. કદાચ આપના હૃદયમાં પણ જો એ જ પ્રકારની ગ્લાનિ પ્રગટી હોય તો દૂર કરવા જેવી છે.

જાત ન પૂછો સંતકી, જો પૂછો સો જ્ઞાન;
મોલ કરો તલવારકા, પડા રહને દો મ્લાન.

સંત પુરુષની જાત વિષે વિચાર કરવો એ અજ્ઞાન છે. એમના જ્ઞાન-ઉપદેશનો વિચાર કરો. સંત સુરદાસજી પણ આપણને એવા જ પ્રકારનો ઉપદેશ આપે છે.

ઉધો મેરે સંતકી જાત ન પાંત,
ભયા ચેહી દો દુનિયામેં અજાત.
ઉધો મેરે સંતકી જાત ન પાંત.

સંત ઈમામશાહ સુફી સંત હતા. મતમતા-તરોની ભિન્નતા અને રામ રહીમના ભેદથી સર્વદા અલિપ્ત એવા મુસ્લિમ સંતોની નામાવલી વિશાળ છે. અત્રે થોડાં નામોનો ઉલ્લેખ કરીએ.

રામરહીમા રૂપકો, જિશને ન દેખા ભિન્ન;
સોહી સંતકો વંદ હુ, માનો ફકીરૂદીન.

(સંત ફકીરૂદીન)

મધ્ય યુગના ભકિત પ્રવાહમાં રજૂ થયેલા મુસ્લિમ સંતોની યાદીને બાદ કરતાં, વૈષ્ણવ મુસ્લિમ કવિઓની સંખ્યા ઓછામાં ઓછી ચાળીસની છે.

મુગલ સમ્રાટ અકબરના સિપાહી અલીખાન પઠાણ, અનન્ય કૃષ્ણ પ્રેમી થયા. એ જ રીતે રસખાન પઠાણ વિષે લખાયું છે.

સુધા ભાગવત જો પિયે, વે નહિ ચાહત આન;
પિવત હરિકે હો ગયે, વે રસખાન પઠાન.

એ જ રસખાને 'સુજાન રસખાન' અને 'રસખાન દોહાવલી' ની રચના કરી હતી. સમ્રાટ અકબરના અંગરક્ષક આગીખાન પઠાણે રાજીનામું પેશ કરી વૃજમાં જઈ નિવાસ કર્યો. ફકીર થયા. ભગવાન શ્રીકૃષ્ણના અનન્ય ભકત બની ગયા. 'આગીખાન દોહાવલી' માં એમણે પોતાના હૃદયની વિમલ ભાવનાને વ્યકત કરી છે. એમના કુટુંબમાં બધા જ ભકત થયા.

માતમ ઘરકી રોશની, બાગી દીપ જલાય;
માદર પિદર બિરાદરા, બ્રીજમેં ડેરા લગાય.

બાગીખાનના વડીલ બંધુ ઐયુબખાને 'ઐયુબ બાવની' તથા 'વિનય બત્તીશા'ની રચના કરી. વૃજમાં નિવાસ કર્યો એ જ રીતે એમના દાદા માતમખાન કંદહારથી દિલ્હીમાં આવ્યા અને બાબા નાનક સાહેબના ઉપદેશથી મતવાલા બની ગયા. એ રોશનીને બાગીખાન, ઐયુબખાન તથા પિતા સાહિબખાન તથા માતા હમિદાએ જલતી રાખી. આખું કુટુંબ કૃષ્ણ ભકત બન્યું. એ જ રીતે નિવાજખાન, રજ્જુલ-ખાન ગુલાબખાન, કારેખાન આદિ ઘણાં ઘણાં નામો પ્રાપ્ત થાય છે.

ગુજરાતમાં થઈ ગયેલા મુસ્લિમ સંત કવિઓની નામાવલી આ પ્રમાણે છે. મહાન પ્રભાવી સંત નિર્વાણ સાહેબના ઉપ-દેશથી જેઓ વિરકત થઈ વંદનીય બન્યા એવા મહાનુભાવોમાં

સિદ્ધપુરના વહોરા દાઉદજી, સુરતના પઠાણ સિપાહી હાજીરખાન, કયામતખાન, અહમદ, રકીબ નવાયતા, (રાંદેર), નિઝામુદ્દીન કસાઇ, સાંઈ સૌદ્દાતખાં, સંત કવિ જાફરખાન, બાબા સજ્જુદ્દીન, સાંઇ દિગારશાહ, સાંઈ બહાદરખાન, આદિના નામો પ્રાપ્ત થાય છે. એ જ પ્રમાણે સત તેજાનંદ સ્વામીના શિષ્યોમાં પઠાણ સંત યાકુતખાન (અમદાવાદ) પઠાણ દીદારખાન, બલાલખાન, કમરૂદ્દીન કસાઇ, જુસબ નવાયતા આદિને સંતે ઉપદેશ આપી ફકીર બનાવ્યા.

સદ્દગુરુ મહિમાનું કોઈ વર્ણન કરી શકે નહિ પછી ભલે ને ગમે તે હોય!

બાબા ગુલશન કાજીએ વ્રજદાસ નામના મહાત્માને ગુરુ કર્યા. સંત માધવદાસના, મન્નતખાન, હાસમ કસાઈ, સંત પ્યારેદાસના રહેમતખાન, સંત રામનાથના, સાંઇ શહાદતખાં, સંત ભાણ સાહેબના મોજુદ્દીન, રવિ સાહેબના કાદરશાહ, ખીમ સાહેબના હૈબત ખલાસી આદિ સંતોનાં નામો પ્રાપ્ત થાય છે. તાત્પર્ય એ જ કે ઘણા સંતો અને ભકતોએ મુસ્લિમ મહાપુરુષો પાસે ઉપદેશ પ્રાપ્ત કર્યો હતો, એ જ રીતે કેટલાક મુસ્લિમ સંત કવિઓએ હિન્દુ સંત સાધુઓને પોતાના મુરસદ તરીકે માન્ય કર્યા હતા. હિન્દુ સંતોએ પોતાના સદ્દગુરુના યશ ગાયા એ તો નિર્વિવાદિત છે પરંતુ મુસ્લીમ સંત કવિઓએ પોતાના હિન્દુ મુરસદ-સદ્દગુરુના યશ ગાતા જે સંત વાણીની રચના કરી છે એનું વિસ્તારથી આલેખન કરીએ તો એક ગ્રંથ લખાય. સાંઈ દીન દરવેશના મુસ્લીમ શિષ્યો હતા, પીરૂદ્દીન, સુબ્હાન, મહંમદ શાહ, બાબાનબી, નેકખાન, બાબા ફાઝલ, સાંઈ હુસેનખાં, અમીરૂદ્દીન બાબા રબ્બુલ, મુરાદ, કુવ્વતખાન, બીજલીખાન, દાવલખાન આદિ મુસ્લીમ

શિષ્યો હતા. એ જ પ્રમાણે હિન્દુ શિષ્યોમાં બિંદુરામ, મેરામણ, ખંભાજી, તોગાજી જાટ, કાશીદાસ, મોકલ ખવાસ, પદ્મશેન રાઠોડ આદિ હિન્દુ શિષ્યો હતા.*

સંત નાયાજીના સદ્‌ગુરુ ઇમામ શાહે તો હિન્દુ સિવાય અન્ય કોઈને શિષ્ય બનાવ્યા નથી. મુલતાનમાં તેમણે પ્રતિજ્ઞા કરી હતી.

મુલતાનીકે બેનકા, જખમ લગે તા દિન;
હિંદવા મેરા બની રહે, મુરીદ ન મેરા મોમીન.
હિંદવા મેરા બની રહે, મેં હિંદવા કો હોઈ;
મુલતાની તુમ સુન લો, હિંદવા હમ સંગી હોઈ.

પોતાની એ ટેક નિભાવતા સંત ઇમામશાહે કેવળ હિન્દુઓને જ પોતાના મુરીદ-શિષ્ય બનાવ્યા. એ વંદનીય સદ્‌ગુરુના યશ ગાતા સંત નાયાજી એક પદમાં લખે છે :

(ચોપાઇ રમૈણી)

નાયા કહત મોહે સદ્‌ગુરુ પાયા, અધમ લૂટેરા કો ધંધ તજાયા.
સદ્‌ગુરુ મેરી અખિયાં ખોલે, જનમ જનમ મેરે દિખે અમોલે. ૧
મિટ ગઈ રૈની ભયા ઉજીયાલા, દિયે ઉપદેશ ગુરુ મતવાલા;
સાહિબ નામ સંભારો પ્યારા, રામ રહીમ મત પેખો ન્યારા. ૨
બહુનામી હે સાંઈયા મેરા, દિલ ચાહ્ય સો નામે કિજે સનેરા;
યોગી હુઈ મત છિપૈહો, લોગનકે હિતકાર કહૈયો. ૩
ઈમામ શાહ ગુરુ મોહે મિલિયા, દેખત કાહે તુમ મુખ ફિરૈયા.
જાત બરન મત દેખે ગુસાંઈ, નાયો કહે મેરા સદ્‌ગુરુ સાંઇ. ૪

* 'બાબા દીન દરવેશ' નામક પુસ્તકમાંથી

નાયાજીએ અંતરની વાતો કહી. સાથે તે સમયની લોકોના હૃદયની ગતિનું પણ બ્યાન કર્યું છે. કેમ કે તેઓ મહાપુરુષની ગતિ અને સદ્દગુરુના મહિમાને યથાર્થ જાણતા ન હતા. પંચદશીકાર કહે છે કે :—

दर्शना दर्शने हीत्वा स्वयं केवल रूपत : ।
यस्तिष्ठति सतु ब्रह्मन् ब्रह्म न ब्रह्मवित् स्वयम् ॥
(पंचदशी)

દર્શન એટલે જ્ઞાન અને અદર્શન એટલે અજ્ઞાન. આ બંને વૃત્તિઓને તજીને પોતે કેવળ બ્રહ્મ સ્વરૂપથી રહેનારો તે બ્રહ્મવેત્તા નહિ, પણ સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ પરમાત્મા જ છે. એમ જાણો.

પરમાત્મા, સદ્દગુરુ, બ્રહ્મવેત્તા, તત્વજ્ઞાની, જીવનમુકત સંતપુરુષ સાક્ષાત્ પરબ્રહ્મ છે, એમ શાસ્ત્રાધારે સમજવાવાળા પુરુષો સદ્દગુરુ અને પરમાત્માને અભેદ ભાવથી અદ્વૈત સ્વરૂપે જુએ છે. જીવનમુકત સંત-સદ્દગુરુ શરીરધારી છે એમ કદાપિ પણ માનતા નથી અને મનુષ્યરૂપે જોતા પણ નથી. સદ્દગુરુ-સંત નાભા સ્વામી ભકતમાળમાં ભકિત, ભકત, ભગવંત અને સદ્દગુરુ એ ચારના સ્વરૂપને એક જ હોવાનું કહે છે, અને એ ચારને એક જ રૂપે નિહાળતા એમના ચરણમાં વંદન કરવાથી અનેક પ્રકારના વિઘ્ન દૂર થાય છે :—

ભકિત, ભકત, ભગવદ્દ ગુરુ, ચતુર નામ વપુ એક;
ઈનકે પદ વંદન કિયે, નાશત વિઘ્ન અનેક.





# ૫. સંત ઈમામશાહ

अनन्याश्चितयंतोये सुलभं परम सुखम् ।
तस्मात्सर्वा प्रयत्नेन गुरोराराधनं कुरु ॥
(श्री गुरु गीता)

'જે પુરુષો અનન્ય વૃત્તિથી સદ્‌ગુરુ પરમાત્માનું ચિંતન કરે છે, તેને મોક્ષસુખ સુલભ છે. એટલા જ માટે સર્વ પ્રયત્ન વડે કરીને ગુરુની આરાધના કરવી.'

એક શબ્દ ગુરુ દેવકા જાકા અનંત બિચાર;
થાકે મુનિજન પંડિતા, બેદ ન પાવે પાર.

સદ્‌ગુરુનો એક જ શબ્દ જો અંતરમાં ઊતરી જાય તો જીવન ધન્ય બની જાય. નાયાજીને સદ્‌ગુરુ મળ્યા અને એક સમયના અધમ લૂંટારાને વંદનીય બનાવી દીધો. એ સદ્‌ગુરુ ઈમામ શાહ કોણ હતા ? એમના ચરિત્રની સંક્ષિપ્ત, જીવન રેખાનું આલેખન કરીએ.

એ મહાપુરુષના ચરિત્રનું 'ઈમામશાહ મહારાજ' નામક ચરિત્ર ગ્રંથમાં વિસ્તારથી આલેખન કરાએલું છે. વળી 'ઈમામ શાહ બાવાના પરચા' નામક પુસ્તિકામાં પદ્યમાં લખાયેલું છે. એ સિવાય શાયર બંસીલાલ તથા ગંગાસિંહ ગોહિલ (ગંગાકાકા) લિખિત 'સદ્‌ગુરુ ચરિતાવલી' નામક ગ્રંથમાં

મહત્વની બાબતોનો ઉલ્લેખ કરાએલો છે, એના આધાર પર લગાર ઉલ્લેખ કરીયે.

યોગ બિભૂતિ અવનિમેં, પ્રગટે શહર મુલતાન;
અવિગત કો કૈસે બૂઝે, કહાં હિન્દુ મુસલમાન.
[illegible] દીનકો, અવિગત કી ગમ પાય;
[illegible] અવિનાશ કી, તેરે ઘર પ્રગટાય.

Birth of Imamshah in muslim family

પંજાબમાં ઉચ્ચમુલસ્થાન એટલે મુલતાનમાં ઇ. સ ૧૪૪૦માં સૈયદકુળમાં એમનો જન્મ થયો. તે સમય એમના પિતા બાબા કબીર દીનને આદેશ મળ્યો. 'અવિગત–અવિનાશીની અમર જ્યોત ત્હારા ભવનમાં પ્રગટ થઈ છે. તમે સાચે જ મહાભાગ્યશાળી છો.'

આશ્ચર્ય ચકિત થયેલા પિતાએ પોતાના પુત્રનું મુખારવિંદ નિહાળ્યું. જીવનમાં કદી નિહાળી નહિ હોય એવી દિવ્ય કાન્તિ અને તેજોમય મુખારવિંદ નિખરતા તેઓ સાચે જ પરમાનંદમાં ડૂબી ગયા. પુત્રનું નામ 'ઈમામશાહ' રાખવામાં આવ્યું.

ચાર વર્ષની ઉમરમાં તો એ દિવ્ય જ્યોતિનો પ્રકાશ ઝળહળવા લાગ્યો. ચાર વર્ષના થતા (મદરેશા) નિશાળમાં અભ્યાસ કરવા મૂકયા. પરંતુ એમને માટે ભણવાનું શું હતું? તેઓ સર્વ વિદ્યા સપન્ન હતા. નિશાળમાં જઈ એમણે ગરીબ બાળકોના દુઃખો દૂર કરવાનો વ્યવસાય માંડયો.

બાલપનમેં ઈમામ કો, બહુરી પીર મિટાય.
જિત દેખે તિત દુઃખિયા, શહર મુલતાન ઊઠ ધાય.
અંધે કો લોચન દિયે, બહિરે શ્રવણ સુનાય;
નિર્ધનીયા કો ધન દિયે, વંઝા ઘર પલના ઝૂલાય.

અંધને લોચન બહેરાને શ્રવણ શક્તિ, નિર્ધનીયાને ધન અને વાંઝિયાને ઘેર પારણાં ઝુલતાં થઈ ગયાં. આ બાળકના અદ્દભૂત પ્રભાવથી શહેર મુલતાન તેમની પાછળ પાગલની જેમ દીવાનું બની ગયું.

સૂફીયન તેરે લાલપે, મેં જાવું બલિહાર,
જલતી જહાંમેં આઈયા, પ્રગટ ઉબારન હાર;
સૂફીયન કે ઘર સાંઈયા, માનવકે હિતકાર,
દુઃખિયન કે દુઃખ દૂર કરે, પરમાર્થસે પ્યાર.

પિતાએ વિચાર્યું કે આ રીતે જનતા બાળકની પાછળ પડી રહી છે, અને ભાવિની ગતિ ગહન છે. થોડા દિવસમાં પોતાને આ લોકમાંથી વિદાય થવાનું છે તે સમયે જો ઇમામ હાજર હોય તો જરૂર કાંઇ અનર્થ થાય. પોતાના પિતાને વિદાય થતા એ કદી નિહાળી શકે નહિ. તેમ અંતિમ વિદાય પણ આપે નહિ. માટે કોઇ પણ ઉપાયે એને આંખોથી દૂર કરવો જોઈએ. એવું વિચારી આઠ વર્ષના બાળક ઈમામ શાહને પિતાએ આદેશ આપતા વાચા ખોલી:

અવિનાશી કે અંશકી, પિદરકો ગમ પાય;
માનવકો પરમોધ કે, પિયુંસે દિયો લગાય.
બાલી ઉમરીયા ચલ બસે, હાજર બેગ નિજસંગ
જનતા કે દુઃખ દૂર કરે, રખે ભક્તિ કો રંગ

'બેટા ઈમામ ! આપનું પ્રાગટ્ય તો માનવના કલ્યાણ માટે થયું છે. અને આપ અહીંઆ ઘરમાં બેસી રહેશો તો માનવ કલ્યાણનું મહદ્દ કાર્ય કેવી રીતે સિદ્ધ થઇ શકશે ? માટે તમે અહીંથી પાવન પર્યટન કરો અને લોકોને ઉપદેશ આપી ઇશ્વરના નામની ઓળખાણ કરાવતા દુઃખીઓના દુઃખ દૂર

કરો !' પિતાનો આદેશ મળતાં જ ઈમામશાહ પ્રયાણ કરવા માટે સજ્જ થયા.

પોતે એક રથમાં બેસી ગયા. અને એમની સાથે સારથિ તરીકે હાજર બેગ નામના સેવક બેસી ગયા. પિતાને વંદન કરી ઈમામ શાહે મુલતાનથી પ્રયાણ કર્યું.

માર્ગે વિચારતાં જ્યાં જાય ત્યાં ઉપદેશની વિમળ અમી ધારા વહાવતા જનતાને સદ્‌બોધ આપવા લાગ્યા.

કયોં ભૂલે હો બાવરે, પિયુસે લગન લગાવ;
અેમૂલ અવશર જાત હૈ, ફિર નહિ એસો દાવ.
બડી રહમહૈ સાંઇકી, દિયો મનુજ અવતાર;
વે સાહિબ કે નામકો, કૈસે ભૂલે ગવાર
બેર બેર ચેતાઈયા, કિયલે સાંઈ સે હેત;
અંત પછતૈહો બાવરે, ચીડિયા ચૂંગ ગઈ ખેત.
રામ કહો રહીમા કહો, કરીમા કૃષ્ણ બખાન.
બહુરી નામ સાહિબ કે, દિલ ચાહો દિલ જાન
અબકી બેર ચેતાવહુ, નામસે કિયલે નેહ;
કાલ અચાનક આયગે, છૂટ જાયંગી દેહ.

બાબા ઇમામ શાહ જનતાને વિમળ ઉપદેશ આપતા આગળ વધી રહ્યા હતા. કસમોરા શહેરની નજીક કોટલી ગામે તેમણે મુકામ કર્યો હતો. ત્યારે આ તરફ મુલતાનમાં કાંઇ અનેરી ઘટના ઉપસ્થિત થઈ.

પિદરકો બડી ખંતસે, લાલકો દૂર પઠાય,
બુલવા પઠાયા સાંઈ કો છીનમે હુવે બિદાય.

જ્ઞાની પિતાજીએ કઠોર હૈયું કરીને પોતાના પ્યારા બાળકને આંખો આગળથી દૂર કર્યો. એની પાછળ એક

પ્રબળ કારણ હતું. એમને પોતાનો અંતઃકાળ નિકટ આવતો દેખાઈ રહ્યો હતો. થોડા દિવસમાં પિયજીનાં આણાં આવવાનાં હતાં, એટલે જાણી બૂઝીને પિતાજીએ ઈમામ-શાહને આંખ આગળથી દૂર કર્યો.

આવો પ્રસંગ સુરતની સંતધારામાં આલેખાયેલો છે. આ સમયે એ ઘટનાનો લગાર ઉલ્લેખ કરીએ.

મહાન પ્રભાવી મહાત્મા સંત માધવદાસજીનો સમય વિ. સં. ૧૬૦૧ થી ૧૬૫૨ સુધીનો છે. બાબા લોચનસ્વામીના શિષ્ય બાબા સમર્થદાસ અને તેમના શિષ્ય માધવદાસ હતા. સુરતના સંતધામમાંથી તેઓ માનવ કલ્યાણાર્થે ત્રણવાર તીર્થાટને ગયા. એ પાવન પર્યટનમાં ઘણા ઘણા ભાગ્યશાળી જીવોનો અનુગ્રહ કર્યો

વિ. સં. ૧૬૪૬માં સંત માધવદાસજીએ ત્રીજીવાર તીર્થાટને પ્રયાણ કર્યું. સૌરાષ્ટ્ર તથા કચ્છમાં ભ્રમણ કરી અંતે દિલ્હી તરફ પ્રયાણ કર્યું. ત્યાં રોશનઆરા નામની એક વારાંગનાનો અનુગ્રહ કર્યો. ત્યાંથી સદ્ગુરુ મોક્ષધામ કાશીમાં આવ્યા.

બનિયા પ્યારેદાસ થે, લંપટ ચોર લબાર;
માધવ સદ્ગુરુ ભેટિયા પલમેં લિયે ઉબાર.

વિરમતી નામની રૂપરાણી ગાયિકાના ફંદમાંથી વણિક પુત્ર પ્યારેદાસને મોહ ત્યજાવી સંતમાધવદાસ પોતાની સંગાથે સુરતના સંતધામમાં લઈ આવ્યા.

વિ. સં. ૧૬૫૧ માં સંતનું ગુરુ આશ્રમે આગમન થયું. સંતે સારું જીવન માનવકલ્યાણના વિરાટ પંથે વિચરતા ઉગ્રભાવિ જીવોનો ઉદ્ધાર કરવામાં વ્યતીત કર્યું.

આશ્રમે આવી તેઓ ઠરીને ઠામ બેઠા નહિ. કેવળ એક વર્ષ રહીને તેઓ જીવંત સમાધિ લેવા તૈયાર થયા. છ મહિના આગળથી સંતે જનતાને સંભળાવી દીધું કે અષાઢ વદ અમાવાસ્યાના દિવસે આ લોકમાંથી પ્રયાણ કરી જવું છે. સમાધિસ્થ થવું છે. મહાપ્રયાણની વાત સાંભળતાં જ પ્યારેદાસ અત્યંત વ્યાકુલ બની ગયા, અને સદ્ગુરુના ચરણમાં બેસી અશ્રુનયને વાચા ખોલી :

સદ્ગુરુ બિન સંસારમેં, દુઃખકો ન આવત અંત;
પ્યારે બહુત પછતાવ હી, ચલ ગયે માધવ સંત,
ગુરુ બિન મેરી કોન ગત, બીતે ન અબકે દિન.
પ્યારે ઝૂર મર જાયેંગે, જ્યો જળ બિછરો મીન.

'બાબા ! આપ સમાધિસ્થ થઈ જશો તો મારી શી દશા થશે ? હું કોના આધારે જીવી શકીશ ?' આમ કહેતા પ્યારેદાસ બાળકની જેમ અધીર બની ધ્રૂસકાં ખાઈ રહ્યા.

પ્યારે કયું ઝૂરત ભલા, અજ હું અવસર હાથ;
દિલ ચાહે સો પાય લે, નિકટ તિહારો નાથ.
પ્યારે પ્રભુસે પ્રીત કર, વોહી ગરીબ નવાઝ,
ઉનકી દયા બિન બાવરે, તેતર ગ્રહે જ્યું બાઝ.

'પ્યારેદાસ ! તમારે જે જોઈએ તે માગી લ્યો. હજુ તો સમય છે. અરે શા માટે ઝૂરી રહ્યા છો ?'

'એકાગ્રતાથી ઈશ્વરનું ભજન કરો. એનાથી આત્માને સાચી શાંતિ થશે !' સદ્ગુરુએ સુગમતાથી એના મનનું સાંત્વન કરતા વાત ભૂલાવી નાંખી. ભોળા હૃદયના પ્યારેદાસ સાચે જ શ્રીહરિના ધ્યાનમાં લાગી ગયા.

સંતે જાણ્યું કે મહાપ્રયાણના દિવસે પ્યારેદાસ અહીં હાજર રહેશે તો તે જરૂર પ્રાણ ત્યાગ કરી નાંખશે. સદ્‌ગુરુએ પોતાના લાડીલા શિષ્યના દિલની ગતિ જાણી લીધી હતી પ્યારેદાસનો સદ્‌ગુરુમાં અનન્ય અનુરાગ હતો એટલે એનાથી સદ્‌ગુરુનો વિયોગ સહન થઇ શકે તેમ ન હતો. એટલે સંતે એને સુરતથી દૂર દૂર વિદાય કરવાનો નિર્ણય કરી લીધો. એક દિવસે સંતે પ્યારેદાસને કહ્યુ, 'બેટા પ્યારે દાસ! તું એકવાર તારી પવિત્ર જન્મભૂમિ—મોક્ષધામ કાશીની યાત્રા કરી ગંગામૈયામાં સ્નાન કરી, તારું જીવન કૃતાર્થ કરી આવ!' ભોળા હૃદયના પ્યારેદાસ સદ્‌ગુરુનાં હૃદયનો આશય કળી શકયા નહિ. હૃદય માનતું નહોતું છતાં સદ્‌ગુરુના ચરણમાં મસ્તક નમાવી તેઓ કાશીના પંથે જવા માટે વિદાય થયા.

ગ્રીષ્મના દિવસો ગયા. વર્ષાની હેલી મંડાણી. અષાઢ માસ પૂર્ણ થવા આવ્યો અને અમાવાસ્યાનું પ્રભાત થયું. પ્યારેદાસ પંથે વિચરી રહ્યા હતા, તે સમયે શિર ઉપર કાગડાના ટોળાં કારમો કકળાટ કરવા લાગ્યા. ચીભરી તથા ઘુવડના કર્કશ અવાજો આવવા લાગ્યા. કાળોતરા નાગ આડા ફરવા લાગ્યા. આ બધા અપશુકનો શા માટે થાય છે તે પ્યારેદાસ સમજતા ન હતા, પરંતુ અષાઢી અમાવાસ્યાની યાદ આવતાં સાચી વાત સમજાઇ ગઇ. સદ્‌ગુરુ સમાધિસ્થ થયા. પોતે અંત સમયે સદ્‌ગુરુનાં દર્શન કરી શકયો નહિ. એના હૃદયમાં દારૂણ આઘાત થયો. સંત માધવદાસજીએ પોતાને આખરી સમયે શા માટે કાશી જવાની આજ્ઞા કરી એનું રહસ્ય તેઓ યથાર્થ સમજી ગયા. સદ્‌ગુરુ મહાપ્રયાણ કરી ગયા અને પોતે કાશી જઇ રહ્યો છે? તરત જ તેઓ

પાછા ફર્યા અને થોડા દિવસો પછી પુનઃ સુરતમાં આવી પહોંચ્યા.

સંત માધવદાસની સમાધિ ઉપર દુર્ભેદ્ય પત્થરની સમાધિ ચણાઈ ગઈ હતી. સાધુએ સંકેતથી સમાધિ બતાવી એટલે વ્યાકુળ બનેલા પ્યારેદાસ સમાધિ તરફ દોડયા અને બોલ્યાઃ 'પ્રભુ ! અંતે તમે મને એકલો ત્યજીને ચાલ્યા ગયા ને...?' એમ કહી સદ્‌ગુરુની સમાધિને ભેટી પડયા અને દુઃખના અસહ્ય ભારથી મૂછિત થઈ ધરણીમાં ઢળી પડયા. બેહોશ બનેલા પ્યારેદાસને ઉઠાવીને આશ્રમમાં લઈ આવ્યા. બાબા પિથ્થલે ઉપચારો કરી એમને ભાનમાં લાવ્યા, પરંતુ સદ્‌ગુરુ વિયોગમાં એમનું શરીર જીર્ણ થઈ ગયું. રાત્રિએ આશ્રમમાં બધા નિદ્રાધીન થતા ત્યારે પ્યારેદાસ ગુરુની સમાધિ ઉપર જઈ આખી રાત રૂદન કરતા. તેમણે અન્નજળનો ત્યાગ કરી દીધો. રડી રડીને તેઓ સાચે જ અંધ બની ગયા.

પ્યારે નયન અંધે હુવે, યહ જગ દિસે અંધિયાર,
અબ તો મોહે વહાં લે ચલો, જહાં માધવ સંત હમાર.

સંતની સમાધિ પાસે લઈ જવાને કાલાવાલા કરતા પણ એ દીવાનાની વાતો કોઈ શ્રવણ કરતું નહિ. એક ચાંદની રાતે પ્યારેદાસ સ્વસ્થ થયા અને અથડાતા કુટતા સમાધિ પાસે જઈ પહોંચ્યા. તેમનો આત્મહંસ ઊડી જવા વ્યાકુળ બન્યો હતો.

બાબા મેં બિલખત ફિરું તુમ સોયા દિન-રેન;
તુમ્હરે દરશકી પ્યાસમેં અંધે ભયે દો નૈન.

પ્રભુ હવે મારે જીવવું નથી. મારે તો આપની પાસે આવવું છે કહેતા પ્યારેદાસે જોરથી પછાડો ખાધો. સમાધિ સાથે પટકાતા શ્રીફળની જેમ મસ્તકના ચૂરા થઈ ગયા. એ જ ક્ષણે તેણે સંતનો સાદ સંભળાયો :

'બેટા પ્યારેદાસ! તું શા માટે આક્રંદ કરે છે? જેના દર્શન માટે તું દીવાનો બન્યો છે, તે હું તારી પાસે જ છું!' આમ કહેતાં સંતે હસ્ત ગ્રહી ઊભા કર્યા. 'પ્રભુ! તમે આવ્યા!' કહેતાં પ્યારેદાસ પોતાના પિવજીને ભેટી પડ્યા અને બોલ્યા : 'બાબા! હું અંધ બની ગયો છું એટલે આપનાં દર્શન કરી શકતો નથી!' સમદર્શી સંતે શુભાશિષ આપતા વાચા ખોલી :

પ્યારે નૈના ખોલિયે, પરખો પિવ દિદાર;
સુપનો સાચ ભયો સખી, જાગે ભાગ હમાર.

પ્યારેદાસની આંખો ખૂલી ગઈ. એણે નૈના ભરીને સદ્‌ગુરુનાં દર્શન કર્યાં. સંતે એને દૃઢ આશ્વાસન આપતાં કહ્યું :

પ્યારે ક્યોં બિલખત ફિરે હિરદે રખો વિશ્વાસ.
મૈં તુમસે ન્યારા નહિ, સચ કહું પ્યારેદાસ.
માધવ ઔર મહેશ્વરા, ઓ જાનો એક પ્રકાશ;
કબહુ અલગ ન પેખિયો, ગાફિલ પ્યારેદાસ.

'પ્યારેદાસ! ગુરુ અને ગોવિંદને જુદા ગણશો નહિ. તેમ કરશો તો અશાંતિના પાવકમાં પુજવળ્યા કરશો. માટે એવી જુદાઈની વાત કદી કરશો નહિ!'

પ્યારે હમ તુમ એક હૈ, દેખન ચહે દિદાર.
અપને દિલમેં ખોજિયે, મિલહી ખેવનહાર.

સદ્‌ગુરુની સંગાથે બેસી પ્યારેદાસે આખી રાત અમીમય ઉપદેશ શ્રવણ કર્યો. પ્રાતઃકાળ થતા સદ્‌ગુરુ અંતર્ધ્યાન થયા અને પ્યારેદાસ આનંદમગ્ન બની આશ્રમે આવ્યા.

એક સમયના અંધ પ્યારેદાસ આત્મહત્યા કરવા ચાહાતા હતા એ જ પ્યારેદાસ આનંદમગ્ન બની સંત

માધવદાસની ગાદીએ બિરાજમાન થયા અને એકસો એક વીસ વર્ષ સુધી વિદ્યમાન રહ્યા.

સંત માધવદાસજીએ જેમ પ્યારેદાસને પોતાની આંખોથી દૂર કર્યો હતો એ જ રીતે સંત ઈમામશાહને તેમના પિતા કબીરૂદ્દીને કુનેહથી અલગ કર્યા. તેઓ દૂર દૂર વિદાય થયા અને પોતે અંતિમ પ્રયાણની તૈયારી આદરી.

આધી રેન ઈમામ શાહ, બિલખત ભયે બેચેન;
પિદર મેરા ચલ બસે, બરખા ટપકે નૈન.
અબતો મેં જાવન ચહું, દોસો કોશ મુલતાન.
આવન ખડે હો જાઈયે, આખિર કિયે એલાન.

સદ્‌ગુરુ શ્રોતાઓના વૃંદને જ્ઞાનામૃતનું પાન કરાવી રહ્યા હતા. મધ્યરાત્રિનો સમય હતો. તે સમયે ઉપદેશની અમીધારા વહાવતા સદ્‌ગુરુ અચાનક અવાક બની ગયા. તેમનું વદન મ્લાન બની ગયું. તેઓ બોલી ઊઠયા;

'માતાપિતાજીએ છેલ્લી વિદાય લીધી છે. હું એમનાથી દૂર પડી ગયો. એને લીધે અંતિમ સમયે એમની પાસે રહી શકયો નહિ !' આમ કહેતાં એમનાં નેત્રમાંથી જળધારા વહન થઈ રહી. અશ્રુનયને સદ્‌ગુરુએ સાદ કર્યો. :

'મારે અત્યારે જ મુલતાન જવું છે જેમણે આવવું હોય તેઓ તૈયાર થઈ જાય !' સદ્‌ગુરુએ ઉપસ્થિત થયેલા ભક્ત સમુદાયને આવાહન કર્યું.

તે સમયે ચાલીસ ભક્તજનો તૈયાર થયા. બાબાના રથને તેઓ ઝાલી રહ્યા અને સદ્‌ગુરુનો રથ જાણે અંતરિક્ષમાં ઊડવા લાગ્યો. સહુના આશ્ચર્ય વચ્ચે પ્રાતઃકાળ થતાં પહેલાં અઢીસો કોસ દૂર મુલતાનમાં આવી પહોંચ્યા.

નીકસે જનાના પિદરકા, ઈમામ ઠાઢે આય;
ઠહરો મેરે પિદરસે, મેરા હકક મંગવાય,
જનાજા ઠાઢે રહે, પાગલ દિખે ઇમામ;
બાબા મેરા હિસ્સા દિયો, મત કિજો બદનામ.

પોતાના પિતાનો જનાજો વિદાય થઈ રહ્યો હતો, ત્યાં આગળ જઈ માર્ગ રોકતા ઈમામ શાહ બોલી ઊઠયા : 'ઊભા રહ્યો ! જનાજો નીચે ઉતારો. મારા પિતાજી પાસે મારે મારો હિસ્સો-હકક માંગવો છે !' લોકો એમના શબ્દો શ્રવણ કરતા હસવા લાગ્યા. અને બોલ્યા: 'ઇમામ તો પાગલ બની ગયા છે. એને લીધે વિદાય થયેલા પિતાજી પાસે પોતાના હક્કની માંગણી કરી રહ્યા છે !' લોકો અંતે એમના આગ્રહને વશ થયા અને જનાજો નીચે ઉતારવામાં આવ્યો. એટલે ઇમામ શાહ એમની પાસે બેસી ગયા. અને પિતાને સંબોધીને વિનયથી વાચા ખોલી :

'બાબા ! મને મારો હિસ્સો આપો. આપે મારા અન્ય બન્ધુઓને પોતપોતાની લાયકાત મુજબ દરેકને હિસ્સો વહેંચી આપ્યો તેમ મને પણ મારો હક આપો, સમય ચૂકી ગયો છું એટલે મોડો મોડો પણ આપના ચરણમાં આવ્યો છું અને માગણી કરી રહ્યો છું. પરંતુ મારા એ વર્તનને લોકો બેઅદબી સમજીને મજાક કરી રહ્યા છે. પિતાજી ! આપના બેટાની બદનામી થઈ રહી છે. માટે મને મારો હક આપો !' આ રીતે સદ્‌ગુરુ પોતાના પિતાજીને વિનવી રહ્યા હતા. એવું કહેવાય છે કે કબીરદ્દીન બાબાના અઢાર પુત્ર હતા તેમાં સૌથી નાના ઈમામશાહ હતા. બધા જ પુત્રો અંતિમ વેળાએ હાજર હતા. ત્યારે સૌથી લાડીલા અને નાનેરા પુત્રને પરાણે

વિદાય આપી હતી. એ સપૂત દૂરથી દોડી આવ્યા અને પિતાના મૃતદેહ પાસે બેસી પોતાના હક્કની માગણી કરી રહ્યા હતા. એ તમાસો જોઈ રહેલા લોકોની ધીરજ ખૂટી ગઈ અંતે તેઓ આવેશમાં બોલી ઊઠયા :

બડે ઉપદેશક હો ગયે, લોગો કો જ્ઞાન બતાય;
ઘરમેં અંધિયારા રહા, પરઘર દિયા જલાય.
છોટેમેં બડી બાત હૈ, ઉપદેશક કી રીત;
જ્ઞાનીસે હિસ્સા કહાં, યહી મુલતાની કી રીત.

'મોટા ઉપદેશક બની ગયા એટલે લોકોને બોધ આપવા નીકળી પડયા. પિતાજી મરણ પથારીએ પોઢયા અને પોતે જ્ઞાન કથવા નીકળી પડયા. ઘરમાં અંધારૂ અને બહાર અજવાળું પારકે ઘેર દીવા પ્રગટાવવા નીકળી પડયા. નાના મોઢે મોટી વાત થઈ રહી છે. પારકાને શિખામણ આપનારા એવા જ હોય. જ્ઞાનીપુરુષને લાગભાગ—હિસ્સા કેવા હોઈ શકે ? આતો મુલતાનીની રીત. મૂવા પછી માગવા આવ્યા છે. જ્યારે હયાત—જીવતા હતા ત્યારે એમનાથી દૂર થયા અને મૂવા પછી મળવા આવ્યા છે. પોતાને જે કાંઈ જોઈતું હતું, હયાતીમાં માગી લીધું નહિ અને મરી ગયા પછી નાહક શબને સતાવવા આવ્યા છે. જોઈ લો ! આનું નામ ઉપદેશક !' મુલતાનીઓના એ શબ્દ પ્રહાર તાતાતીર—કટારીની વેદનાથી વિશેષ કારમી વ્યથા જગાવી ગયા. તે સમયે બાબા ઈમામશાહ બોલી ઊઠયા.

મુલતાનીકે બેનકા, જખ્મ લગે તા દિન;
હિંદવા કો ઉપદેશ હું, મુરીદ ન મેરા મોમીન.
હિંદવા મેરા બની રહે, મેં હિંદવા કા હોઈ;
મુલતાની તુમ સુન લો હિંદવા હમ સંગી હોઈ.

'તમે મને ઉપદેશક કહીને વગોવી રહ્યા છો પરંતુ આજથી હું કાઈપણ મોમીનને ઉપદેશ આપીશ નહિ. કેવળ હિન્દુઓ જ મારા મુરીદ બની શકશે. અને તેમને જ ઉપદેશ આપીશ બાકી અન્ય કોઈ મુસલમાનોને મુરીદ બનાવીશ નહિ. એટલું જ નહિ પરંતુ હિન્દુઓ જ મારા બની રહેશે અને હું તેઓનો બની રહીશ. મુલતાંનીઓ કાન ખોલીને સાંભળીલ્યો હવેથી હિંદવા-હિન્દુઓ જ મારા સાથી શિષ્યો બની રહીશ!' અને હું એમનો સંગાથી બની રહીશ !' સદ્‌ગુરુ ઈમામશાહે દઢતાથી પ્રતિજ્ઞા કરતા મુલતાનવાસીઓને સાફ સંભળાવી દીધું અજ્ઞાની માનવીઓએ સદ્‌ગુરુને નહિ કહેવાનાં વેણ સંભળાવ્યા અને જ્ઞાની સદ્‌ગુરુના હૃદયમાં આવેશ પ્રગટતા આ રીતે પ્રતિજ્ઞા કરી લીધી. બાબાના એ શબ્દો શ્રવણ કરતા મુલતાનીઓના હૃદયમાં એક પ્રકારનો આંચકો લાગી ગયો પરંતુ પોતે બોલીને બગાડયું હતું એટલે શું થાય !

પ્રહર બીતે પરચા મિલે, જનાજા ઉઠત ન ઉઠાય;
અપની માલા પિદરકો, ઇનામકો પહનાય.

ફિર ઈમામ ઠાઢે રહે, પિદર મુખ મિલાય,
સક્કર અપને મુખકી, દિની ઈમામકે મુખમાંય..
ધન્યગુરુ ઈમામશાહ, પિદર લિયે મનાય;
અકળકળા ઈમામકી, શહર મુલતાન પિછનાય.

એક સમય એવો હતો કે બાળક ઈમામની પાછળ મુલતાન ઘેલું બન્યું હતું. એ ઈમામને આજે લોકો જેમ ફાવે તેમ સંભળાવતા હતા. પરંતુ તેમણે પોતાના મૃત્યુ પામેલાપિતાને મનાવ્યા અને મનવાંછિત પ્રાપ્ત કર્યાં. એ મંગલ મિલન સગી આંખોએ મુલતાને નિહાળ્યું અને

સદ્દગુરુને પુનઃ ઓળખતા થયા. પરંતુ હવે એ સદ્દગુરુ જાણે એમનાથી રૂઠી ગયા હતા. એટલે તેઓ વિનયથી પ્રાર્થના કરવા લાગ્યા :

બડે કરામતી દેખીયા, ઈમામશાહ ગુરુ પીર,
અવગુણ બક્ષો નાથજી, તુમી હો ગુણ ગંભીર.
બહુરી બેન સુનાઈયા, ભૂલે મુલતાનકે લોગ.
બાબા મુખ મતચે, મોડીયો સદા રહીયા સંયોગ.

'બાબા ! હમો આપને ઓળખી શકયા નહિ, અમારા અવગુણને ભૂલી જાવ અને અહીંઆ જ રહો. અમારાથી કદી ન્યારા દશો નહિ. તમે તો ગુણના સાગર છો !" આમ કહી મુલતાનીઓએ વિનય દાખવ્યો પરંતુ તેઓ અવસર હારી ગયા હતા. સમય એમના હાથમાંથી સરકી ગયો હતો. હવે :—

સમય ચૂકી પુનિ કહાં પછતાવા.

બનવા કાળ બની ગયું હતું. બાબાના મુખમાંથી જે વેણ નીકળી ગયાં તે હવે કદી પલટાય તેમ ન હતા.

પોતાના પિતાના સ્થૂળ દેહની સદ્દગુરુએ નીજ હાથે દફન ક્રિયા કરી. ત્યાર પછી ઘણાં પ્રસંગો બની ગયા સિંધુ નદીમાં નાવિક જીવનની નૈયા પાર કરી એનો અનુગ્રહ કર્યો પર્યટન કરતા સદ્દગુરુ મારવાડમાં પધાર્યા, સદ્દગુરુનું ચિતોડગઢમાં આગમન થયું તે સયયે એક ભાગ્યશાળી વણિકને અનુગ્રહ કર્યો પરંતુ ચિતોડગઢનો ખાસ પ્રસંગ તો બુલંદ ખાન પઠાણના મિલનનો છે. સદ્દગુરુ ઇમામ શાહના અદ્દભૂત પ્રભાવથી એ પઠાણના હૃદયમાં દૃઢ થયું કે 'આવા વંદનીય સદ્દગુરુના શિષ્ય થવું જોઈ એ. પઠાણે પોતાને શિષ્ય બનાવવાની વિનયથી યાચના કરી. તે સમયે સદ્દગુરુએ વિમલ હૃદયે વાચા ખોલી :

બુલંદ મેરી પ્રતિજ્ઞા, સુને શહર મુલતાન;
મોમીન મેરા મુરીદ નહિ, સચ્ચ માનોરી પઠાન.
હિંદવા મુરીદ ઈમામકા, મોમીન મુરીદ ન હોય;
બુલંદ છાંડો ઈમામકો, સાંઈ તેરા નહિ હોય.

'બુલંદખાન! મારી એક દૃઢ પ્રતિજ્ઞા છે. અને તે એક વાર સારા મુલતાન શહેરે શ્રવણ કરી છે. 'આજ પછી હું કોઈપણ મુસલમાનને ઉપદેશ આપી મુરીદ બનાવીશ નહિ. કેવળ હિન્દુઓને જ મારા શિષ્ય-મુરીદ બનાવીશ! માટે પઠાણ, મારો પીછો કરવો છોડી દો. હું તમને કદી પણ શિષ્ય બનાવી શકીશ નહિ!' સદ્દગુરુએ સાફ ઈન્કાર કર્યો છતાં પઠાણનું દિલ માનતું ન હતું. એના હૃદયની વ્યથા કળી જતા સદ્દગુરુએ વાચા ખોલી :

બુલંદ તેરી આરજુ, યહાં હી પુરન હોય;
હિંદવા ફકીર એક આયેંગે, મુરશદ તેરા સોય.
વે મુરશદ તેરા બને, તાસે લીજે ઉપદેશ;
બુલંદખાન મિટાવહી, ફાની જકાં કે કલેશ.

બુલંદખાનના મનનું સાંત્વન કરી સંતે ચિતોડગઢથી પ્રયાણ કર્યું. ત્યાંથી પર્યટન કરતાં સંત દિલ્હીમાં આવી પહોંચ્યા, તે સમયે દિલ્હીના સુલતાન બહલોલખાન લોદી હતા.

શહર દિલ્લીમેં આઈયા, બડે કરામતી શાહ,
પાક દિદાર પેખને, આયખડે પાતશાહ.
બહલોલખાન આયકે, સાંઈ કો કિન્હી સલામ;
સાંઈ નમાજ પઢતે નહિ, બૂઝો પાક કલામ.

પાચ નમાજ હદમેં રહે, બેહદ નમાજ સોય;
હરદમ લગે નમાજ મેં તાકો નમાજ કહાં હોય.
નમાજ સે બહાના કરે, વે નહિ મુસલમાન;
વલીયોંકા યહી ઢંગ, ઓર બખાનતે ઈમાન.
રોજા નમાજ બખાનતે, આપે બડે મોમીન;
હિન્દુ કહાં ઈસ્લામ કહા, પિવ ખોજે સોહી પ્રવ

દિલ્હીમાં સાંઈ શાહદુલ્લાની મસ્જિદમાં ઊતર્યા. વિ ઓએ શાહને ખબર કરી એટલે સુલતાન બહલોલ હાજર થયા. નમાજની બાબતમાં ચકમક ઝરી. ત્યાં પ્રભ ઘટના બની. ત્યાર પછી ઈમામશાહે સુલતાન બહલોલ ઉપદેશ આપ્યો.

સાંચ યા કો ખોજત ફિરે, પિયરા તિહારીપાસ;
બિલખત મૃગ ફિરે બાવરે, બનબન સૂંઘે ઘાસ.
સાંયાજીકી ગમ નહિ, ભૂલે હિંદવા દીન;
વ્રત આચારમેં હિંદવા, રોજા નમાજ મોમીન.
રેન દિન લાગી રહે, સાહિબસે એકતાર,
ઐસે સાધ ફકીરકો, બહુરી મેરા જુહાર.
બહલોલ બૂઝો સાંઈ કો, ઝંઝટ છાંડ દો આન;
નેક બાતેં ઈમામકી, બેરહી કબહું બખાન.

દિલ્હીથી પ્રયાણ કરી સદ્‌ગુરુ પુનઃ ગુજરાતમાં આ ત્યાર પછી તો એમના ચરિત્રમાં ઘણા પ્રસંગો બની નર્મદા કિનારે એક નાવિકના અનુગ્રહનો પ્રસંગ આ નોંધાયેલો છે.

રેવાકે તીરે દેખિયા કોસાજી નાવિક સાર,
સાંયા કહે નાવિક સુનો, પાહે લગા દિયો પાર.

અબકી બેર કૈસે બને, નૈયા લગે ન પાર;
કોલાજી બહુરી થકે, નૈયા ચલે ન લગાર.

કોલાજી બિનંતી કરે, તુમી હો મેરા સાંઈ,
બંદા ગુન્હે ગાર હે, અવગુણ દિયો બિસરાઈ.

સાંયાજી મેંને આપકો. જૈસે લગાઈયા પાર;
એસે મેરી બૈયા ગ્રહી, સાહિબ કીજે ઉસ પાર.

કોલા બડે સુભાગહો, ધન્ય તિહારે ભાગ;
આન અચાનક મિલ ગયે, ભવ ઉબરનકો લાગ,

દયાનિધિ ગુરુ પીરકો, કોલા લીયે ઉબાર,
આવાગવનસે ઉબરે, ધન્ય ભાગ્ય તિહાર;

રેવાને તીરે નાવિક કોલાજીનો અનુગ્રહ કર્યા પછી સદ્‌ગુરુ નાયાજીનો મળ્યા. એ મહાભાગ્યશાળી નાયાજીને બતાવી સદ્‌ગુરુએ એના અંતરના પડદા ખોલી નાંખ્યા. પોતાના ત્રણ જન્મના જેણે દર્શન કર્યા એ સાચે જ સજાગ બની ગયા હતા. સદ્‌ગુરુને વિનયથી વંદના કરતા પોતાની સંગાથે લઈ જવા માટે નાયાજી દીનતાથી વિનવી રહ્યા.





# ૬— સદ્‌ગુરુ આજ્ઞા

गुरूणां सदसद्वापि यदुक्तं तन्न लंघयेत् ।
कुर्वन्ताज्ञां दिधारात्रो दासवन्तवसेद्‌गुरौ

'श्रीगुरुगीता'

'સદ્‌ગુરુજીએ સત્ વા અસત્ જે આજ્ઞા કરી હોય તેનું ઉલ્લંઘન કરવું નહિ રાત દિવસ દાસવત્ આજ્ઞાનું પાલન કરી ગુરુ પાસે નિવાસ કરો.

સાંચા મોહે સંગમેં રખો, નાયાકી યહી આશ;
સદ્‌ગુરુ મોરે દયાનિધિ, અબ મત કર હો ઉદાશ.

નાયાજી વિનયથી સદ્‌ગુરુને કહી રહ્યા હતા કે 'દયાનિધિ ! મને આપની સંગાથે રાખો ! મને સંગાથે લઇ જાવો !' એના શબ્દો શ્રવણ કરતા વિચારમગ્ન બનેલા સદ્‌ગુરુ ઈમામશાહે ધીમેથી વાચા ખોલી

(ચોપાઈ રમૈણી)

સદ્‌ગુરુ કહે સુનો તુમ નાયા, કિસ કારન યહાં યોગીજન આયા; ટેક
દુનિયા દેખી મહાદુઃખકી ખાણી, પ્રગટ ભયે યોગી નિરવાણી;
આવાગવનકા બિકટ ફંદા, તાસે ઉબરત કોઉક બંદા. ૧
મૃગજળ માયામેં જીવ લુભાયા, કબહુ સાહિબકા નામ ન ગાયા.
ઘર ધંધામેં ડૂબ ગયેરી, અજ્ઞાની જીવકી કહાં ગતિ હુવેરી. ૨

'નાયાજી ! તમે સદ્‌ગુરુની સંગાથે આવવાનું કહો છો, પરંતુ એક વાત ખાસ વિચારવા જેવી છે તમે પોતે યોગી પુરુષ છો તમારા ઉપર જે આવરણ છવાયેલું હતું તે સદ્‌ગુરુ મેટયા અને દૂર થઈ ગયું. હવે તમે સાચા સોનાની જેમ દેદિપ્યમાન બની ગયા. હવે તમારું સાચું કાર્ય શું છે એ તમારે સમજવું જોઈએ.

સંતો અને યોગીપુરુષોનું પ્રાગટય સંસારના કલ્યાણ માટે થાય છે. દુનિયાના દુઃખો દૂર કરવા માટે એવા મહાપુરુષો અવનિમાં અવતાર ધારણ કરે છે. ત્યારે તમે તો યોગી થઈ સદ્‌ગુરુની પાછળ ભટકવા ચાહો છો. તો તમે આ અવનિમાં અવતાર ધારણ કરી શા માટે આવ્યા ? તમારે તો અસલ વાતનો વિચાર કરવો જોઇએ. આ દુનિયામાં જ્યાં જુઓ ત્યાં દુઃખ દુઃખ જ દશ્યમાન થાય છે. સાચું પૂછો તો દુનિયા દુઃખની ખાણ દેખાય છે. જનતાના એ દુઃખો દૂર કરવા માટે કૃપાનિધાન યોગીપુરુષો અવતાર ધારણ કરી અવનિમાં આવ્યા અને માનવ કલ્યાણની વસમી વાટે વિચરતા લોકોનાં દોહ્યલાં દુઃખો દૂર કરતા સદા-સર્વદા તેમનું કલ્યાણ કરી રહે છે. નાયાજી ! તમે પણ એ જ કક્ષાના યોગીપુરુષ છો માટે ચેલા નહિ બનો અને લોકોની દીનદશાનો વિચાર કરો.

જોરૂ લડકા લગે બહુત પિયારા, ધૂત ધૂત માયાજનમ સબ હારા;
બીત ગઈ આયુબિરધ ભયે અંગા, કાલ બલિ પકડ ગયે નંગા. ૩
રોઈ રોઈ કે જીયરા પુકારે, સાંયાજી બિનંતી સુનોરી હમારે;
થોડે હી દિન યહાં રહને દિજે, કાર્ય અધૂરે સો પુરન કરીજે. ૪
મુઢ ગવારકો જનમ ગુવાંયા, આયા હુકમ કોઈ રહને ન પાયા.
અબૂઝ લોગનકો જાય ચેતાવો, સદ્‌ગુરુ કહે નાયા લીજે ઉમાવો. ૫

માયામાં ભાન ભૂલેલા અજ્ઞાની જીવને કદી મરવું નથી. પોતાનું આખું જીવન ગફલતમાં ખોઈ નાખ્યું. કદીપણ ઇશ્વરનું સ્મરણ કર્યું નહિ અને અંતે કાળને આધીન થયો ત્યારે મુદત માંગવા બેઠો ! ભલા; એવા જીવને કયારે ભાન થશે ? નાયાજી ! આવા અજ્ઞાની જીવને સજાગ બનાવો અને શબ્દ પ્રહાર કરી સદ્‌ગુરુ અને સાહિબની પિછાણ કરાવતા નામ સ્મરણની લગની લગાડી, એ અજ્ઞાની જીવોને જ્ઞાન આપી માયાના બંધનથી મુકત કરો !'

નાયા મત ઠાઢો યહાં, જેહો જગ ચેતાય;
ગાફિલ જીયરા મનાઈયો, સોહી હરિયશ ગાય. ૧

દાવાનલ સંસારમેં, સંત બડે સુખ દેન;
સોહી સુભાગી જીયરા, નાયા મિલાવહી નૈન. ૨

યહ જગ માયા મોહિની, કાહુ ન શકે ઉબાર;
લાખનમેં કોઉ જાગહી, નાયા સોહી હમાર. ૩

સદ્‌ગુરુના શબ્દો શ્રવણ કરતા નાયાજી સ્વસ્થ બની ગયા. તેમનાં હૃદયમાં જે લગાર અનુરાગનું આવરણ હતું તે દૂર ખસી ગયું અને પોતે દીનતાથી સદ્‌ગુરુના ચરણમાં ઝૂકી પડયા.

આજ્ઞા બડી ગુરુદેવકી, નાયા કરે ઉ પ્રયાણ;
દુવા કરે દરવેશપેં, જગદુઃખ હોવે હાણ.

'બાબા ! આપની આજ્ઞાનું પાલન કરવા માટે જરૂર વિદાય થાઉં છું, મને શુભાશિષ આપો કે જેનાથી દુઃખી જનતાના દુઃખો નિવારી શકું !'

નાયા તાપે સદા રહે, સદ્ગુરુ કી કરુણાય;
દુઃખીયન કે દુઃખ દૂર કરે, બિગરી દેહુ બનાય.

નાયાજી ! તમારા ઉપર સદા સર્વદા સદ્ગુરુની અમી કૃપા વરસતી રહેશે. એને લીધે તમે દુઃખીઓના બેલી થઈ તેમના દુઃખો દૂર કરી બગડેલી બાજી સુધારી એમના જીવનને સુધારી નાંખો !' કહેતા સદ્ગુરુએ મુક્ત હૃદયે શુભાશિષ આપ્યા પછી નાયાજીએ સદ્ગુરુને પુનઃ પુનઃ વંદન કરી પ્રયાણ કર્યું.

ગુરુ આદેશ શિર નાયકે નિકસે,
ભજન ભકિતમેં રહે ગુલતાન. (૧૧)

પરહિતકારી સંતોના હૃદયની આવી જ દિલદ્રાવક ગતિ હોય છે. સદ્ગુરુ કબીર સાહેબના દિલની પણ એક સમયે આવી જ ગતિ થઈ હતી.

ચલતી ચક્કી દેખકે, દિયા કબીરા રોઈ;
દો પડ ભિત્તર આયકે, સાબિત રહ્યા ન કોઈ.
કાહે ચુનાવે માલીયા, કરતે દોડાદોડ;
ચિઠ્ઠી આઈ રામકી, પલમેં ગયે સબ છોડ.

ગાફિલ સંસારની દુઃખદાયક દશા જોતાં સંત કબીર સાહેબ બાળકની જેમ અધીર બની અશ્રુ વહાવી રહ્યા હતા. નિકટમાં બેઠેલા કમાલની દૃષ્ટિ પડી. સદ્ગુરુને અશ્રુ વહાવતાં જોઈ તેઓ પાસે આવ્યા અને સદ્ગુરુને હચમચાવતા 'બાબા ! બાબા ! આપ શા માટે અશ્રુ વહાવો છો ? બાબા !'

કમાલના એ શબ્દો શ્રાવણ કરતા જાણે ઘેરી તંદ્રામાંથી સજાગ બન્યા હોય તેમ સ્વસ્થ થતા સદ્ગુરુએ વાચા ખોલી, 'બેટા કમાલ ! આ ગાફિલ સંસારી જીવને કોણ જગાડશે ? એ તો એવું સમજી બેઠા છે કે જાણે મરવાનું જ નથી પરંતુ અચાનક કાળ આવીને ગ્રહી લેશે અને મનની મનમાં રહી જશે, માટે બેટા સંસારી જીવોને ચેતાવવા માટે અત્યારે જ પ્રયાણ કરી જાવો !'

જાહુ કમાલ કોઉ મુલક ચેતાવો;
ચોર્યાશીસે જીવ મુકતાવો
ચલે કમાલ તબ શિશ નમાઈ
(બોધસાગર-કમાલબોધ)

૦ ૦ ૦ ૦

સંત કબીર સાહેબની આજ્ઞાથી કમાલ સાહેબ માનવ કલ્યાણના પાવન પંથે વિચર્યા. અને ભાગ્યશાળી જીવોનો અનુગ્રહ કર્યો. તેમાં અમદાવાદના દરિયાખાન પઠાણ, નાદોદના બાંકીદાસ, મારવાડના દુર્જનશાલ અને જૂગનું કિરાત અયોધ્યાના જમ્મુ સાહેબ આદિ નામો પ્રાપ્ત થાય છે.

એ જ રીતે પરહિતકારી સંત—સદ્ગુરુ ઈમામશાહના હૃદયમાં પણ એ જ વ્યથા દ્વંદ્વ મચાવી રહી હતી. એને લીધે જ નાયાજીને સ્વસ્થ કરી સદ્ગુરુએ પાવન પંથે વિદાય થવાની આજ્ઞા કરી.

માર્ગે વિચારતા નાયાજી લોકોને ઉપદેશ આપતા કહેતા, સંત સેવા અને હરિ સ્મરણ કરો. એનાથી જીવનું કલ્યાણ થશે. સદ્ગુરુને ઈશ્વર સમાન ગણો. સદ્ગુરુ ઈશ્વરનું રૂપ છે. ભલા ! એ સદ્ગુરુ તો પારસની ખાણ જેવા છે.

સંત સેવા અરૂ સુમરણ કરલો, તાસે જીવકા હોવે કલ્યાણ;
સદ્‌ગુરુકો બૂઝો, ભલા યહી સદ્‌ગુરુ હૈ પારસ ખાણ.

ઘેર ઘેર આલેખ જગવતા નાયાજીએ જનતાને કેવી રીતે અને કયા પ્રકારના ઉપદેશ આપ્યો, એ અમીધારાનું સંત નાયાજીએ એક પદમાં વર્ણન કર્યું છે.

(ચોપાઈ રમૈણી)

સદ્‌ગુરુ મોહે આજ્ઞા પાયે,
ચલતે ફિરતે યોગી જીયરા ચેતાયે (ટેક)
જાગોરી લોગો નિંદમત સોના,
એક દિન જહાં સે જાના બિગોના.
અબ મત સોઈયે નિંદમે પિયારા,
એક દિન સોના હે પાંવ પસારા. ૧

સંત નાયાજી કહે છે કે મને સદ્‌ગુરુએ આજ્ઞા આપી એટલે ચાલી નીકળ્યો. અને લોકોને ચેતવવાનો માર્ગ ગ્રહણ કર્યો, ગાફિલ લોકો મોહ નિદ્રામાં પોઢી ગયા હતા. તેમને હાંક મારી જાગૃત કર્યા અને કહ્યું કે તમે અત્યારે સજાગ બનો. એક દિવસ માટે એવી રીતે શયન કરવાનું છે કે ફરીથી જાગી શકશો નહિ! સંત નાયાજીની જેમ સદ્‌ગુરુ કબીર સાહેબ પણ એવો જ ઉપદેશ આપે છે.

જાગો લોકો મત સૂવો, મત કરો નિંદસે પ્યાર;
જૈસે સુપનો રેન કો, ઐસે યહ સંસાર—૧
કાહે સોવે નિંદભર, જાગી જપ મોરાર.
એક દિન ઐસે સોવના, લંબે પાંવ પસાર—૨

પરહિતકારી સંતો ઉપદેશ આપી અન્યના જીવનને સુધારવા મથી રહ્યા હોય છે. એમાંથી કોઈ સુભાગી જાગી જાય અને માયાથી મુક્ત થઇ જાય. સંત નાયાજીએ પણ એવો જ વ્યવસાય આદર્યો હતો.

અબકી બેર તોહે અવશર પાયા,
હરિકા ભજન કરો સુખદાયા;
હરિ સુમરન બીન નહિ નિસ્તારો,
ફાની જહાંમેં સોહી સુખકો હે આરો; ૨
નામ જપો હરિનામ જપોરી,
દિલ ચાહે સોહી નામ જપોરી,
હિંદવા મોમીન તુમ રહો મત ન્યારા,
બંદગી કરે સોઈ સાંઈ કો પ્યારા. ૩

ઈશ્વરના નામ વિના જીવનો કયાંય નિસ્તારો નથી. સાહેબનું નામ જ સુખનો આરો-કિનારો છે. એને લીધે જ મહાપુરુષોએ હરિસ્મરણ કરવાનો આદેશ આપ્યો છે. કબીર, નાનક, તુલસી, સુરદાસ, તુકારામ, નામદેવ, મીરાં અને નરસિંહ મહેતાએ પણ હરિસ્મરણનો આદેશ આપતા નામ સ્મરણના અપાર મહિમાના યશ ગાયા છે. સંત નાયાજી એ જ માર્ગના પથિક બની રાહ ભૂલેલી જનતાના રાહબર-ભોમિયા બની ઉપદેશ આપી સાચો રાહ બતાવતા કહે છે :

હરિ ભજે સોહી હંસ કહાયા,
જાકો નામ મુકતા ફળ પાયા;
કામી કૂટિલ સોહી કાગ કહાયા,
કુક્કર વિષ્ટામેં રહ્યા લુભાયા. ૪
ઐસે અભાગીકો કોન મનાવે,
સંતકે શબ્દ ઉરમેં નહિ ભાવે;
સતકી બાતેં લગે જાકો ફીકી,
જૂઠ પ્રપંચ જગ લાગહી નીકી. ૫
હીરા હીરા સોહી જોહરી પેખે,
સાચ હીરા સોહી સાહિબ લેખે;

ઐસે સુભાગીકો સાધ મિલૈયા,
ડુબત હી ગ્રહી લીની બૈયા. ૬
રમતા જોગી નગરમેં આયા,
ભાગ્યવંત સોહી જીવ ચેતાયા.
નાયાજી ગુરુ આજ્ઞા કો પાયે,
બહુરી જીવનકા, ફંદ છૂડાયે. ૭

સંતના શબ્દોથી જેઓ સજાગ બની ગયા, તેઓ સાચા હીરાની જેમ મુલ્યવાન—કિંમતી બની ગયા, જૂઠા પ્રપંચમાં ફસી રહેલા અધમ જીવો મહાપુરુષના સાદથી જાગ્યા નહિ. સંતના શબ્દો એમને ગમ્યા નહિ. અંતરમાં ઊતર્યા નહિ. કેમકે ભારોભાર અજ્ઞાન હતું. એવા અધમ જીવો ભવાટવીની ઊંડી ગર્તામાં ડૂબી રહ્યા. સંત નાયાજી કહે છે કે યોગી પુરુષ તો રમતા રામની જેમ નગરી નગરીએ ફરી વળ્યા. અને ભાગ્યશાળી જીવોને ચેતાવ્યા. ‘તેજીકો ટૂંકારો’ની જેમ તેઓ સજાગ બની ગયા. અને જૂઠી માયાના ફંદોને ફગાવી મુકત બની ગયા. સંત નાયાજી કહે છે કે સદ્‌ગુરુની આજ્ઞા થતાં પાવન પર્યટન કરી એવા તો કંઇક ભાગ્યશાળી જીવોનો અનુગ્રહ કર્યો. સાચું પૂછો તો સંત પુરુષના દર્શન દુર્લભ હતા. સંતોનું મિલન મંગલમય હતું.

સંગત કીજે સાધકી, કદી ન નિષ્ફળ હોઈ;
ચંદન હોસી બાવલા, લીંબ કહે મત કોઈ.
સંત મિલે સાહિબ મિલે, અંતર રહીને રેક,
મનસા વાચા કર્મણા, સાધુ સાહિબ એક.
સાધુ નદી જળ પ્રેમરસ, વહાં જઈ પખાલો અંગ;
કહે કબીર કંચન ભયા, સાધુ જનકે સંગ.





# ૭. ગુજરાત યાત્રા

तीर्थीकुर्वन्ति तीर्थानि सुकर्मीकुर्वन्ति कर्माणि
सच्छास्त्री कुर्वन्ति शास्त्राणि ॥ ६९ ॥
नारद भक्ति सूत्र ॥

'પાપી નરનારીઓને તીર્થ નિષ્પાપ અને નિર્મળ કરે છે. પરંતુ પાપીઓના સતત સમાગમથી તીર્થોમાં મલિનતા આવી જાય છે. એ તીર્થોમાં આવેલી મલિનતા ભકતો અને સંત મહાત્માઓના સમાગમથી નષ્ટ થઈ જાય છે. ભકત ગણ તીર્થોને પવિત્ર કરવાને માટે જ ભૂમિ પર વિચરે છે. તેમનો સમાગમ સંસાર ભયથી ભયભીત થયેલા પુરુષોને માટે અત્યંત કલ્યાણ કારી છે.

પારસમણી અરૂ સંતમેં, બડો આંતરો જાન,
વે લોહા કંચન કરે, યે કરે આપ સમાન.

પારસમણી અને સંતમાં બહુ મોટો તફાવત છે. કેમકે પારસના સ્પર્શથી લોઢાનું સોનું બની જાય પરંતુ પારસ બની શકે નહિ. ત્યારે સંતના સંગથી ગમે તેવો અધમ માનવી પણ સંત બની જાય.'

માનવ કલ્યાણના વિરાટ પંથે વિચરતા સંત નાયાજીએ એવા તો કંઈ મહાભાગીઓને સજાગ કર્યા. સંતના શબ્દોથી જેઓ જાગી ગયા તેઓ વંદનીય અને મહાન બની ગયા એવા થોડાક પાવન પ્રસંગોનું આલેખન કરી લઈએ.

## ૧. બ્રાહ્મણ ભુમાનંદ

પાટણ પુરમેં વિપ્ર ચેતાયે, આન અચાનક જગે અજાણ;
નાયા કે બોધસે, સહજ મેં પાયે વિપ્રકો પદ નિર્વાણ.

સંત નાયાજી ઉત્તર ગુજરાતના પાટણ શહેરમાં જઈ પહોંચ્યા. તે સમયે ભુમાનંદ નામના એક બ્રાહ્મણનો ભેટો થયો. સ્નાન કરી મંદિરે જતા વિપ્રની સાથે અચાનક સંતનો સ્પર્શ પદ ગયો. આવેશમાં બ્રાહ્મણે કડવાં વેણ સંભળાવ્યાં. પરંતુ સંત કાંઈ જ બોલ્યા નહિ. એટલે બ્રાહ્મણનો પિત્તો વધુ ઉછળ્યો અને સંતને જોરથી એક તમાચો લગાવી દીધો. છતાં પણ સંત નાયાજી બિલકુલ શાંત રહ્યા.

ખુદીયા તો ધરતી ખમે, કાટ ખમે વનરાય;
કઠિન બચન સાધુ ખમે, સરોવર નીર સુકાય.

સંત પુરુષની સહનશીલતા જોતાં બ્રાહ્મણનું દિલ દ્રવી ગયું અને પોતે ગદ્‌ગદીત થઈ સંતના ચરણમાં ઢળી પડયો. મહાપુરુષે તેને હસ્તગ્રહી ઉઠાડયો અને હૃદયે લગાવ્યો. એ ભુમાનંદ સદ્‌ગુરુના અનન્ય ભકત બની ગયા. એમનુ જીવન ધન્ય થઈ ગયું.

## ૨. ખંભાજી જાટ

પાલણપુરમેં જાટ થે, ખંભાજીપે કિન્હી મહેરજી;
નાયા કો નામ સુનાઈયા, દિલમેં લગેરી લહેરજી.

સંત નાયાજી પાલણપુરમાં જઇ પહોંચ્યા. શહેરમાં ફરવા લાગ્યા. સંત પુરુષ કોઈ ભાગ્યશાળીને શોધી રહ્યા હતા ત્યાં અચાનક એક જાટે પોતાના ભવનની અટારીએથી સંત પુરુષને આવતા નિહાળ્યા. ત્વરાથી તે નીચે ઊતર્યો અને માર્ગમાં જઈ સંતના ચરણમાં ઝૂકી પડયો. એનો વિનય જોતાં સંતનું હૃદય આનંદિત થઈ ગયું. પોતે જેની શોધમાં આવ્યા હતા એ જીવ મળી ગયો.

વિનયથી સંતને પોતાના ભવનમાં તેડી લાવ્યા. આસન આપી બેસાડયા. સંતનું પૂજન અર્ચન કરી, પ્રસાદ આરોગવા પ્રાર્થના કરી. સંતે એના પ્રેમાગ્રહને વશ થઈ પ્રસાદ આરોગ્યો અને ત્યાર પછી શાન્તિથી એની સાથે બેસી સત્સંગની અમીધારા વહાવતા વાચા બોલી :

ખંભાજી કે ભાગ્યકા, કૈસે કર હુ બખાન;
દુર્લભ દર્શન સંતકા, છીન મેં મિલે દિલજાન.
સાધુ આવત દેખકે, ખંભાજી આયે ધાય!
સંત મિલન મંગલ ઘડી, કો બરને મહિમાય.

ખંભાજી! તમારા ભાગ્યના વખાણ થઇ શકે નહિ. સંતનો સમાગમ અતિ દુર્લભ છે. છતાં તમે તો એક ઘડી ભરમાં સંતના દિલોજાન બની ગયા. દૂરથી સાધુને આવતા નિહાળ્યા અને દોડી આવ્યા. સંત સમાગમની એ મંગળ ઘડીનો મહિમા અવર્ણનીય છે.

ખંભા લગન લગાઈયે, હરિસે આઠો જામ;
નામ અમીરસ જો પિવે, તાકો મિલે આરામ.
ખંભા હરિ સુમિરન કરો, હરિસે રહો હજૂર;
જિસને હરિ કો પાઈયા, તા મુખ ઝલકે નૂર.

ખંભાજી ! તમે પ્રભુની સાથે લગની લગાવો અને ધ્યાન મગ્ન બની રહો. જેણે એ ઈશ્વરને પ્રાપ્ત કર્યો એના મુખ ઉપર એક પ્રકારનું અલૌકિક તેજ ઝગારા મારી રહે છે. ખંભાજી ! એક દિવસ એવો આવશે કે તમારા મુખ ઉપર પણ એવી જ તેજ રેખા પ્રકાશી ઊઠશે !' સંત પુરુષનો આદેશ શિરોમાન્ય કરતા ખંભાજીએ શિર ઝૂકાવ્યું. શુભાશિષ આપી સંત વિદાય થવા તૈયાર થયા. તે સમયે ખંભાજીએ વાચા ખોલી :

દર્શન પ્યાસી ગુરુ દેવકો, ભવ કા મિટાયે કહેરજી;
ચરણ ગ્રહો સાહિબકા, ચહું દીદાર બેર હી બેરજી.

સોહી સુભાગી સદ્ગુરુ કો પેખા,
નિશદિન જૈઠે લગાય કે ધ્યાન. ૧૨

'પ્રભુ ! તમે મને દર્શન આપી સાચે જ પાવન કર્યો. આપની કરુણાથી મારું મન હરિ સંગાથે લાગી ગયું. પરંતુ દિલમાં એક વાતનું દુઃખ થાય છે કે જ્યારે આપના દર્શન કરવા દિલ વ્યાકુળ બનશે ત્યારે મારી શી દશા થશે ?' એ સાંભળી સંત બોલ્યા : ખંભાજી ! તમે જ્યારે ચાહો ત્યારે સદ્ગુરુના દર્શનનો યોગ બની જશે ! સંત અને ઈશ્વરનું એક જ સ્વરૂપ છે. જ્યારે એ ગહન ભેદ તમને સમજાઈ જશે ત્યારે વિરહની વ્યથા જેવું કાંઈ જ નહિ રહે. હૃદયમાં પરમાનંદ વ્યાપી જશે ?' આમ કહી સદ્ગુરુ વિદાય થયા. ખંભાજી ધ્યાન મગ્ન બની ગયા.

## ૩. નવાબ ઉસ્માનખાન

ઘણા જૂના કાળમાં ચંદ્રાવતીના પરમાર રાજા ધારાવર્ષના ભાઈ પ્રહ્‌લાદદેવે પાલણપુર વસાવ્યું હતું. તેના નામ

ઉપરથી તે વખતમાં તેને 'પ્રહ્‌લાદન પટ્ટન' કહેતા. ત્યાર પછી વિક્રમના પહેલા બે સૈકા સુધી તે ઉજ્જડ ખંખ પડી રહ્યું પરંતુ પાલણસી ચહુઆણ નામે રાજા થયો. તેણે એ શહેરને ફરીથી વસાવી આબાદ કર્યું. તે પરથી હાલનું પાલણપુર એવું નામ પડયું !

જે મુસલમાન સરદારોએ પાલણપુર તથા ડીસા લીધા તેઓ ઝાલોરી વંશના હતા. અને તેમાં મુખ્ય પુરુષ ખુરમ-ખાનજી હતા. તેમના પછી યુસફખાનજી, હસનખાનજી, સલારખાનજી, અને ત્યારપછી ઉસ્માનખાનજી પાલણપુરના નવાબ થયા. એ ઉસ્માનખાનજી વિ. સં. ૧૫૧૭ ઈ. સ. ૧૪૬૧માં ગાદીએ બેઠા.

પાલણપુર ઉસ્માનખાન નવાબે, જાટકે છોટે બાળ સતાય;
નાયા કહે નવાબ સુનો, યહી પાપ કર્મ દુઃખદાય.

નવાબ ઉસ્માનખાનના સમયમાં જાટ લોકોનો ઉપદ્રવ ભારે હતો. તેઓ જેમ ફાવે તેમ લૂંટ કરતા. નવાબે એ જુલમ દૂર કરવા માટે જાટના નિવાસ ઉપર દરોડો પાડયો અને તેમનાં બાળબચ્ચાંઓને ગિરફ્તાર કરી મંગાવ્યાં. એ જાટના કુમળાં બાળકોને જોતાં ભલભલાને દયા આવી જાય પરંતુ તે સમયે નવાબના હ્રદયમાં શેતાન જાગ્યો હતો એટલે સાપની ઓલાદ કહી એ બાળકોને નિર્દયતાથી માર મારવા માંડયો.

દૈવની ગતિ વિપરિત હોય છે. અચાનક તે સમયે સંત નાયાજીનું આગમન થયું. બાળકોનું આક્રંદ જોતાં સંતનું હ્રદય દ્રવી ગયું. એટલે તેઓ તરત જ નવાબની સામે ગયા અને બોલી ઊઠયા. 'નવાબ સાહેબ ! તમે જે કરી રહ્યા છો તે બરાબર નથી. ભૂલ મોટા માણુસ કરે અને તેનો બદલો

આવા માસુમ બાળકો ઉપર લેવામાં આવે એનાથી તમારા પર ખુદાનો ખોફ ઊતરશે !'

ખૌફ ખુદાઇ તોહે લડકા નહિ હોવે, સંતકો મુખસે બેન સુનાય;
ઉસ્માનખાન સુનતહી કાંપે, બરખા નૈન બહાય.

'ઉસ્માનખાન ! તમે આ માસુમ બાળકો ઉપર અત્યાચાર ગુજારો છો એનું પરિણામ એ આવશે કે તમને કદી પણ દીકરા નહિ થાય !' સંતના મુખમાંથી આ શબ્દો સાંભળતા જ નવાબ ઉસ્માનખાન કાંપી ઊઠયા. બનવા કાળ બનીને જ રહે છે. તે સમયે ગળગળા થઈ નવાબ સંતના કદમોમાં ઝૂકી પડયા અને પોતાની બેઅદબી માટે ક્ષમાની યાચના કરી. પરંતુ હવે શું થાય ?

હોનહાર વે કો નહીં શકે મિટાઈ;
ઉસ્માનખાન નવાબ છાંડો ઠકુરાઈ.
અપુત્ર રહે નવાબ લગે બદદુવાઈ;
મત કોઇ બનો અજાન કર્મ ભુગતાઈ.
ઉબરત વિરલા કોઈક એક-૭

'ઉસ્માનખાન ! બનવા કાળ બની ને જ રહે છે. એને કોઇ મિટાવી શકતું નથી. તમારા કર્મનો બદલો મળીને જ રહેશે. તમને કદી દીકરા નહિ થાય ! આમ કહી સંત નાયાજી ત્વરાથી વિદાય થઇ ગયા.

કાળના વહન સાથે ભાવિના ભાખેલા સત્ય નિવડયા. નવાબ ઉસ્માનખાનને દીકરા થયા નહિ. એ વાતની ઇતિહાસ પણ સાક્ષી પૂરે છે.

૫—સંત કવિ નાયાજી

# ૪. ઉદો રાણો

ભાટ લોકોના કહેવા મુજબ મૂળરાજ સોલંકીના વંશમાં ચવલદેવ સોલંકી નામે રાજા થયો. તેમના પછી તેમનો પ્રપૌત્ર વિરભદ્ર થયો. ત્યાર પછી કાકોજી માનસિંહજી, માહાવસિંહ, ગમસિંહ, પૃથીપાલકસિંહ, વિક્રમસિંહ અને વિઠ્ઠલસિંહ નામે રાજા થયા. તેમના વંશમાં ભીમસિંહજી નામે રાજા થયા. તેમના વંશમાં ગંગદાસ અને ત્યારપછી ઉદોરાણો લુણાવાડાની ગાદીએ વિરાજમાન થયા.

લુણાવાડામેં ઉદો રાણો સત્કારે;
સંતપુરુષસે રાવબૂઝે હોનહારે.

પાવનપંથે વિચરેલા સંતનાયાજી લુણાવાડામાં જઈ પહોંચ્યાં. તે સમયે મહાપુરુષના આગમનની ખબર રાવઉદાજીને પડી એટલે તેમણે સન્માનપૂર્વક સંતને પોતાના મહાલયમાં પધરાવ્યા અને પ્રેમથી સેવા કરી. પ્રસાદ આરોગ્યા પછી રાવઉદાજી સંતની સાથે ઘડીભર સત્સંગમાં બેઠા. તે સમયે રાજવીએ ધીમેથી પ્રશ્ન કર્યો :

'બાબા ! મને ડર લાગે છે કે મારે લુણાવાડાની ગાદી ઉપરથી દૂર થવાનો યોગ બની જાય !' રાજવીના શબ્દો શ્રવણ કરતા સંત ઘડીભર અવાક બની ગયા, ને ત્યારપછી વાચા બોલી : 'રાણાજી ! આપના હૃદયમાં જે શંકા છે, તે બિલકુલ જૂઠી છે. તમારું સારું જીવન રાજ્યાસન ઉપર કુશળક્ષેમ વ્યતીત થઈ જશે !' સંતના એ શબ્દોથી રાવઉદાજીના હૃદયમાં પરમસંતોષ થયો. સંતનાયાજી લુણાવાડાથી વિદાય થયા.

# ૫–રાજા પૃથુરાજજી

રાજપીપળાના રાજવી મોખડાજી ગોહિલના વંશજો હતા. એ મોખડાજી ઇ. સ. ૧૩૪૭ માં યુદ્ધમાં અમરત્વ પામ્યા. એમની બે રાણીઓ હતી. (૧) રાજપીપળાના પરમાર રાજાની કુંવરી અને (૨) પાલીતાણા પાસેના હાથસણી નામે ગામના સરવૈયા રજપૂતની કુંવરી. એમાં સરવૈયા રાણીના ડુંગરસિંહજી અને રાજપીપળાવાળીના સમરસિંહજી નામે બે કુંવર થયા. એ બંને કુંવરો પોતાના પિતાના મરણ પછી મોસાળ જતા રહ્યા. પાછળથી ડુંગરસિંહજીએ ગોહેલવાડમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. અને સમરસિંહજી પોતાના મામાના મરણ પછી અર્જુનસિંહજી નામ ધારણ કરી રાજપીપળાની ગાદીએ બેઠા. એ અર્જુનસિંહના મરણ પછી તેમના કુંવર ભાણસિંહજી ગાદીએ બેઠા. તેમના પછી ગેમલસિંહજી, વિજયપાલજી, હરિસિંહજી, બાર વર્ષ બહારવટે રહ્યા. ત્યાર પછી શાહ પાસેથી ઈ. સ. ૧૪૪૩માં રાજપીપળાનું રાજ્ય પાછું મળ્યું. એમના પછી રાજપીપળાની ગાદીએ પૃથુરાજજી વિરાજમાન થયા. એમના સમયમાં સંતનાયાજીનું રાજપીપળામાં આગમન થયું.

રાજપીપળા પૃથુરાજ પિયારે,
નાયાજીકો પેખ કૈસે રહે ન્યારે.
દિખેરી રાજવી બડે બિબેક. ૯

રાજવી પૃથુરાજજી સંતપ્રેમી હતા. એટલે મહાપુરુષના આગમનના સમાચાર શ્રવણ કરતા તરત જ તેમની પાસે દોડી ગયા. અને વિનયથી ઝૂકી પોતાની સંગાથે આવવા પ્રાર્થના કરી. રાજવીની એ આધીનતા જોતાં સંત નાયાજી સાચે જ પીગળી ગયા. તેમનું દિલ બોલી ઊઠયું કે રાજવી હો તો

આવા જ હજો.' સદ્‌ગુરુ સંમત થયા અને રાજવી સાથે મહાલયે આવ્યા. રાજવીએ સંતની બહુ જ વિનયથી સેવા કરી. તેમને પોતાના ભવનમાં રાખ્યા. એક રાત્રિએ રાજવી અને સંત સંગાથે બેસી સંત સમાગમ કરી રહ્યા હતા તે સમયે પૃથુરાજજીએ કહ્યું: 'મહારાજ ! જેના દર્શનથી જીવન ધન્ય બની જાય એવા મહાપુરુષનાં દર્શન કરવાની ઈચ્છા છે. બાબા ! મારી એ ઈચ્છા પરિપૂર્ણ થશે કે નહિ ?' રાજવીના એ પ્રશ્નથી સંત ઘડીભર વિચારમગ્ન બની ગયા. કેમકે રાજવીએ હજુ ખરા હીરાને પારખ્યા ન હતા. એને લીધે જ તેઓ હજુ સાચા સંતની શોધ કરી રહ્યા હતા. કસ્તુરી મૃગની નાભિમાં હોવા છતાં તે મૃગ વ્યાકુળ બની જંગલમાં ઘાસ સૂંઘે અને શોધમાં ફરે છે તેવી રાજવીની દશા હતી. 'પૃથુરાજજી ! તમારું ભાગ્ય બહુ જ બળવાન છે એટલે એવા સંતપુરુષના તમને જરૂર દર્શન થશે.' આમ કહી દઢ આશ્વાસન આપ્યું.

એ જ રાત્રિએ એમના શયનખંડમાં ભયાનક વિષધર પ્રવેશ્યો અને રાજાના પલંગ ઉપર ચડયો. રાજાને ડંશ મારવા જાય ત્યાં જ નાયાજી આવી પહોંચ્યા અને નાગને પકડી લીધો. રાજા જાગી ઊઠ્યા. જોયું તો ભયાનક નાગ સંતના હાથમાં હતો. રાજમહાલયના શયનખંડના દ્વાર બંધ હતા અને સંત આવ્યા કેવી રીતે ? પૃથુરાજજી કાંઈ જ સમજી શકયા નહિ. છતાં ભયાનક વિષધરને જોતાં તેઓ વસ્તુસ્થિતિ કળી ગયા. સંતે ખુલાસો કર્યો :

'રાજન ! મારા આસન ઉપર ધ્યાનમાં લીન હતો તે સમયે તમારા શયનખંડમાં ખરાબ ઘટના બનવાની ખબર પડી. સાચા સંતપુરુષની હાજરીમાં એવી દારૂણ ઘટના બને તો તે મહા-પુરુષનું બિરદ ઘટી જાય ! રાજન ! અનાયાશે જે વાત તમને

કહી શકાઈ નહિ એ બાબત દૈવયોગે પ્રત્યક્ષ થઈ ગઈ. પૃથુરાજજીએ મહાપુરુષને પેખ્યા અને તેઓ દીનતાથી તેમના ચરણમાં ઝૂકી પડયા અને બોલ્યા : 'બાબા ! આપ જેવા સંતનું આગમન થયું નહિ હોત તો આજે હું જીવતો નહિ રહી શકતે.' કહેતા રાજવી પ્રેમાશ્રુ વહાવી રહ્યા. 'રાજન ! મારનાર કરતા ઉગારનાર વિશેષ સમર્થ છે, તમે એ સર્વેશ્વર શ્રીહરિનું સ્મરણ કરો એ પ્રભુએ જ તમને બચાવી લેવાનો યોગ ઉપસ્થિત કર્યો અને તમારા ભાગ્ય જાગી ગયા.' મહાપુરુષના પ્રભાવના દર્શન કર્યા પછી પૃથુરાજજી સંતને વિદાય થવા દેવા તૈયાર ન હતા. પરંતુ જ્યાં લગાર પ્રભાવ વ્યક્ત થઈ ગયો એ સ્થાને વિશેષ રહેવું યોગ્ય ન હતું, એટલે સંતનાયાજી કોઈપણ રીતે રાજપીપળાથી પ્રયાણ કરી ગયા.

## ૬--પતાઈ રાવળ

ચાંપાનેર પતાઈ રાવળકો પેખા,
સંતસે બૂઝે દિલકી બાત,
રાજવી કુમત છોડ દિયોરી,
તાસે હોગા ઉત્પાત.

સંતનાયાજી પાવન પર્યટન કરતા ચાંપાનેર જઈ પહોંચ્યા. તે સમયે રાજવી પતાઈ રાવળ ચાંપાનેરની ગાદી પર બિરાજમાન હતા. સંતનું આગમન થતાં રાજવી ત્યાં હાજર થયા. અને મહાપુરુષના ચરણમાં પડી વિનયથી પોતાના મહાલયે તેડી લાવ્યા. તેમનું પૂજન કરી આરતી ઉતારી પ્રસાદ ધરાવ્યો. સંતે પ્રસાદ આરોગ્યો ત્યાર પછી રાજવીએ પોતાના ભાવિ વિષે પૂછ્યું. તે સમયે સંતે ગહન વાતો કહી.

'રાજન ! તમારામાં એક બહુ જ બૂરી આદત છે. વાસનાથી કોઈ મુક્ત થઈ શક્યું નથી છતાં તમે પરસ્ત્રીનો મોહ છોડી દો, નહિ, તો એક દિવસ તમો અધોગતિની દારૂણ ગર્તામાં ડૂબી જશો.!' રાજા પતાઈ સંતના શબ્દો મૌન મુખે શ્રવણ કરી રહ્યા હતા. ત્યાં સંતે વિશેષ ભયાનક વાતો કહી સંભળાવી.

'રાજન ! એક દિવસ એવો આવશે કે તમે ન કરવાનું કરી બેસશો, અને શ્રાપિત થશો. મ્લેચ્છ દળ ચઢી આવશે અને તમારો વિનાશ થશે. છતાં તમે સ્વધર્મનું પાલન કરતા શહીદ થશો !' આટલું કહી સંતનાયાજી અવાક બની ગયા. ત્યારપછી પોતાનું આસન ઉઠાવી ચાંપાનેરથી તેઓ વિદાય થયા.

સમયે પોતાના ગીત ગાયાં અને ભાવિના ભાખેલા ગજદંતની જેમ સત્ય નીવડયા, ઈ. સ. ૧૪૮૨ માં ગુજરાતમાં વરસાદ ઓછો પડયો. દુકાળ જેવી સ્થિતિ સર્જાઈ. તે સમયે મલિક અસદ લશ્કર લઈ ચાંપાનેર આવ્યો. પતાઈ રાવળે તેને હરાવી અને ઘણા માણસો મારી નાંખ્યા. અને પરાજયથી ગુસ્સે થઈ સુલતાન મહમદ બેગડો લશ્કર લઈ ચાંપાનેર ઉપર ચઢી આવ્યો.

ત્યારપછી જે યુદ્ધ થયું અને તેનો અંત આવ્યો, એ વિષે હિન્દુ ગ્રંથકારોએ જે ઉલ્લેખ કર્યો હોય તેનાથી જરા ફેર પણ જુદા પ્રકારનો ઉલ્લેખ 'મિરાતે સિકંદરી'માં કરાયલો છે તેનો સાર આ પ્રમાણે છે.

મંદુના સુલતાન ગ્યાસુદ્દીને રાવળને મદદ આપવાની ના કહી. ત્યારે રાવળ તદ્દન નાસીપાસ થયો. એ અરસામાં સુરંગો તૈયાર પણ થઈ ગઈ હતી. અને હિંદુઓ ઘણી જ મુસીબતમાં

આવી પડયા. તેઓએ પોતાનાં બાળકો તથા સ્ત્રીઓને અગ્નિમાં હોમી દીધાં અને કિલ્લામાંથી બહાર નીકળી લડાઈની શરૂઆત કરી. એવું કહેવાય છે કે, સઘળા હિંદુઓ માર્યા ગયા. રાવળ પતાઇ અને તેનો વઝીર ડુંગરસી જેઓ જખ્મી થયા હતા, તેઓને પકડી સુલતાન પાસે લાવવામાં આવ્યા. સુલતાને તેઓને નિઝામખાનની દેખરેખ નીચે કેદ રાખવાનો હુકમ ફરમાવ્યો. આ મજલીસમાં મજલીસના તમામ લોકોએ રાવળ પતાઈ ને ઘણી જ નમ્રતાથી રાજવંશી માન આપી મુસલમાન થવા સમજાવ્યો પણ તેણે તે કબૂલ રાખ્યું નહિ. પાંચ મહિના પછી તેના જખમ રૂઝાઈ ગયા એટલે તેને ફરી સુલતાનની રૂબરૂમાં લાવવામાં આવ્યો. સુલતાને તેને મુસલમાની ધર્મ અખત્યાર કરવાનું કહ્યું. પણ તે તેણે માન્ય રાખ્યું નહિ. છેવટે ઇસ્લામના પંડિતો તથા ધર્મવેત્તાઓનો અભિપ્રાય લઇ તેનું માથું ઉડાવી દેવામાં આવ્યું. અને લાકડે ટાંગવામાં આવ્યું.

રાવળ પતાઇના વઝીર ડુંગરસીને આ લાકડા પાસે લાવવામાં આવ્યો. તેણે તે અરસામાં ઘણી જ ચપળતા અને દ્રઢ નિશ્ચયથી એક માણસના હાથમાંથી તલવાર ઝુંટવી લઈ કબીરના બેટા શેખન જે સુલતાનના હજુરીયામાંનો એક હતો. તેના બેટા ઉપર ઉગામી અને તેને ઠાર કર્યો. છેવટે તેને પણ મારી નાંખવામાં આવ્યો.” (મિરાતે સિકંદરી. પૃષ્ઠ ૧૧૫)

આ રીતે રાવળ પતાઇએ છેવટે પણ પોતાની શાન ઠેકાણે રાખતા :

**'स्वधर्मे निधनंश्रेय परधर्मोभयावहः'**

ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે ગીતામાં કહેલું છે તેમ પોતાના– સ્વધર્મનું રક્ષણ કરતા મરવાનું વિશેષ પસંદ કર્યું. સંત

નાયાજીના કથન અનુસાર રાવળ સ્વધર્મનું પાલન કરતા શહીદ થયા.

## ૭--રાજા જગતશાહ

ધરમપુર જગતશાહ જુગત બૂઝે,
જંગલસે મહલ લાયે ભલી ભાત;
રાજવી સંત સેવાકો ચાહે,
બડે ભાગ્યકી બાત.

ધરમપુરના રાજા જગતશાહના પ્રસંગનું આલેખન કરતાં પહેલાં લગાર ઇતિહાસ નોંધી લઈએ. ધરમપુરના રાજા અયોધ્યાના પ્રતાપી મહારાજા શ્રી રામચંદ્રજીના વંશના 'સૂર્યવંશી' સિસોદિયા રજપૂત છે. રામચંદ્રજીના પુત્ર લવે અયોધ્યા છોડી પંજાબમાં જઈ પોતાના નામ પરથી રાવી નદીને કિનારે લાહોરનગર વસાવી ત્યાં રાજ્ય ગાદી સ્થાપી. તેમના વંશમાં ૬૩ માં પુરુષ કનકસેને ઈ. સ. ૧૪૪માં વડનગર વસાવ્યું. તેમનાથી ચોથા પુરુષ વિજયસેને વલ્લભીપુરમાં રાજ્ય સ્થાપ્યું. એ વિજયસેને વલ્લભી શક ચલાવ્યો હોવાનું કહેવાય છે. એમના પછી સાતમો પુરુષ શીલાદિત્ય યવનો સાથે યુદ્ધમાં મરાયો. ત્યારે એની રાણી પુષ્પાવતી અંબા ભવાનીની યાત્રાએ ગઈ હતી. તે ગર્ભવતી હતી ઝાડીની ગુફામાં રહી પુત્રને જન્મ આપ્યો અને તે વડનગરની કમળાવતી નામની બ્રાહ્મણીને સુપરત કરી પોતે સતી થઈ.

એનો જન્મ ગુફામાં થયો એટલે નામ ગોહો પાડયું. પાછળથી તે ઈડરનો રાજા થયો. એ ગોહોના વંશજો 'ઘેલોટ' કહેવાયા. એના વંશમા આઠ પેઢી સુધી ઈડરનું રાજ્ય રહ્યું. નાગાદિત્યને મારી નાંખી ભીલોએ રાજ્ય લીધું. એ નાગાદિત્યના કુંવર

બાપ્પા રાવળ થયા. જેઓ હિન્દુસૂર્ય, રાજગુરૂ અને ચક્રવર્તી નામથી ઓળખાયા. તેઓ ઘેલોટમાંથી સિસોદિયા કહેવાયા. તેમના પછી છત્રીસ વરસમાં ચિત્તોડમાં નવ રાજા થયા. તેઓ પ્રયાગ તેમજ બીજા પવિત્ર સ્થાનોમાંથી મુસલમાનોને કાઢવા માટે યુદ્ધમાં કામ આવ્યા. આ કુટુંબમાંથી રામશાહ નામે ગુજરાતમાં આવ્યા.

હાલ જ્યાં ધરમપુર છે, ત્યાં નાથોરાત નામે ભીલરાજ રાજ્ય કરતો હતો. તે 'થોયાતવંશ'નો હતો. તેને મારી નાંખી એ રાજ્યનું નામ 'માંડવેગણ' કહેવાતું. તે બદલી રામરાજાએ પોતાના નામ ઉપરથી રામનગર પાડયું. તેમના પછી સોમશાહ, પરંદરશાહ, ધરમશાહ, ગોપુશાહ અને ત્યાર પછી રાજા જગતશાહ રાજવી થયા.

એ જગતશાહ સુજ્ઞ અને સંતપ્રેમી પુરુષ હતા. જંગલમાં ફરવા ગયા હતા. ત્યાં સંતનાયાજીનો સમાગમ થયો. અશ્વ ઉપરથી નીચે ઊતરી રાજવી સંતના ચરણમાં ઝૂકી પડયા. અને પોતાની સંગાથે રાજમહાલયે આવવા પ્રાર્થના કરી. રાજવીના વિનયને વશ થઈ સંત નાયાજી ધરમપુરમાં આવ્યા. રાજ-મહાલયમાં લઈ જઈ રાજાએ સંતની સેવા કરી. એ જ પ્રમાણે રાજકુટુંબના બધાં જ સ્વજનો સંતના ચરણમાં આવ્યા અને પૂજન અર્ચન કરી સંતનું ચર્ણામૃત લઈ પાવન થયાં.

સંતના ચરણમાં બેસી રાજા જગતશાહે પોતે ધરમપુરની ગાદી ઉપર કયાં સુધી વિદ્યમાન રહી શકશે, તથા જીવનમાં કયા પ્રકારની મુશીબતો આવશે એ જાણવાની ઇચ્છા વ્યક્ત કરી. સંત લગાર આંખો બંધ કરી રાજાને એના ભાવિ વિષે કહેવા લાગ્યા.

'રાજન ! ધરમપુરની ગાદી ઉપર તમે ૩૮ વર્ષ રાજ્ય કરશો. ત્રણ ચારવાર યવનો સાથે યુદ્ધ થશે. પરંતુ એમાં સદા તમારો વિજય થશે. કોઈ આતતાયી તરફથી તમારા ઉપર વિષ પ્રયોગ થશે. પરંતુ તેમાંથી તમે જરૂર બચી જશો. રાજન ! સંત સેવાનો મહિમા અપાર છે, એવા પતિતપાવન સંતોના ચરણમાં જવાથી તમારો સદા સર્વદા જય જયકાર થશે !'

સંત નાયાજીએ સંત મહિમા ગાયો એટલે રાજા ત્વરાથી ઊભા થઈ સંત નાયાજીના ચરણ ગ્રહી લેતા 'મહારાજ ! સંતોના દર્શન તો દુર્લભ છે. જીવનમાં આપ જેવા મહાપુરુષના ફરી ફરીને હું ક્યારે દર્શન કરીશ ! પ્રભુ ! હું આપના ચરણમાં આવ્યો છું. મારા ઉપર કૃપા કરી અનુગ્રહ કરો !' સંતે એના શિર ઉપર પોતાનો વરદ હસ્ત સ્થાપતા 'જગતશાહ ! તમે સાચે જ વિજયી થશો. કોઈપણ તમારું અહિત કરી શકશે નહિ તેમ તમારા સર્વે વિઘ્નો દૂર થઈ જશે !' સંતે શુભાશિષ આપ્યા. રાજભવનમાંથી બહાર નીકળી ધરમપુરથી વિદાય થયા.

સંત બચન પલટે નહિ, જ્યો નિકશ્યો ગજ દંત

સંત નાયાજીના વચન અનુસાર ધરમપુરની ગાદી ઉપર રાજા જગતશાહ ૩૮ વર્ષ સુધી વિરાજમાન રહ્યા. એમનો કદી પરાજય થયો નહિ.





# ૮—તાતારખાન ઘોરી

"अे हि जगरांह अेक रस सारा
रस बिनु छूछ सकल संसारा"
(कवि उसमान)

તાતારખાન બૂઝે નહિ, કહાં નેકી કહાં ન્યાય;
કેદ કિયે નાયાજીકો; કારાગૃહ ભિજવાય.

સંત નાયાજી જુનાગઢ ગયા તે સમયે જુનાગઢમાં તાતારખાન ઘોરી સુબેદાર હતા. તેમણે સંત નાયાજીને કેદ કર્યા. ત્રણ માસ થયા છતાં ખરા ખોટાની કાંઈ તપાસ કરી નહિ. એ તાતારખાન જુનાગઢના સુબેદાર કેવી રીતે થયા. એ હકીકતનું આલેખન કરતાં પહેલા જુનાગઢનો ઈતિહ.સ નિહાળીયે.

જુનાગઢનું રાજ્ય પ્રાચીનકાળનું છે. યાદવકુળના શ્રીકૃષ્ણની રાણી જાંબુવતીના કુંવર શાંબના વંશમાં ૮૦મી પેઢીએ દેવેંદ્ર થયા તેને (૧) અસપત (૨) ગજપત (૩) નરપત (૪) ભુપત એ નામે ચાર કુંવરો હતા. તેમાંનો અસપત મુસલમાન થયો. ભુપત ભટ્ટીવંશના રજપૂતોનો મૂળ પુરુષ થયો. નરપતના કુંવર સામતના વંશના સમા જાતથી ઓળખાવા લાગ્યા. એ જ વંશમાંથી જાડેજા શાખા ચાલી, ને ગજપતને ચૂડચંદ્ર નામે કુંવર થયો. તેના વંશના સઘળા ચુડાસમા રજપૂતો કહેવાયા. જુનાગઢમાં ચુડાસમા રજપૂતોનું રાજ્ય થયું. ચૂડચંદ્ર પછી તેનો

પૌત્ર મૂળરાજ ગાદી ઉપર બેઠો. એના મરણ પછી એનો દીકરો વિશ્વ ગાદી પર બેઠો. તેણે 'રાહ' એવી પદવી ધારણ કરી. ત્યાર પછીના સઘળા રાજા રા' કહેવાયા.

રા' વિશ્વ ઈ. સ. ૯૪૦ માં મરણ પામ્યો. ત્યા પછી રા' ગ્રાહરી ગાદીએ બેઠો. 'રાસમાળામાં ગ્રહરિપુ' એવું નામ આપેલું છે. ત્યાર પછી રા' કવાત-રા'દ્યાસ, રા' નૌઘણ, રા' ખેંગાર (પહેલો) રા' નૌંધણ (બીજો) રા' ખેંગાર (બીજો) નૌઘણ (ત્રીજો) રા' કવાત (બીજો), રા' ગારીઓ અથવા દયાસ, પછી રાયસિંગ મહિપાળ, જયમલ, મહેપો (મહિપાળ બીજો), ખેંગાર (ત્રીજો) રા' માંડળિક, રા' નૌંધણ (ચોથો), મહીપાળ (ત્રીજો), રા' ખેંગાર (ચોથો). જયસિંહ, મહિપાળ મોકળસિંહ, માંડળિક (બીજા) મેલીંગદેવ, જયસિંહ (ત્રીજો) મહિપાળ, માંડળિક (ત્રીજો) જુનાગઢનો રાજા થયો.

નીત્ય ગંગા જળથી સ્નાન કરતા. એનાથી વિજળવાજાનું રગતપીત મટી ગયું તે દિવસથી એ માંડળિક રા' ગંગાજળીઓ કહેવાયા. એની પડતીના કારણો સતી નાગબાઈનો શ્રાપ હોવાનું કહેવાય છે. એ વખતે નાગબાઈએ નીચે મુજબ દોહરો કહ્યો હતો :—

ગંગાજળ ગઢેશા, પંડ તારૂં હતું પવિત્ર,
વિંજાને રંગત ગયા મને તો વાળા માંડળિક.

હે ગઢપતિ ! ગંગાજળ વડે તારૂં શરીર એટલું પવિત્ર થયું હતું કે વીંજાનું રગતપીત મટયું પણ હે માંડળિક, મને તો એથી વાળા થયા. બીજો દુહો આ પ્રમાણે છે :—

ગઢ જુનાની પોળ, દામો કુંડ દેખીશ નહિ,
રતન પડશે રોળ, ત્યારે મું સંભાળીશ માંડળિક.

ઈ. સ. ૧૪૭૩માં મહંમદ બેગડાએ જુનાગઢ ઉપર ત્રીજી વાર સવારી કરી. કિલ્લાને ઘેરો ઘાલ્યો. માંડળિક હાર્યો અને શરણે થયો. સતીનો શ્રાપ ફળ્યો. જુનાગઢમાં મુસલમાની રાજ્ય થયું.

જુનાગઢ જીતી લીધા પછી મહંમદે તેનું નામ મુસ્તફાબાદ પાડયું. માંડળિકના દીકરા ભૂપતસિંહને જુનાગઢના જાગીરદાર તરીકે રાખી તાતારખાન નામે પોતાનો દત્ત પુત્ર હતો તેની જુનાગઢનો સુબેદાર તરીકે નિમણુક કરી, સુલતાન માંડળિકને* સાથે લઈ અમદાવાદ આવ્યા. પાછળથી એ જ તાતારખાન જુનાગઢમાં સ્વતંત્ર થયો. એના સમયમાં પાવન પર્યટન કરતા સંત નાયાજી જુનાગઢમાં આવ્યા.

જુનાગઢમેં રેનકો ગ્રહે નાયાજી, સિપૈયા સાધકો દિખે શયતાન;
યવનરાજ તુરંગ ભિજવાયે, હાકીમ તાતારખાન.

રાતના સમયે સંત નાયાજીએ શહેરમાં પ્રવેશ કર્યો. એ સાધુ પુરુષને જોતાં જ સિપાહીઓએ તેમને પકડી લીધા. અને કોઈ શેતાન સમજી જેલ ભેગા કરી દીધા. રાત્રિના સમયે કેદ કરેલો માણસ કોણ છે તેની દિવસે તપાસ કરવી જોઈએ. પરંતુ આ તો 'અંધેરી નગરી' જેવો કારભાર હતો. એટલે કાંઈ જ તપાસ થઈ નહિ. માનવકલ્યાણના પંથે વિચરેલા મહાપુરુષ આ રીતે ધર્મસંકટમાં સપડાઈ ગયા. સંતે ઈશ્વરની એ લીલાને આધીન થઇ શાન્તિથી કારાગ્રહની અંધારી કોટડીમાં બેસી આસન માંડી એકાગ્રતાથી ધ્યાનમગ્ન બની ગયા.

*એ માંડળિક મુસલમાન થયો. અમદાવાદમાં ભંડેરીની પોળમાં એની કબર આવેલી છે.

તીન માસ તુરંગમેં બૈઠે પ્રભુ પ્રીછે,
યોગીકો હરિ સુમરિનકો બહાન,
ભોર હી બિકલ હુઈ કે ધાયે, હિયરા હો ગઈ હાન.

ત્રણ મહિના સુધી સંત નાયાજી હરિ સ્મરણ કરતા જેલમાં શાન્તિથી દિવસો વ્યતીત કરી રહ્યા. ઈશ્વરે અચાનક હરિ સ્મરણ કરવા માટે ઉમદા તક આપી. એવું જાણી સંત પુરુષ તો જેલને પણ મંગળમય માની નામ સ્મરણની અમી-ધારામાં સ્નાન કરી રહ્યા. બરાબર ત્રણ મહિના પૂર્ણ થઈ ગયા પછી એક રાત્રિએ સુબેદાર તાતારખાનને ભયાનક સ્વપ્નું આવ્યું. તેમાં કરાળ કાળના દૂતોએ એને ખૂબ માર માર્યો અને કહ્યુ કે જેલમાં તેં સંત પુરુષને કેદ કર્યા છે, એ પાક પુરુષને મુકત કર નહિ તો તારું આવી બન્યું.' ત્વરાથી આંખો ખૂલી ગઈ. પ્રાતઃકાળ થવા આવ્યો હતો. સ્વસ્થ થઈ સુબેદાર જેલના દ્વારે પહોંચી ગયા. અને પોતાના હાથે કાળ કોટડીના દ્વાર ઉઘાડી જોયું તો એ મહાપુરુષ તો શાન્તિથી ધ્યાનમાં એકાગ્ર બની બેઠા હતા. ત્વરાથી સુબેદાર એ મહાપુરુષના કદમોમાં ઝૂકી પડયા, અને પોતાના અપરાધની ક્ષમા માગતા વાચા બોલી :

સાંઇ મોપે રહમ, કિયો પીરાઈ;
મેં હું ગુન્હેગાર, સંત સતાઈ.

હે ગરીબનવાજ ! મારા પર રહમ કરો. હું ગુન્હેગાર છું. કેમકે મેં આપને ત્રણ મહિના સુધી જેલમાં કેદ કરી રાખ્યા કોણ જાણે હજુ કેટલા સમય સુધી આપ કેદખાનામાં પડયા રહેત, તે કહી શકાય નહિ પરંતુ રાત્રિએ મને અઝલના ફરિસ્તાઓએ ખૂબ માર માર્યો. અને આપને મુકત કરવાનું

કહ્યું એને લીધે સજાગ બની આપના ચરણમાં આવ્યો બાબા ! મને માફ કરો !' કહેતા તાતારખાન અત્યંત દીનતાથી સંતના કદમોમાં ઝુકી પુનઃ પુનઃ ક્ષમાની યાચના કરી રહ્યા. તે સમયે અંતે વાચા ખોલી :

સાચાં તૂઝે બના દિયે, તાતારખાન સૂબેદાર,
રહમ નિગાહી બની રહો, લોગનકે હિતકાર.
બડે બડે પતશાહ ચલે, તુમ ભી ચાલનહાર,
નેક બાની સાંઈકી, તાતાર હિયરા બિચાર.

'તાતારખાન ! તમને માલિકે સૂબેદાર બનાવ્યા તો રહમદિલ-દયાવાન બની રહો, અને લોકોનું ભલું કરો. બાકી આ દુનિયા તો ફાની છે, અહીંથી મોટા મોટા સમ્રાટો ચાલ્યા ગયા. અને તમે પણ ચાલ્યા જવાના છો. માટે સાંઈની નેક વાણીનો હૃદયમાં વિચાર કરીને ચાલો !' કહેતાં સંતે નેકીની ઉપર સૂબેદારને ખૂબ ખૂબ સંભળાવ્યું.

ચોપાઈ રમૈણી

નેકીરાહ મત છાડોરી બંદા, કૂદ્ર તજોરી ગાફિલ ગંદા-ટેક
સુનોહી તાતારખાન ઘોરી, બીત ગઇ આયુ રહી ઉમરીયાં થોરી.
સાંઇકો તોહે સૂબેદાર બનાયા, નેકી છાંડકે બદી કમાયા. ૧
અઝલ ફરિસ્તા પકડ લે જાવે, સાંઇકે આગે કયા જવાબ સુનાવે,
કર્મકા સાંઈ લેખા માગે, કયા મુખ બેન સનાવે અભાગે. ૨
પીર ફકીર દેખ લુભૈયા, સંત સાધુસે તુને મુખ ફિરૈયા,
તાતારખાન ચેહી કુફરાના, સાંઇકે આગે ચલે ન બહાના. ૩
મઝહબ સબકી એક નિગાહે, સાંઈ બખાને નેકી રાહે,
રામ રહીમ પેખો મત ન્યારા, સાધુ ફકિર સાહિબકા પ્યારા. ૪
ચોરી યહી હે જૂઠ જહાના, એક દિન યહાંસે સબકો જાના,
નાયાજીકી શિખામણ માનો, સાંઈકો તુમી લગે દિલજાનો. ૫

સૂબેદાર તાતારખાન ઘોરીને સંબોધીને સંતે ઉપદેશની વિમળ વાતો સંભળાવી. શાન્ત ચિત્તે સંતનો અમીબોધ શ્રવણ કરતા સૂબેદાર દીનતાથી સંતની ક્ષમા યાચી. સમય હતો એટલે સંતે જે કહેવાનું હતું તે સૂબેદારને સ્પષ્ટ સંભળાવી દીધું.

તાતાર યહાં કબતક રહે આય ઠાઢે મિજમાન,
નેકી બંદગી કુછના કિયે, આખિર મરે અજાન.
રોજે કયામત આયગેં, સાંચાકો દરબાર,
તાતાર તેરા કો નહિ, તા દિન રાખનહાર.

'તાતારખાન! તમે અહીંઆ કયાં સુધી રહેવાના છો? આખરે તો તમે મહેમાન બનીને આવ્યા છે, તે એક દિવસ વિદાય થઈ જવાનું છે. કયામતના દિવસે સાહેબના દરબારમાં તમારી કોઈ વહાર કરે તેમ નથી. કેમકે તમે નેકી-ભલાઇ કે ઈશ્વરની બંદગી જેવું કાંઇ જ કર્યું નથી.

'સાંચાસાચ હિયરા લિખે, સાહિબ નેક નવાજ.
તા દિન કૈસે રહે, તાતાર તિહારી લાજ.'
પાક જહાં સાહિબકી, પાક સાહિબકો નામ;
સોહી નામ રહ જાયગેં, ઔર હી ફના મુકામ.

માલિકના દરબારમાં સાચાને જ માન મળશે. જૂઠાને માટે કોઈ સ્થાન નથી. તે દિવસે તમારી લાજ કેમ રહેશે? ઈશ્વરનું નામ પાક છે, અને કેવળ એક નામ જ રહી જવાનું છે, બાકીનું બધું ફના મુકામ થઇ જશે. તાતારખાન! અંતમાં તમને એક વાત ખાસ કહેવાની છે.

સાધુ સંતકો દેખ, છોડો નિષ્ઠુરાઈ;
વે દિન કોન હવાલ ખૌફ ખુદાઇ
બૂઝો કુછ તાતારખાન બિબેક. ૫

સાધુ સંતોને જોઈ તમે નિષ્ઠુર બની જાઓ છો, પરંતુ એનાથી તમારા ઉપર ખુદાઈ આફત આવશે. માટે હવે પછી તમારી એ પુરાણી આદત છોડી દઈ સમજદારીથી ચાલો ! સંતનું એજ કહેવું છે.'

'બાબા ! આપનો ઉપદેશ શ્રવણ કરતા મારી શાન ઠેકાણે આવી ગઈ છે. હવે પછી સાધુ સંતોને કદી સતાવવામાં નહિ આવે. તેમ કોઈપણ પ્રકારનો ભેદભાવ પણ રાખવામાં નહિ આવે, એવી હું દઢ પ્રતિજ્ઞા કરું છું !' આમ કહેતા સુબેદાર સંતના કદમોમાં ઝૂકી પડયા. સંતે પોતાનો વરદ હસ્ત એના શિર ઉપર સ્થાપતા શુભાશિષ આપતા વાચા બોલી.

જા દિન સાધુ સંતકા, યહાં હોંગે અપમાન,
તાતારખાન તાદિનસે, જાના પડે મિજમાન.
તાતાર તેરી ગદ્દી યહાં રહ શકે પંચ ભાગ;
જુનાગઢ સે જાયેગેં, બંશ તેરા અભાગ.

'તાતારખાન ! તમે જે પ્રતિજ્ઞા કરો છો તેનું પાલન કરજો. જ્યાં સુધી સાધુ સંતોનું સન્માન થતું રહેશે, ત્યાં સુધી જુનાગઢમાં તમારી સત્તા ટકી રહેશે. જે દિવસથી સંતસાધુનું અપમાન થવા લાગશે તે દિવસથી તમારો સિતારો આથમી જશે. જુનાગઢમાં તમારી પાંચ ગાદી થશે. ત્યાર પછી જુનાગઢ તમારા હાથમાંથી ચાલ્યું જશે ?' સંત નાયાજીએ તાતારખાનને એના ભાવિ વિષે પણ સાફ કહી દીધું, અને પોતે ત્યાંથી પ્રયાણ કરી ગિરનાર તરફ ચાલ્યા ગયા.

તાતારખાન પછી સૈયદ કાસમ, મુજાહિદખાન, બેલીમ,

અમીનખાન અને દોલતખાન નામના પાંચ નવાબો થયા. ઇ. સ. ૧૫૯૧ માં મુગલસમ્રાટ અકબરશાહના દૂધભાઈ અજીજકોકા નામે ગુજરાતના સૂબાએ જુનાગઢ ઉપર ચઢાઇ કરી. ત્યાંનો કિલ્લો દોલતખાન પાસેથી જીતી લઈ તે જગ્યાએ નૌરંગખાન નામે અધિકારીની નિમણુક કરી. સંત નાયાજીના કથન અનુસાર જુનાગઢની ગાદી ઉપર ઘોરીવંશના પાંચ નવાબો થયા.





# ૯. ગઢ ગિરનાર

'रहिमन' मारग प्रेमको मत मति-हिन मझाब
जो-डिगि है तो फिरि कहूं, नहि धरने को पाव
(कविवर रहिम)

તાતારખાન પરમોધ કે, ચલ દિયે તેહી ઠાર;
નાયાજી આયકે બેઠીયા. ધ્યાની ગઢ ગિરનાર.

તાતારખાનને ઉપદેશ આપીને સંત નાયાજી ત્યાંથી પ્રયાણ કરી ગિરનાર ઉપર ચઢી ગયા અને આસન માંડી શાન્ત ચિત્તે ધ્યાનમગ્ન બની ગયાં. યોગ ભ્રષ્ટ યોગી પુરુષને એકાગ્રતાથી ધ્યાન ધરવાનો યોગ મળી ગયો. પરભવના અપૂર્ણ રહેલા યોગની પૂર્ણતા માટે પ્રેમસાધના શરૂ થઈ.

સોરઠ વિચરે સદ્દગુરુ યોગી પરહિતકાર,
બેઠે ધ્યાન લગાય કે, ગુરુજી ગઢ ગિરનાર
આસન જમાકે બેઠીયા, યોગાનંદ ચકચૂર,
દિન રેનકી શુધ નહિ, ચંદ ઉદયકી સૂર.

સૌરાષ્ટ્રમાં ભ્રમણ કરવાના આશયથી સંતનું આગમન થયું. જુનાગઢમાં આવતા કારાગ્રહમાં બંદીવાન બન્યા. ત્યાંથી મુક્ત થતા નાયાજી ગિરનાર ઉપર ચઢી ગયા. અને ધ્યાનમાં

ચકચૂર બની ગયા. ઉત્તરખંડ-હિમાલય ઉપર એક સમયે યોગી બ્રહ્માનંદ સ્વામી હતા. તે સમયે ઉગ્ર તપશ્ચર્યા કરી હતી. એ પ્રેમસાધના અપૂર્ણ રહી હતી તે પૂર્ણ કરવા માટે ત્રીજા જન્મમાં યોગ મળી ગયો અને સંત નાયાજી પિવજીને પ્રાપ્ત કરવા માટે અધીર બન્યા.

નાયા બૈઠે ધ્યાનમેં, નિર્મોહી નિષ્કામ;
નાથ દીદારા દેખ હું, નામ તેરા વિશ્રામ.
મોહે કુછ નહિ ચાહિયે, હરિસે નૈન મિલાય;
સૂરત સાંવરી સાંઈકી, નાયાકે મન ભાય.

સંત નાયાજી ધ્યાનમાં બેઠા પરંતુ તેમના હૃદયમાં કાંઈ વિશેષ અભિલાષા ન હતી. એ નિર્મોહી અને નિષ્કામી સંતને તો કેવળ પોતાના પિવજી-પ્રભુનાં દીદાર-દર્શન પ્રાપ્ત કરવા હતા. આંખો ભરીને મનમોહનની સાવરી સૂરત નિરખવી હતી. સાચું પૂછો તો એ દર્શન પણ દુર્લભ હતા. યોગી થઈને આખો જન્મારો એળે ગુમાવે છતાં કોઈ દિવસ સ્વપ્ને પણ દર્શન નહિ આપે. સારું જીવન ભવાટવીમાં ભટકવામાં વ્યતીત થઈ જાય, ત્યારે નાયાજીને એ પરમાનંદ પ્રભુનાં દર્શન પ્રાપ્ત કરવા હતાં. જો કે એ યાચના દુર્લભ તો હતી જ પરંતુ જનમ જનમથી ભારેલા અગ્નિની જેમ એ પ્રેમના બીજને બોયા હતા. એટલે હવે તો એ પ્રેમનું વૃક્ષ વિશાળ બની ગયું હતું. એના ઉપર સુમધુર ફળ લાગ્યા હતાં. ભક્તિના એ વિશાળ વૃક્ષ નીચે બેસી નાયાજી અખંડ આનંદ અનુભવી રહ્યા હતા.

યોગી પ્યાસી દરશકા, બૈઠે ધ્યાન લગાય,
અપનો બિરદ બિચારકે, દત્ત પ્રભુ વહાં આય.

આગે ઉત્તરા ખંડમેં, બ્રહ્માનંદકો પાય,
ઐસેહી ગિરનારપે, નાયા દરશ દિખાય.

એક સમયે ઉત્તરખંડમાં યોગી બ્રહ્માનંદજી પ્રભુ દર્શન માટે વ્યાકુળ બની ધ્યાનમગ્ન બન્યા હતા. તે સમયે દયાનિધિ પ્રભુએ બ્રહ્માનંદ સ્વામીને દર્શન આપ્યા હતા. એ જ યોગી બીજા જન્મે રાઠોડ ઝુંઝારસિંહ થયા અને ત્રીજા જન્મે સંત નાયાજી થઈ પાવન પર્યટન કરતા ગિરનાર ઉપર બેસી અલખની આરાધના કરતા દર્શનની યાચના કરી રહ્યા હતા. ભકતાધીન ભગવાન-દત્તાત્રેય પ્રગટ થયા અને પોતાના પ્યારા ભકતને સાક્ષાત દર્શન આપ્યા. પરમાનંદ પ્રભુને નિહાળતા પ્રેમવિહવળ બનેલા સંત નાયાજીએ વિનયથી પ્રાર્થના કરતા વાચા બોલી :

જય અવધૂત કુળ શિરોમણિ, સ્મૃર્તગામી ગુરુદેવ,
નાયાકો પ્રભુજી મિલે, બડો અવધૂતકો ભેવ.
દત્ત પ્રભુજી દયાનિધિ, મોપે કિન્હી કરુણાય,
ધ્યાન લગાઈ બૈઠે રહું, ગઢ ગિરનારકી છાંય.

અવધૂતોમાં શિરોમણિ અને સ્મરણ કરતામાં એકદમ પ્રગટ થઈ જાય અને દર્શન આપી દુઃખશોકની નિવૃત્તિ કરનારા સ્મૃતગામી ગુરુદેવ નાયાજીને અવધૂતના વેશમાં પ્રાપ્ત થયા. પ્રભુ ! આપના દર્શન કર્યા પછી હૃદયમાં અપાર આનંદ થાય છે. હૃદયમાં કેવળ એક જ અભિલાષા દૃઢ બને છે કે આપના ચરણ સરોજમાં બેસી રહું. ગિરનાર ઉપરથી કદી ન્યારો નહિ થાઉં દિલમાં એવી ઈચ્છા દૃઢ બને છે !'

માણ્ડુરગઢસે ગુરુદેવજી, મેરે લિયે યહાં આય;
દત્તપ્રભુ આદિ ગુરુ, નાયા કે મન ભાય.

સંત નાયાજીએ ગહન વાતો કહી. માહુરગઢ દત્તાત્રયનું વિશાળ સ્થાન કહેવાય છે. ભગવાન શ્રી દત્તાત્રેય સહ્યાદ્રિની તળેટીમાં આવેલા માતાપુર× નામના ગામમાં હંમેશા વિશ્રામ કરે છે. સહ્યાદ્રિના શિખર ઉપર નિવાસ કરે છે.

સંત નાયાજી કહે છે કે, 'હે પ્રભુ ! તમે માહુરગઢથી મારે માટે દોડી આવ્યા; અને મને દર્શન આપ્યા. હે આદિ ગુરુ દત્તાત્રેય પ્રભુ ! આપ નાયાજીના હ્રદયમાં વસી ગયા છો. આપ તો વિશ્વ ગુરુ છો.

સત્યયુગ સત્ય વિશ્વગુરુ, ત્રેતા દત્ત ભગવાન;
દ્વાપર મહર્ષિ વ્યાસજી, કળી શ્રી શંકરાચાર્ય બખાન.

શિવપુરાણમાં કહેવામાં આવ્યું છે કે 'સત્યયુગમાં વિશ્વગુરુ તરીકે સત્ય હતું. ત્રેતાયુગમાં વિશ્વગુરુ તરીકે ગુરુ દત્તાત્રેય હતા. દ્વાપરમાં વિશ્વગુરુ તરીકે મહર્ષિ વ્યાસ ભગવાન હતા અને કળીયુગમાં વિશ્વગુરુ તરીકે શ્રીમદ્ આદિ શંકરાચાર્યજી મનાય છે.

જગજીચરા દુ:ખ હરનકો, રહે દત્ત પ્રભુ વિદ્યમાન;
નાયા પરહિત પેખકે, યહાં ઠાઢે રહે ભગવાન.

---

×મહારાષ્ટ્ર પ્રદેશના યવતમાળ જિલ્લામાં આવેલા 'અર્ણી' ગામથી માતાપુર સ્થાન લગભગ ૧૬ માઈલ દૂર છે. માતાપુરથી લગભગ બે માઈલ પહાડ પર ચઢતાં 'અત્રિ આશ્રમ' આવે છે. જે 'માહુરગઢ' નામથી પ્રસિદ્ધ છે. અત્રિ આશ્રમ (માહુરગઢ)માં ભગવાન શ્રી દત્તાત્રેયના ચરણચિન્હો છે. અહીંના એક ઓરડામાં હંમેશાં રાત્રે ભગરાન શ્રી દત્તાત્રેયશયન કરવા માટે આવે છે. એવું કહેવાય છે.

સ્વયંભૂ મન્વન્તરની પહેલાં સત્યયુગમાં ભગવાન શ્રી દત્તાત્રેયનો આવિર્ભાવ થયો હતો. જગતના જીવોનાં દુઃખ અને તાપને નષ્ટ કરવા માટે જ તે સ્વેચ્છાથી જગતમાં પ્રગટ થયા હતા. આથી જ્યાં સુધી જગતમાં દુઃખ અને તાપ વિદ્યમાન રહેશે ત્યાં સુધી તે પોતાના દેહનું વિસર્જન ન કરતાં એ જ દેહથી એ જ મહાભાવથી સિદ્ધ અવસ્થામાં સદાય રહેશે. આથી 'મહાપ્રલય' સુધી તેમનું અસ્તિત્વ રહેશે. એમ માનવામાં આવે છે.

સંત નાયાજી કહે છે કે દત્ત ભગવાન પરહિતકારી અવનિતિલ ઉપર વિદ્યમાન રહી પાવન પર્યટન કરી રહ્યા છે.

જય ગિરનારી ગુરુ ધ્યાનમેં, બૈઠ હું આઠે જામ;
દત્ત પ્રભુ કે ચરણમેં, સદા પાવું આરામ.
નાયાજી યોગી મુનિ, આપે રહો ગુલતાન;
પ્રભુ દર્શન દિખાયકે, હો ગયે અંતર્ધાન.

'પ્રભુ : મારે તો આપના ચરણારવિંદમાં ધ્યાનમગ્ન બની રહેવું છે !' મારી એ જ અભિલાષા છે.' સંત નાયાજીએ ભગવાન સમક્ષ પોતાની અંતિમ યાચના રજૂ કરી. ભકતની એ આરજુ શ્રવણ કરતા હર્ષિત વદને પ્રભુએ વાચા ખોલી.

'નાયાજી ! યોગી મુનિઓ એ જ દશામાં ગુલતાન બની રહે છે. તેમ તમે પણ મસ્ત બની રહો !' કહી શુભાશિષ આપતા પોતાનો વરદ હસ્તક નાયાજીના શિર ઉપર સ્થાપન કરી ભગવાન દત્તાત્રેય અંતર્ધાન થઈ ગયા. મતવાલા યોગી નાયાજી પોતાના પ્રભુના ધ્યાનમાં નિમગ્ન બની ગયા.

યોગી યોગ મન ભાઈયા, અડગ આસન રહે આપ;
સપ્ત સાલ બીતે ગયે, અખંડ અજંપા જાપ.

ગેબીનાથ ગુરુ આયકે, નાયા ખોલીએ નૈન;
સદ્‌ગુરુ કે આદેશકો, કૈસે ભૂલે બેચેન.

હરણફાળની જેમ કાળ નિર્ગમન થઈ ગયો. માનવ–કલ્યાણના વિરાટપંથે વિચરેલા યોગી પુરુષ સૌરાષ્ટ્રમાં આવ્યા. જુનાગઢમાં પ્રવેશ કરતાની સાથે કારાગ્રહના કેદી બની ગયા. ત્રણ માસ પછી તાતારખાન ઘોરીએ તેમને મુક્ત કર્યા અને તેઓ ગઢ ગિરનાર ઉપર ચઢી ગયા. યોગી મુનિની જેમ એકાગ્રતાથી આસન માંડી એ મહાપુરુષે અજપા જાપ જપતા ગહનકાળ નિર્ગમન કરી નાંખ્યો. પોતે જનહિતાર્થે પ્રયાણ કર્યું હતું અને આ રીતે ગિરનાર ઉપર આસન માંડી એક સ્થાને સ્થિર થઈ ગયા. સદ્‌ગુરુએ આદેશ આપી જે મહદ્ કાર્ય કરવાનું કહ્યું હતું, તે વાત વિસારે પડી. ધ્યાની પુરુષ તો પોતાની અનન્ય પ્રેમ લગનીમાં ભાન ભૂલી તદાકાર બની ગયા. ત્યારે સિદ્ધપુરુષ ગેબીનાથજી સજાગ બન્યા. અને સંત નાયાજીને સ્વસ્થ કરતા ચેતવણી આપી. નાયાજી જાગૃત થયા એટલે મહાપુરુષે વાચા ખોલી :

'નાયાજી ! સદ્‌ગુરુએ તમને શું કહ્યું હતું ? શા માટે તમે આ વસમીવાટે વિચર્યા ? તમે તો લોકોનું કલ્યાણ કરવા માટે પર્યટન કરી રહ્યા છો અને આવી રીતે ગિરિકંદરા ઉપર બેસી એકાગ્ર બની બેસી રહેશો તો કયા દિવસે એ હતભાગી જીવોનો અનુગ્રહ કરી શકશો ? સદ્‌ગુરુએ તમને સોંપેલું મહદ્ કાર્ય ક્યારે સિદ્ધ કરી શકશો ? નાયાજી ! સદ્‌ગુરુના આદેશને તમે ગાફિલની જેમ બિલકુલ ભૂલી ગયા. હવે તો એ ગફલતનો ત્યાગ કરી જનતાના ભલા માટે સ્વસ્થ થઈ પ્રયાણ કરવા તૈયાર થઈ જાવો !' સિદ્ધપુરુષ ગુરુ ગેબીનાથજીએ નાયાજીને સ્વસ્થ બનાવ્યા. નાયાજીને પોતાની ગતિનું યથાર્થ ભાન થયું.

દીનતાથી ગુરુ ગેબીનાથના ચરણમાં ઝૂકી ક્ષમા માગતા નાયાજીએ વાચા ખોલી :

ગેબીનાથ ગુરુદેવજી, મોપે કૃપા બરસાય,
અબૂઝકો ચેતાવને, દયાનિધિ યહાં આય.
ગિરનારી કે ચરણમેં, બૈઠે ચિત્ત લુભાઈ,
દત્ત ગુરુસે નૈના લગે, કૈસે નેહ તજાઈ.

'ગુરુદેવ ! મારા ઉપર કૃપા કરીને દોડી આવ્યા અને મને સજાગ બનાવી કર્તવ્યને પંથ દેખાડયો. હું સાચે જ સ્વસ્થ બન્યો. ગિરનાર ઉપર આવ્યો અને ગુરુદત્ત ભગવાનના ચરણમાં લગાર શાન્તિથી બેસી ગયો' અને એકાગ્રતાથી ટાળી લાગી ગઈ. એ પ્રભુના પાવન ચરણ સરોજનો ત્યાગ કરીને જઈ પણ કેમ શકું ? ગુરુદેવ ! મારી આ દશા થઈ એને લીધે સાત વર્ષ જેટલો કાળ કોણ જાણે કયારે વ્યતીત થઈ ગયો તે જાણી શકાયું નહિ ?'

માનવહિત ફિરતે રહો, યહી ગુરુકો આદેશ,
સાધુ તો રમતા ભલા, નાયા ચલો ઉસ દેશ,
ગેબીનાથ ગુરુદેવજી, દત્ત પ્રભુ કી કરુણાય,
આવત હી ગિરનારપે, હરિસે ધ્યાન લગાય.
અપની શુધ બિસર ગયે, ગાફિલ મનવા મોર,
ગેબીનાથ ગુરુદેવજી, પૈયા પરુ કર જોર.

સદ્‌ગુરુ ગેબીનાથજીએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું : 'નાયાજી ! સાધુ તો રમતા ભલા. તમે સદ્‌ગુરુના આદેશનું પાલન કરતા માનવના કલ્યાણ માટે પ્રયાણ કરો !' દીનતાથી ગેબીનાથજીના ચરણમાં શિર નમાવતા નાયાજી વિદાય થવા તૈયાર થયા

ગિરનાર ઉપરથી નીચે ઉતરતા એમના હૃદયમાં દત્ત પ્રભુનો અનુરાગ શૂળની જેમ ખટકતો હતો.

સાંયાજીસે યારી બની, આય મિલે બહુ નામ;
દત્તાત્રેય ગુરુદેવકો, કર હુ કોટિ પ્રણામ.
સુમિરતે ગુરુદેવજી, ગિરનારી આયે ધાય;
નાયાજીપે નાથજી, નિશદિન કીજે કરુણાય

ભગવાન દત્તાત્રેયના ચરણમાં કેવી અનન્ય પ્રેમે લગની લાગી ગઈ. અને કૃપાનિધાન સદ્ગુરુએ સાક્ષાત્ દર્શન આપતા મનવાંચ્છિત માગવા કહ્યું. નાયાજી ઉપર એ પ્રભુની સદાસર્વદા કરુણા બની રહે એનાથી વિશેષ તો શું જોઈએ ?

દત્ત પ્રભુજીકો મિલે, તાકો સબ કુછ પાય,
આલી મેં કુછના ચહું, મોં મન હરિમેં સમાય.
જાકો દત્ત ગુરુ ભેટીયા, સોહી લિખે મહાભાગ,
જૈહો ગઢ ગિરનારપે, સદ્ગુરુ મિલનકો લાગ.

દત્ત પ્રભુના જેને દર્શન પ્રાપ્ત થયા તેને સર્વ કાંઈ પ્રાપ્ત થયું. જેને સર્વેશ્વર મળ્યા એના હૃદયમાં કાંઈ પ્રાપ્ત કરવાની આકાંક્ષા રહી નહિ. એકવાર ગિરનાર ઉપર જઈ એ સદ્ગુરુને પ્રાપ્ત કરવાનો લાગ પ્રાપ્ત કરજો !' ધીમે ધીમે ગિરનાર ઉપરથી નીચે ઊતરતા નાયાજીના હૃદયમાં દત્તપ્રભુની લીલા અને કૃપાસિંધો પ્રભુની અસીમ કરુણા અંતરમાં પ્રેમાબ્ધિની જેમ છલકાય રહી હોય તેમ નાયાજીએ પરમાનંદ પ્રભુના યશગીત લલકારી રહ્યા.

પદ
( રાગ-ચોપાઈ રમૈણી )

જય ગિરનારી ગુરુ દત્ત અવધૂતા,
જય અલખ નિરંજન યોગ બિભૂતા-ટેક.

## ૯-ગઢ ગિરનાર

બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર દેવા, તીનો રૂપ ધરે એક ભેવા,
અત્રૈય મુનિ અનસૂયા મૈયા, તાહિકે લાલ દત્તાત્રેય કહૈયા. ૧
મહાયોગેશ્વર યોગાનંદા, શાન્તાત્મા પ્રભુ પરમાનંદા,
લોકનાથ લોગન હિતકારા, ફિરતે રહે પ્રભુ સાંજ સવારા. ૨
સાંયા તુમી હો સ્મૃતગામી, સુમિરતે આય મિલે બહૂનામી;
દુઃખી દુનિયા દેખ તડપાયા, અવનિમેં પ્રગટે પિયુ રાયા. ૩
વારાણસીમેં ગંગાસ્નાન કરૈયા, કોલ્હાપુર યોગ સાધન કરે સૈયા;
માહુરગઢ પ્રસાદકો પાયા, સંહ્યાદ્રિ શયન કરે ગુરુ રાયા. ૪
દુઃખ તાપ યહાં જબ લગ રહાવે, અવનિ છાંડ અવિનાશ ન જાવે;
લોગનકે દુઃખ દૂર કહૈયા, દત્તાત્રેય ગુરુ બને ખવૈયા. ૫
સાંયાજી ગિરનાર પે આયા. દેખત મેરા હિયરા લુભાયા;
ગુરુ ચરણમેં ધ્યાન ધરૈયા, દર્શન દિયે દત્ત ગુરુ સૈયા. ૭

ગિરનાર ઉપર જઈ ભગવાન દત્તાત્રેયના પાવન દર્શન કરી સંત નાયાજી હરિયશ ગાતા અપાર આનંદમાં ગિરિ ઉપરથી નીચે ઊતર્યા. મહાપુરુષની ગિરનાર યાત્રા સફળ થઈ. ત્યારે આપણે જન્માંરો હારી ન જઇએ તેની કાળજી રાખીયે.

ગંગા ન્હાય ન ગોમતી, ચઢે ન ગઢ ગિરનાર,
તીનો પન ઐસે ગયે, ગયે જમાનો હાર.

પરહિતકાર ફિરત હો સ્વામી, સદ્‌ગુરુ કીયે મોહે પરહિતગામી,
નાયાજીકો પ્રભુ આય મિલૈયા, દત્તાત્રૈય ગુરુ હો મેરા સૈયાં.






# ૧૦. સૌરાષ્ટ્ર ભ્રમણ

वाट बिचारी क्या करे, पंथी न चले सुधार,
रान आपनी छांडिके चलै उजार-उजार.
(संत कबीर साहेब)

'માણસ વિચાર કરીને ચાલતો નથી. એમા બિચારી રાહ-માર્ગ શું કરે? સીધે રસ્તે જવાને બદલે કાંટાની વાડમાં જઈને પડે છે એવાને કોણ સીધો માર્ગ બતાવી શકે?'

સૌરાષ્ટ્રમે ગુરુદેવજી, ફિરતે રહે બહુનામ;
મહાભાગી કંઈ જીવકો, પહુચાયે સુખધામ.
સંત પુરુષ કે ચરણમેં, ઝૂકે બહુરી રાજન;
ધન્ય ધરતી પાવન કિયે, સૌરાષ્ટ્રમેં સંતજન.

સૌરાષ્ટ્રની ભૂમિમાં પર્યટન કરી સંત નાયાજીએ કેટલાક ભાગ્યશાળી જીવોનું કલ્યાણ કર્યું. એ જ રીતે કંઈક રાજવીઓ પણ એ મહાપુરુષને પિછાણીને તેમના ચરણમાં ઝૂકી પડયા અને પાવન થયા.

## ૧. રાઓળ સવદાસજી

મોખડાજી ગાહિલ (ઈ. સ. ૧૩૪૭) પછી ડુંગરસિંહજી, વીસોજી, કાનોજી, સારંગજી અને તેમના પછી સવદાસજી

ઘોઘાની રાજ્ય ગાદીએ વિરાજમાન થયા. એમના સમયમાં સંત નાયાજી ઘોઘા શહેરમાં પ્રવેશ્યા. અનાયાસે તે સમયે રાજવી સવદાસજી ઘોડેસ્વાર થઈ શહેરની બહાર જઈ રહ્યા હતા. તે સમયે એમની દૃષ્ટિ સત્પુરુષ ઉપર પડી. તરત જ પોતાનો અશ્વ થોભાવી એમને પ્રણામ કર્યા અને એ સંતપુરુષને પોતાની સંગાથે રાજભવનમાં તેડી લાવ્યા. સંત નાયાજી ઘોઘાના રાજમહાલયમાં આવ્યા. સવદાસજીએ સંતની સેવા પૂજા કરી. સારા રાજભવનમાં મંગલોત્સવ ઉજવાય રહ્યો. રાજ કુટુંબના તમામ માણસો સંતના ચરણમાં આવ્યા અને પૂજન અર્ચન કરી પાવન થયા.

વિદાય થતી વેળાએ સંતના ચરણમાં ઝૂકી સવદાસજીએ પ્રણામ કર્યા. એમના હૃદયની મહેચ્છા જાણી લેતાં સંતે ધીમેથી વાચા ખોલી.

ઘોઘા નગરમે રાજવી, પચ્ચીસ સાલ રહાય;
તા પિછે સવદાસજી, યહાંસે હોંગે ગવનાય.

'સવદાસજી ! તમારા હૃદયને એક પ્રકારની ચિંતા સતાવી રહી છે કે મારું શું થશે ? પરંતુ હૃદયની એ વ્યથા છેતરામણી છે. કાંઈ જ થવાનુ નથી. તમે સદાસર્વદા નિર્ભય છો. ઘોઘાની ગાદી ઉપર તમે પચ્ચીસ વર્ષ રાજ્ય કરશો અને ત્યાર પછી આ લોકમાંથી ગવન-વિદાય થશો' સંતે પ્રયાણ કરતા પહેલા રાજવીના હૃદયની અંતિમ આકાંક્ષા પૂર્ણ કરતા ભવિષ્ય કથન કર્યું. અને ઘોઘાથી વિદાય થયા.

સંત નાયાજીના ભાખ્યાનુસાર સવદાસજી ઘોઘાની ગાદી ઉપર પચ્ચીસ વર્ષ સુધી નિર્ભયતાથી વિદ્યમાન રહ્યા અને ત્યારપછી ઈ. સ. ૧૪૭૦ માં સ્વર્ગારોહણ કર્યું. તેમના પછી જેઠાજી ઘોઘાના રાજા થયા.

# ૨. વાઘોજી ઝાલા

કંકાવતી (કુવા)ના રાજવીઓ હરપાલદેવ ઝાલાના વંશજ હતા. એકવીસમી પેઢીએ ઝાલા વાઘોજી કંકાવતીના રાજવી થયા. સંત નાયાજી સૌરાષ્ટ્ર ભ્રમણ કરતા ત્યાં આવ્યા. ઝાલાઓ સંત સાધુઓનું અતિ પ્રેમથી સન્માન કરતા હતા અનુચરે આવી ખબર આપી કે શહેરમાં કોઈ મહાપુરુષનું આગમન થયું છે. એટલે વાઘોજી તરત જ સંતના દર્શને ગયા. અને શાન્તિથી તેમના ચરણમાં બેસી ઉપદેશની વિમલ વાતો શ્રવણ કરી.

સંત નાયાજી જનતાના નાનામાં નાના માણસના દિલની વાતો શ્રવણ કરતા અને તેમના હૃદયની વ્યથા નિવારણ કરવા પ્રયાસ કરતા. એ મહાપુરુષનું આગમન માનવ કલ્યાણ માટે જ થયું હતું. એ મહદ્ કાર્યમાં જ તેઓ તદ્‌રૂપ બન્યા હતા. આવા મહાપુરુષ પુનઃ પુનઃ નહિ આવે, એવું ધારી વાઘોજીએ પોતાના હૃદયની ઈચ્છા વ્યક્ત કરતા પોતાના રાજ્ય વિષે પ્રશ્ન કર્યો. સંત નાયાજીએ શાન્ત ચિત્તે પ્રત્યુત્તર આપ્યો.

અવનિ કિસિકી ના ભયી, એક આવે એક જાય;
ઐસે હી કંકાવતી, ઔરનકી હોઈ જાય.

રાજવી ! આ ધરતી કોઈની થઈ નથી અને થશે નહિ એ જ રીતે તમારી કંકાવતી આજે તમારી છે તે એક સમયે અન્યની બની જશે !" સંતના એ શબ્દો શ્રવણ કરતા વ્યથિત હૃદયે વાઘોજી બોલી ઊઠયા.

'મહારાજ ! એ કંકાવતી અન્યની બને પરંતુ જશે કોના હાથમાં ? આખરે તો એનો માલિક કોઈ રજપૂત હશે જ ને ?'

રાજવીના એ પ્રત્યુત્તરનો વ્યથિત હૃદયે જવાબ આપતા સંતે વાચા ખોલી :

કંકાવતીમેં વાઘોજી, સત્તરા સાલ રહાય;
કહત મોહે યોં ડર લગે, અવનિ યવનકો પાય.

'વાઘોજી ! તમે આ કંકાવતીનાં સત્તર વર્ષ રાજ્ય કરશો. ત્યાર પછીની કરાળ ઘટના કહેતા મને ડર લાગે છે. છતાં કહી દઉં છું કે કંકાવતી યવનો-મુસલમાનોના હાથમાં જશે !' સંતે જે કહેવાનું હતું તે સ્પષ્ટ કહી દીધું. મહાપુરુષના એ શબ્દો શ્રવણ કરતા રાજવીનું મુખ લેવાઇ ગયું. ત્યાર પછી તો વાઘોજીએ સંતને પોતાના મહાલયે આવવા આગ્રહ કર્યો. પરંતુ નાયાજી ગયા નહિ અને ત્વરાથી કંકાવતીમાંથી પ્રયાણ કરી ગયા.

વાઘોજી ઝાલાને સંત નાયાજીએ જે શબ્દો કહ્યા. તે જનતાએ પણ શ્રવણ કર્યા હતા. જ્યારે એવી વસમી વેલા આવી ત્યારે તેઓ પણ ભયભીત બની ગયા. સંતપુરુષના એ શબ્દો આ રીતે યથાર્થ થયા.

ખલીફખાન નામે સોરઠનો સૂબો હતો. (તે પાછળથી મુજફ્ફરશાહ નામ ધારણ કરી ગુજરાતનો પાદશાહ ઇ. સ. ૧૫૧૩ માં થયો હતો.) એ સૂબા સામે વાઘોજીએ બંડ કર્યાથી તેણે ધ્રાંગધ્રાથી ઉત્તરે છ માઇલ ઉપર સૈયદપુર આગળ લડાઈ કરી. તેમાં વાઘોજીએ તેને હરાવી પાછો કાઢયો. એટલે ગુજરાતનો પાદશાહ સુલતાન મહંમદ મોટું લશ્કર લઇને આવ્યો અને કંકાવતીને ઘેરો ઘાલ્યો. આખરે ખોરાકી ખૂટી પડવાથી વાઘોજીએ કિલ્લા બહાર નીકળી મુસલમાનો પર એક-દમ તૂટી પડવાનો નિશ્ચય કર્યો. નીકળતા પહેલાં તેણે પોતાની

રાણીઓના મહેલની આસપાસ ચોકી મૂકી. ચોકીદારોને તાકીદ આપી કે મારા વાવટા તરફ નજર રાખી મૂકવી. અને રાણીઓને કહી રાખ્યું કે જો વાવટો પડે તો તમારે બળી મરવું. એ વાવટા ઉપર શકિતમાતાનું ચિન્હ હતું. વાઘોજી તથા બાદશાહના લશ્કર વચ્ચે લડાઇ ચાલી. એ લડાઈમાં વાવટાવાળાને થાક લાગવાથી તેણે વાવટો નીચે મૂકયો. તે જોઈ પહેરેગીરોએ રાણીઓને વાવટો પડવાની ખબર આપી. તેથી તેઓ પોતાના સ્વામીને મૂએલો ધારી મહેલમાંના કૂવામાં પડતું મૂકી મરણ પામી.

વાવટા સામે નજર પડતાં જ વાઘોજી વ્યાકુળ બની ગયા. અને ચાલ ી લડાઇએ શહેરમાં પાછા આવ્યા, અને જોયું તો પોતાનો સારો રણવાસ મૃતઃપ્રાય બની ગયેલો હતો. રાણીઓએ કુવામાં ઝંપલાવી દેહ ત્યાગ કર્યો હતો. એ દશ્ય જોતાં જ પોતે રણસંગ્રામમાં લડીને મરવું જ એવો નિશ્ચય કરી એકદમ મુસલમાનો પર હલ્લો કરી ઘણાનો ઘાણ કાઢી નાંખ્યો. એ લડાઈમાં પોતે તથા ઘણા સરદારો અને માણસો મરાયા અને કંકાવતી મુસલમાનોના હાથમાં ગયું. વાઘોજીના મરણનાં સમાચાર સાંભળીને કાલરીગઢના સોલંકીની કુંવરી સાહેબ કુંવરબા સતી થઇ બળી મૂઈ. આ બાઈનું વાઘોજી સાથે લગ્ન થયું નહોતું. માત્ર વિવાહ થયો હતો ઈ. સ. ૧૪૮૬.

કંકાવતી કુવા બને, અવનિ યવન ઘર જાય;
નાયાજીકે યહી બેનકો, જનતા હિયરા લિખાય.

વાઘોજીની રાણીઓ કૂવામાં પડી મરણ પામી તે વખતથી કંકાવતી કુવા નામથી ઓળખાવા લાગ્યું. એ લડાઇમાં ઝાલાઓનો ભારે વિનાશ થયો. સંત નાયાજીએ કહેલી ભવિષ્યવાણી આ રીતે બિલકુલ સત્ય નિવડી.

# ૩. ભાણુ જેઠવા

નાયા ગુરુ આદેશ ફિરો મતવાલે, સંત હો ભકતનકે સુખદાય;
શિર ઝુકાય નાયાજી ચલે, રાણપુર ઠાઢે રહાય.

ગિરનાર ઉપર તપશ્ચર્યામાં લીન થયા અને સિદ્ધપુરુષ ગેબીનાથજીએ સજાગ બનાવ્યા. એમના ચરણમાં ઝુકીને નાયાજી વિદાય થયા. ત્યાર પછી તેઓ રાણપુરમાં જઈ પહોંચ્યા. તે સમયનો આ પ્રસંગ છે.

જેઠવા કુળના ભાટ લોકો કહે છે કે જ્યારે હનુમાનજી સમુદ્ર કૂદી લંકા ગયા. ત્યારે પરિશ્રમથી તેમના પરસેવાનું બિંદુ સમુદ્રમાં પડયું. તે એક મગરીએ ગળ્યું. તેનાથી તેને ગર્ભ રહ્યો. તેથી જેઠવાના મૂળ પુરુષ-મકરધ્વજ પેદા થયા. જ્યારે હનુમાનજીરામ-લક્ષ્મણને છોડાવવાને અહિરાવણને ત્યાં ગયા ત્યારે અહિરાવણની દેવડી ઉપર આ મકરધ્વજ ચોકી કરતા હતા. જ્યારે રામચંદ્રજી લંકા જીતી પાછા આવ્યા તે વખતે મકરધ્વજને તેમણે શ્રીનગર કાશ્મીરનું ૭૨૦૦ ગામનું રાજ્ય આપ્યું હતું.

એ મકરધ્વજ પછી મોરધ્વજ થયા, તેમણે મોરબી વસાવ્યું. તેમના પછી તામ્રધ્વજ નીલધ્વજ અને હંસધ્વજ થયા. એ પછીની વંશાવલી બહુ જ વિસ્તૃત છે.

મૂળ પુરુષ મકરધ્વજ પછી ૧૫૨ મા રાજપુરુષ જેઠીજી થયા. એમનો જન્મ જ્યેષ્ઠા નક્ષત્રમાં થવાથી એમનું નામ જેઠીજી પાડયું હતું. એમના નામ ઉપરથી એમના વંશમાં જે થયા તે સઘળા 'જેઠવા' નામથી ઓળખાયા. જેઠાજી પછી

૯૭ મા રાજપુરુષ ભાણજી જેઠવા થયા. ઈ. સ. ૧૪૬૧ માં ભાણજી ગાદીએ બેઠા. એમનો સમય બહુ મહેનતમાં ગયો.

ગુજરાતનો સુલતાન મહંમદ બેગડો ચઢી આવ્યો અને જુનાગઢ જીતી લઈ ત્યાં રહ્યો. કેટલાક વરસ સોરઠમાં રહી કાઠિયાવાડના ઠાકોરોને તાબે કરી તેણે ખંડણી બેસાડી.

યવન સિપાહીઓનો ભય ઝઝુમી રહ્યો હતો. તે સમયે સંત નાયાજી રાણપુરમા પ્રવેશ્યા. જેઠવા સિપાહીઓએ કોઈ ગુપ્તચર ધારી સંતની સતામણી કરી. પરંતુ સંતપુરુષે ખામોશીથી બધા જ અપરાધ સહન કર્યા. અને પોતે રાણપુરના તળાવ ઉપર શાન્તિથી આસન માંડી ધ્યાનમગ્ન બની ગયા. સંતની સતામણી થાય એટલે એના પ્રભુ વ્યાકુળ બની જાય. મધ્યરાત્રિના સમયે ભાણ જેઠવાને ભયાનક સ્વપ્નું આવ્યું. તેમાં કોઈ દેવાંશી વિભૂતિએ જેઠવાને ચેતાવ્યા અને કહ્યું કે 'જો આવી રીતે સંતપુરુષની સતામણી થશે તો રાણપુર છોડી નાશી જવું પડશે !' ભાણજીની આંખો ખુલી ગઈ. તેઓ વ્યાકુળ બની ગયા.

પ્રાતઃકાળ થતા ખટકર્મથી નિવૃત્ત થઈ તેઓ ત્વરાથી રાણપુર શહેરમાં ફરવા નીકળી પડ્યા. પોતાના કર્મચારીઓને બોલાવી પૂછ્યું : શહેરમાં કોઇ સંતપુરુષ આવ્યાની ભાળ મળી એટલે ત્વરાથી તળાવ ઉપર ગયા. જોયું તો સંત ધ્યાનમાં બેઠા હતા. અશ્વ ઉપરથી નીચે ઊતરી સંતના ચરણમાં શિર નમાવી ભાણજી શાન્ત ચિત્તે સંતના ચરણમાં બેસી ગયા.

જેઠવા બડે અજાન, સંત સતાયે;
માવાકો મધરેન, નૃપ ચેતાયે.
ભાણ જેઠવા, ભોરહી ઊઠકર ધાયે;

દયાનિધિ ગુરુદેવ, અવગુણ બિસરાયે.
નિંદે કહાં વંદે સંતકો સબ એક. (૬)

થોડી વારે સંત ધ્યાનમાંથી સજાગ બન્યા એટલે રાજવી ઊભા થઇ સંતના ચરણોમાં ઝુકી પડયા. મહાપુરુષે તેમના શિર ઉપર પોતાનો વરદ હસ્ત સ્થાપતા શુભાશિષ આપ્યા. હર્ષિત વદને રાજવી સંતના આસન સમીપ બેસી ગયા. ત્યાં અચાનક એમની નજર સંતના શરીર ઉપર જેઠવાઓએ જે નિર્દયતાથી માર માર્યો હતો એનાં ઝંઝેલા-સોડ ઉપસેલા નિહાળ્યા. વ્યાકુળતાથી ભાણજીએ પ્રશ્ન કર્યો : 'બાબા ! આપના શરીર ઉપર આ વેદના શાની છે ?'

રાજન ! ગઈકાલે સેવકોએ અજાણતાથી માર માર્યો હતો. એની નિશાની રહી ગઈ છે. જેઠવાના નેત્રોમાંથી અશ્રુ વહન થવા લાગ્યા. ત્વરાથી સંતના ચરણગ્રહી ક્ષમાની યાચના કરતા 'બાબા ! એ અપરાધ સેવકોનો નહિ પણ મારો છે. મને ક્ષમા કરો ! મારા ઉપર કરુણા કરો !' કહેતાં રાજવી ગળગળા થઈ ગયા. સંતે એને આશ્વાસન આપતાં વાચા ખોલી.

રાજન ! આપને તો મેં કયારની ક્ષમા આપી દીધી છે. સંતપુરુષના હૃદયમાં કોઇના પ્રત્યે લગારે દ્વેષભાવ હોતો નથી. શત્રુ અને મિત્રને તેઓ સમાન ગણે છે !'

સંત બડે પરમાર્થી, શીતળ જીનકો અંગ,
તપત બૂઝાવે ઔર કી, દે દે અપનો રંગ.

ભાણુ જેઠવાએ તે દિવસે સાચા સંત પુરુષનાં દર્શન કર્યાં. એના જીવનમાં કદી નહિ ઉદય થયો હોય એવો સોનાવરણો સૂરજ ઊગ્યો. સંતને રાજ મહેલમાં પધારવાનો આગ્રહ કર્યો.

પરંતુ સંત સંમત થયા નહિ. વિનયથી સંતને પ્રણામ કરી જેઠવા વિદાય થયા. બીજે દિવસે તેઓ ફરી સંતનાં દર્શને આવ્યા. પરંતુ સંત ત્યાંથી વિદાય થઈ ગયા હતા. ભાણજીએ ઘણી તપાસ કરી પરંતુ એ સંતનો કયાંય પત્તો લાગ્યો નહિ.

દુર્લભ દર્શન સંતકા, બેર બેર નહિ પાય,
સજની અવસર જો ચૂકે, આખિર રહે પછતાય.

## ૪. આહિર ભુલાજી

તુલસી શ્યામમેં આહિર કે,
હિયરા જગે ઉપદેશજી.

સંત નાયાજી સૌરાષ્ટ્રમાં ભ્રમણ કરતા તીર્થધામ તુલસી-શ્યામમાં જઇ પહોંચ્યાં. તે સમયે એક આહિર ભકત ભુલાજીએ સંતને નિહાળ્યા. એ સંસ્કારી આત્માએ સંત નાયાજીનું સ્વાગત કર્યું અને પોતાના મુકામે તેડી લાવ્યો. પોતે સંતના ચરણમાં બેસી ઉપદેશની વિમળ વાતો શ્રવણ કરી.

સંત નાયાજીએ ભાગ્યશાળી આહિરને બરાબર પિછાણ્યો અને એનો અનુગ્રહ કરવાના આશયથી શબ્દપ્રહાર કરતા એને સજાગ બનાવવા પ્રયાસ કરતા ઉપદેશના અમીનું એના હૃદયમાં સિંચન કર્યું.

ભુલા કયોં ભવમેં ભૂલે, ગફલતમેં દિન જાય,
બેર ન માનવ તન મિલે. અંત રહે પછતાય.
ભુલા આયુ બીત ગયે, અજહુ ન પેખા સાંઈ;
ગાફિલ તેરી કયા ગતિ, બહુરી ભવ ભટકાઈ.

'ભુલાજી ! તમે આ ભવ-સંસારમાં ભૂલા પડયા છો. ગફલતમાં તમારા દિવસો વીતી જાય છે. છતાં તમને લગારે

ભાન નથી થતું કે આ માનવ તન ફરી ફરીને મળવાનું નથી. જ્યારે તમને એ વાતનું ભાન થશે ત્યારે હૃદયમાં અપાર પસ્તાવો થશે. સારી ઉંમર વીતી ગઈ છતાં હજુ તમે એ ઈશ્વરને ઓળખ્યા નહિ ગાફિલ ! તમારી શી ગતિ થશે !? આ ભવસાગરમાં તમે વારંવાર ભટક્યા કરશો છતાં અનુગ્રહનો કદી યોગ નહિ આવે !'

સંતના શબ્દ પ્રહારથી ભોળા હૃદયનો આહિર સાચે જ સજાગ બની ગયો. મહાપુરુષના શબ્દો એના હૃદયમાં આરપાર ઊતરી ગયા. સ્વસ્થ થતા તે સંતના ચરણમાં દીનતાથી ઝૂકી પડયો અને પોતાને આ માયિક ઉપાધિમાંથી મુકત કરવા દીનતાથી યાચના કરી. એના જેવા દયાવાન માનવીને વૈરાગ્યની વસમી વાટે વળાવવા સંતનું હૃદય લગારે સંમત થયું નહિ. સંસારમાં એવા દાની પુરૂષની જરૂર હતી. એ ભુલાજીને સંતે નામ સ્મરણની લગની લગાવી-ઈશ્વરના નામની ઓળખાણ કરાવી. એટલું જ નહિ પરંતુ ભુલાજી તે દિવસથી અનન્ય પ્રેમથી ઇશ્વરના ધ્યાનમાં એકાગ્ર બની ગયા. સંત સેવા અને હરિ સ્મરણનો ઉપદેશ આપી સંતે આહિર ભુલાજીને મહા-ભાગ્યશાળી બનાવી દીધા

આહિર તુલસીશ્યામમે, ભુલાજી મહાભાગ,
નાયાજી કે ઉપદેશસે, હિયરા જગે અનુરાગ.
નાયા નામ સુનાઈયા, તા દિન હરિ પિછનાય,
ભુલા કબહુ ના ભૂલે, અહર્નિસ હરિ યશ ગાય.

# ૫. કચ્છ અને સિંધમાં

સિંધ દેશ નગર ઠઠ્ઠામેં, સુમરાકી જગાયે સાન;
કચ્છ ધરામેં, લુહાણા જાડેજા કચ્છી ગુણવાન.

સિંધદેશ નગર ઠઠ્ઠામાં સુમરા રજપૂતોને ઉપદેશ આપ્યો તે સમયે મહિપત અને ઘોરમજીને ચેતાવ્યા.

મહિપતકો ગુરુદેવજી, પરમોધે તેહી દિન;
સુમરાકે હૃદયમેં; યહ જગ લાગહી છીન.
સદ્‌ગુરુ કે પ્રતાપસે, છાંડ દિયે સંસાર,
ધન્ય વે રજપૂતકો, સહજ તીરે મઝધાર.

સંત નાયાજીના ઉપદેશથી મહિપત સુમરાના હૃદયમાં વૈરાગ્યની જ્યોત જાગી ઊઠી. એટલું જ નહિ પરંતુ અસાર સંસારનો ત્યાગ કરી ? એ જ ક્ષણે સદ્‌ગુરુને વંદન કરી મહિપત વૈરાગ્યની વસમી વાટે વિદાય થઈ ગયા.

ઘોરમજી બૂઝત નહિ, ઉરમેં બડો અજ્ઞાન,
શબ્દ વેધ ગુરુદેવકા તાસે મિલ ગઈ શાન.
નાયાજીકા શબ્દસે, ઘોરમ હુવે સજાગ,
દયા ધર્મ હરિ નામકો, નિત્ય જપે મહાભાગ.

ઘોરમજી સુમરાને સંતે ઉપદેશની વિમળ વાતો સમજાવી છતાં એ અજ્ઞાની કાંઇ જ સમજ્યો નહિ. સંતે એને શબ્દના બાણ મારીને મુલાયમ બનાવી દીધો. એટલે એની શાન ઠેકાણે આવી ગઇ, સંતે દયા ધર્મ અને ઈશ્વર ભજનનો આદેશ આપ્યો, તે પ્રમાણે એ નિત્ય હરિસ્મરણ અને સત્કાર્યમાં લાગી રહ્યો.

સંત નાયાજી કચ્છમાં ગયા. ત્યાં ત્રણ ભાગ્યશાળી પુરુષોના નામ પ્રાપ્ત થાય છે.

દેવાજી અંજારમેં પ્રથમ બૂઝે ગુરુ પીર;
લોહાણા ગુણવાન થે, પહુંચ ગયે ભવતીર.

કચ્છ—અંજારમાં સંત નાયાજી જઈ પહોંચ્યા. તે સમયે સૌ પ્રથમ દેવાજી નામના એક લોહાણાએ સંતને પિછાણ્યા અને વિનયથી ઝુકીને સંતની સેવા કરી. મહાપુરુષની કરુણાથી દેવાજી સાચે જ આવાગમનથી મુક્ત થઈ ગયા.

ભૂજમાં ખેમાજી નામના એક લોહાણાનો મેળાપ થયો. સદ્‌ગુરુએ ઉપદેશની અમીધારા વહાવી એ અમીબોધ શ્રવણ કરતા ખેમાજી સાચે જ પાવન થઈ ગયા.

ભૂજમેં ખેમાજી મિલે, દિયે ગુરુ ઉપદેશ;
બડે સુભાગી જીયરા, મેટયો ભવ કલેશ.

ખેમાજી માયિક પ્રપંચમાંથી મુક્ત થઈ ગયા. એ જ રીતે સોમાજી નામના એક ભાગ્યવાન લોહાણા ઉપર સંતની દૃષ્ટિ સ્થિર થઈ. સંતે અમીબોધ આપ્યો.

સિંહણ કેરું દૂધ હોય તે સોના પાત્રે ઠરે.

એ જ રીતે એ સુપાત્ર અને ઉગ્ર ભાવિ જીવના હૃદયમાં સંતના શબ્દો સ્થિર થયા. એ સોમાજી સાચે જ ઈશ્વરના ધ્યાનમાં લાગી ગયા. અનન્ય ભક્ત બની ગયા.

સોમાજી સત્સંગમેં, બૂઝે ગુરુકા બેન;
બાની લગે ગુરુદેવકી, મિલે હરિસે નૈન.

આ રીતે સંત નાયાજીએ પાવન પર્યટનમાં કેટલાક ભાગ્યશાળી જીવોનું કલ્યાણ કર્યું. એટલું જ નહિ. પરંતુ રાજા અને નવાબોને પણ શબ્દપ્રહાર કરી સજાગ બનાવ્યા અને તેમની પણ શાન ઠેકાણે લાવવા પ્રયાસ કર્યો. સંતપુરુષ તો

સદાસર્વદા જનતાનું કલ્યાણ જ ચાહતા હોય છે. એમના ઉપદેશથી જેઓ જાગૃત થાય એના ભાગ્ય જાગી જાય અને ગફલતમાં રહે એવા અજ્ઞાની ભવ-સંસારમાં ભટકતા રહે.

ખડે ખડે નૃપતિ બખાને,

ઔર નવાબ ઝૂક કરે સન્માન ૧૪



# ૧૧–મારવાડ પ્રયાણ



सोधेसे महंघे भया, पारस परसत लोह,
रज्जब साचे साधुसे, कयों नहि करैहो मोंह.
(संत कवि रज्जब)

'જેઓ સોંઘા હતા તેઓ મોંઘા થયા, જેમ પારસનો સ્પર્શ થતાં લોઢાની કિંમત વધી ગઈ તેમ સંત રજ્જબ કહે છે કે સાચા સંતોમાં અનુરાગ–પ્રેમ કેમ નહિ દાખવીયે ?'

## ૧. રાવ જોધાજી

મારવાડને કેટલાક લોકો 'મારૂ' પણ કહે છે. ત્યાંના રાજકર્તા રાઠોડ જાતના સૂર્યવંશી રજપૂત છે. અને તે શ્રી રામચંદ્રજીના વંશ જ કહેવાય છે. ભાટ લોકો રાઠોડોની ઉત્પત્તિ સુમિત્રાથી ગણે છે. સુમિત્રા એ રામના વડાકુંવર લવના વંશમાં ચોપનમાં પુરુષ હતા. ભરતખંડના ઇતિહાસમાં લખ્યું છે કે ગુપ્તવંશની રાઠોડ શાખાને હાથ કનોજનું રાજ્ય ઈ. સ. ૪૭૦ માં આવ્યું. રાજ્યસ્થાનના કર્તા કર્નલ ટોડ સાહેબના લખવા પ્રમાણે એ રાઠોડનું નામ નૈનપાળ હતું. કનોજના અજખપાળ રાજાને મારી નાંખીને તેનું રાજ્ય એ નૈનપાળે લઈ લીધું. એમના વંશમાં જયચંદ્ર રાઠોડ થયા.

થયા. પૃથ્વીરાજ ચૌહાણ સાથે પાણીપતમાં વિજય મેળવી શાહબુદ્દીને જયચંદ્ર રાઠોડનું રાજ્ય લીધું. નાશી છૂટેલો જયચંદ્ર ગંગાનદી પાર કરવા જતાં ડૂબી ગયો. એના પુત્ર સીઓજીના વંશજો મારવાડના રાજવી થયા. રાવ ચાંદોજી પછી રણમલ અને તેમના પછી રાવ જોધાજી મારવાડના રાજા થયા. રાવ જોધાજી બહુ હિંમતવાન તેમ જ અક્કલવાન હતા. તેમણે નિર્જીવ ટંટા બખેડામાં પોતાના દેશને પાયમાલ ન કરતાં પોતાના દેશની વ્યવસ્થા કરવામાં ચિત્ત પરોવ્યું. ત્યાંની જાગીરોના જે અસલ માલિકો હતા, તેઓને તેમણે તેમના વડીલોની જાગીરો પાછી સોંપી. પછી અસલની રાજધાનીથી સંતોષ ન પામી તેમણે ઇ. સ. ૧૪૫૯ માં કોઈ યોગી પુરુષની સલાહથી એક નવા શહેરનો પાયો નાંખ્યો અને તેનું નામ તેમણે પોતાના નામ પરથી જોધપુર પાડયું. (સંવત ૧૫૧૫ નો જેઠ માસ) અને ઇ. સ. ૧૪૬૧ માં મંડોરથી રાજ્યગાદી ઉઠાવી જોધપુરમાં આણી.

જોધપુરમેં રાવ જોધાજી મહાભાગી,
પેખે અવધૂતા સંત સુજાણ;
ચરણ ગ્રહે ગુરુદેવ પિયાકા;
હો ગઈ દુઃખકી હાણ.

રાવ જોધાજી ઘોડેસ્વાર થઈ, જોધપુરની બહાર વિકટ વનખંડીમાંથી શહેર તરફ આવતા હતા. તે સમયે માર્ગમાં એક સંતપુરુષને વિચરતા નિહાળ્યા. રાવે એ મહાપુરુષની ગતિ નીરખી અને અશ્વને થંભાવ્યો. ત્વરાથી નીચે ઊતરી સંતપુરુષના ચરણમાં ઝૂકી પડયા, અને તેમને સાથે લઈ જોધપુરમાં આવ્યા.

એ મહાપુરુષ તે સંત નાયાજી હતા. રાવ જોધાજીએ સંતની રાજભવનમાં પધરામણી કરી અને રાજ્યકુળમાં સંત સેવામાં ભારે ઉત્સવ મનાવ્યો. રાવનું વિશાળ કુટુંબ હતું. સારા રાજ્ય પરિવારે સંત સેવાનો દુર્લભ અવસર પ્રાપ્ત કર્યો રાજજોધાજી જેવા વિવેકી અને રાજનીતિજ્ઞ પુરુષ હતા તેવા જ સંત આતિથ્યના સત્કારમાં ઉદાર દિલના હતા. એને લીધે સંતે પાસે બેસાડી રાવને ગહન વાતો સંભળાવી.

જોધાયહી કર્મ ભૂમિ, કરે સો યહાં પાય;
સુભાગી હો રાજવી, કરે હો સુફળ કમાય. ૧
સંત સેવા તોસે બને, યહી તેરો મહાભાગ,
જોધાજી તાસે મિલે, ભોમ ઉબારન લાગ. ૨

જોધાજી ! આ તો કર્મભૂમિ છે. અહીંઆ કરે તેવા જ ફળ મળે છે. તમે તો ભાગ્યશાળી છો. એને લીધે તમારી કમાણી સફળ થઈ છે. રાજવી હોઈ સંત સેવા કરી રહ્યા છો, એ જ તમારા મહાભાગ્યની નિશાની છે. એનાથી કોઈ સમયે ધરતી હાથમાંથી સરકી જતી હોય તો તમે જરૂર એનું રક્ષણ કરી કરી શકો. વસુંધરાને અન્યના હાથમાં જતી બચાવી શકો.

જોધા પૂરબકે ભાગસે, સંત સેવા અનુરાગ,
સબકુછતાસે પાઇયે, રાજભોગ ગજબાજ.
જોધા સંત સમાગમમાં, નિશદિન રહીયો લુભાય,
કલ કૈસી હે કો લિખે, કોટિ બિઘન બિલાય.

'જોધાજી ! પૂર્વજન્મના સતકર્મને લીધે સંત સેવામાં તમારો અનુરાગ-પ્રેમ બની રહ્યો છે. અને એ જ સેવાના મેવા રૂપે તમને રાજના વૈભવ અને હાથી ઘોડા પ્રાપ્ત થયા છે. એને લીધે જ તમને ફરીને ચેતાવું છું કે સંત સમાગમમાં

નિશદિન મશગુલ રહેજો. કોને ખબર છે કે કાલે શું થવાનું છે? છતાં એટલું ખરૂં કે સંત સેવાથી આવતા અનેક વિઘ્નો દૂર થાય છે. તેમ તમે પણ એ સંત સેવાથી નિર્વિઘ્ન બની જશો.'

જોધા આયુ ઈકશઠ લિખે જૈહો અપને દેશ,
હરિકો નામ સંભારીયો, મિટે કઠિન કલેશ.
જોધા હરિકે ભજન બીન, તેરી ગતિ નહિ હોઈ,
સંત પુકારત યું કહે, હરિ નામ જપે સુખ હોઈ.

'જોધાજી! આમ તો તમે મહાભાગ્યશાળી પુરુષ છો. એમાં તો મિનમેખનો ફરક નથી. તમારી આવરદા ૬૧ વર્ષની છે. ત્યાર પછી તમે શ્રીહરિના દેશમાં વિદાય થશો. જોધાજી નિત્ય એ ઈશ્વરના નામનું સ્મરણ કરતાં રહેજો. એનાથી અંત સમયનો કઠિન કલેશ દૂર થઈ જશે. તમે તો રાજપુરુષ છો. રાત અને દિવસ રાજ્યનું ચિંતન કરવું એ દુઃખદાયક છે. નિવૃત્તિ મળતા રાત્રિએ શ્રીહરિનું સ્મરણ કરજો. એનાથી તમારી સદ્ગતિ થશે. અને જો ઈશ્વરનું નામ ભૂલી ગયા તો અધોગતિની દારુણ ગર્તામાં ડૂબી જશો. માટે જોધાજી! સંતો પુકાર કરીને કહે છે કે તમે ઈશ્વરના નામને ભૂલો નહિ. અહર્નિશ એ નામનું સ્મરણ કરો, એનાથી તમારા આત્માને સાચી શાન્તિ પ્રાપ્ત થશે!'

સંત નાચાજીએ રાવ જોધાજીને ગહન વાતો સંભળાવી અને તે સુજ્ઞ રાજવીએ હ્રદયમાં અંકિત કરી લીધી. ત્યારપછી સંતે જોધપુરથી પ્રયાણ કર્યું.

સંત નાચાજીના કથન અનુસાર રાવ જોધાજી ૬૧ વર્ષની ઉમર સુધી જીવંત રહ્યા. તેમના વડા કુંવર સાંતલે પોકર્ણથી પાંચ માઈલના અંતરે કિલ્લો બાંધી તેનું નામ સાંતલમેર

પાડયું. એ સહરાઈ જાતના ખાન સાથે લડતા મરાયો. અને તેને કસમો આગળ બાળ્યો. તેની પાછળ તેની સાત રાણી સતી થઇ. ત્યાં એક દેવડી બંધાવી છે. ચોથો કુંવર દુદો મેરતીયાના મેદાનમાં જઈ વસ્યો. તેના વંશજો મેરતીયા કહેવાયા. તેઓ મારવાડના પ્રખ્યાત તલવારીઆ ગણાય છે. એ દુદાજીની પ્રખ્યાત કુંવરી મીરાંબાઈ મેવાડના રાણા કુંભા સાથે પરણી અને રાઠોડ વંશને ઉજ્જવળ કરી ગઈ.

# ૨. રોહિતસેન પરમાર

મુરધર જેસલમેર મિલ ગયે, રોહિતસેન પરમારે,
નાયાજીકો પધરાયે અપને દ્વારે.

સંત નાયાજી મારવાડમાં ગયા તે સમયે જેશલમેરમાં જઈ પહોંચ્યા. ત્યાં રોહિતસેન નામના એક પરમારે સંતને પિછાણ્યા અને વિનયથી એ મહાપુરુષના ચરણમાં ઝુકી પડયા. એ રોહિતસેન જેશલમેરના રાજવી નુનકરણના ભાણેજ થતા હતા. નુનકરણ કોણ અને કયારે થયા એ જાણવા માટે આપણે જેશલમેરનો ઇતિહાસ જાણવો પડશે. આ સમયે તેની લગાર નોંધ કરી લઇએ.

# જેશલમેરનો ઇતિહાસ

જેશલમેરના રાજ્યકર્તા ભાટી વંશના રજપૂત છે. ભાટી એ યદુવંશની એક પ્રખ્યાત શાખા છે. શ્રી આદ્યનારાયણથી ૧૦ મી પેઢીએ યદુ થયા. તેમના વંશજો સઘળા 'યાદવો' કહેવાયા. યદુથી ૪૪ મી પેઢીએ અંશાવતાર શ્રીકૃષ્ણજી થયા. તેમણે દ્વારકામાં રાજ્ય સ્થાપન કર્યું. ભગવાન શ્રી કૃષ્ણજીની

રાણી જાંબુવંતીજીના કુંવર શાંબ, મિસરદેશના (ઇજીપ્ત) રાજા બાણાસુરના પ્રધાન કૌભાંડની કન્યા રામા સાથે પરણ્યા હતા. એ રામાને પેટે ઉષ્ણીક નામે કુંવર અવતર્યો. પછી જ્યારે જાદવાસ્થળી થઈ ત્યારે એ ઉષ્ણીક કુંવર પોતાના મોસાળ મિસરદેશની રાજધાની સોણિતપુરમાં હોવાથી બચી ગયા. મિસરનું રાજ્ય બાણાસુરના મરણ પછી કૌભાંડને મળ્યું. અને તેના મરણ પછી ઉષ્ણીકને હાથ આવ્યું. એ ઉષ્ણીકથી ૭૯મી પેઢીએ દેવેન્દ્ર થયા. તેમના ચાર કુંવરો હતા. (૧) અસપત (ઉગ્રસેન) મુસલમાન થયો. (૨) ગજપતના કુંવર ચુડચંદ્રના નામ પરથી તેમના વંશજો સઘળા ચુડાસમા કહેવાયા. તેમણે સોરઠમાં રાજ્ય કર્યું. (૩) ભુપત મારવાડ તથા સિંધના વચલા ભાગમાં જમીન દબાવી પડયા. અને તેઓ ભાટીવંશના રજપૂતોના મૂળ પુરુષ ગણાયા. અને (૪) નરપતે ગજનીના પાદશાહ ફિરોજશાહને મારી નાંખી તેનું રાજ્ય લઇ લીધું. તેથી જામ કહેવાયા. તેમના વંશમાં કચ્છ તથા કાઠિયાવાડમાં આવેલા હાલાર પ્રાંતના જાડેજા રજપૂતો ઉત્પન્ન થયા. ઉપર વર્ણવેલા ચાર કુંવરોમાંના ત્રીજા ભૂપત એ ભાટીઓના મૂળ મારવાડ તથા સિંધના વચલા પ્રદેશમાં વસ્યા. તેઓ પ્રથમ ગજનીમા રહેતા હતા. પરંતુ ત્યાંથી તેમને અને તેમના વંશજોને ખોરાસાનના રાજાએ હાંકી કાઢયા. તેથી તેઓ પંજાબમાં આવી રહ્યા. અને ત્યાં તેમણે સલભાણા (ઘણું કરીને લાહોરનગર હશે) નામે નગર વસાવીને આબાદ કર્યું. ત્યાંથી પણ તેમને ખોરાસાનવાળાઓએ હાંકી કાઢયા. તેથી તેઓ રણ તરફ આવતા રહ્યા, પછી ત્યાં તેમને તે વખતના ઉમરકોટના રજપૂત રાજા સાથે તથા ત્યાર પછી ઝાલોરના તે અરસાના સોનીગરા જાતના રજપૂત રાજા સાથે લગ્ન વ્યવહાર બંધાયો. પછી તેમણે રણમાં તણોત નામે કિલ્લો

બાંધી ત્યાં પોતાની રાજધાની કરી. પરંતુ થોડી મુદતમાં આસ-પાસના લૂંટારાઓએ એકઠા મળીને તે કિલ્લાને ઘેરો ઘાલ્યો, અને તેમાં બાકું પાડી અંદર પેઠા અને જેટલા ભાટીઓ હાથ આવ્યા, તેમની કતલ કરી. કિલ્લાનો નાશ કર્યો. એ કતલમાંથી બચેલા રાવળ દેવરાજ તથા તેમની ટોળીના ભાટીઓ નાઠા, અને તેમણે બીજી જગ્યાએ જઈ કિલ્લો બાંધી તે કિલ્લાનું નામ પોતાના નામ પરથી 'દેવરાવળ' પાડયું. એ રાવળ દેવરાજ બહુ પરાક્રમી તેમ જ બહાદુર હતા. તેમણે લોદ્રા રજપૂતોની રાજધાનીનું લોદરવા નામે નગર જીતી લઈ ત્યાં કેટલાક વખત સુધી પોતાનું રહેઠાણ રાખ્યું હતું.

રાવળ દેવરાજના મરણ પછી એ ગાદીએ મુધજી વછુજી, ડુસાજી, બિજયરાજ, બજદેવ અને જેસલ નામે અનુક્રમે આવ્યા. રાવળ જેશલ એ દેવરાજથી છઠ્ઠી પેઢીએ હતા. એમણે એ દેવરાવળનો કિલ્લો સુરક્ષિત જગ્યાએ નથી એમ ધારી. ઈ. સ. ૧૧૫૬ માં એ કિલ્લાથી ૧૦ માઈલના અંતરે બીજો સુંદર કિલ્લો બાંધ્યો. અને પોતાના નામ પરથી તેનું નામ 'જેશલમેર' પાડયું. તે આજ સુધી રાજધાનીના શહેર તરીકે તેમના વંશજોના તાબામાં છે.

જેશલ પછી સલવાહન, બીજલ, કલ્યાણસિંહ, ચચીકદેવ, કરણ, લખઢસેન, પંપલ, જેતસી મુળરાજ ગારસી કહેર, કેયમલ, ચચીકદેવ, બરસી, જેત, અને નુનકરણ રાજા થયા. એ રાજવીના સમયમાં સંત નાયાજીનું જેશલમેરમાં આગમન થયું.

## યોગિનું મિલન

જેશલમેરના રાજવી નુનકરણના બહેન શીલવતીના લગ્ન

કેળવાડાના કંવલસેન પરમાર સાથે થયા હતા. કંવલસેનને એક પુત્ર થયો એનું નામ રોહિતસેન રાખવામાં આવ્યું. બાળપણથી રોહિતસેન જેશલમેરમાં મોશાળમાં રહીને મોટા થયા. રાજવીનું એનામાં અપાર હેત હતું. યુવાન થતા રોહિતસેન રાજકાજમાં ભાગ લેવા લાગ્યા. યુદ્ધકળામાં નિપૂર્ણ હતા. એટલું જ નહિ પણ વિદ્યામાં પણ પ્રવિણ હતા. શિકારનો ભારે શોખ એટલે એકવાર પ્રાતઃકાળ થતા પહેલા જેશલમેરથી ઘણે દૂર જંગલમાં શિકાર માટે નીકળી ગયા. દૈવયોગે સાથીઓ વિખૂટા પડી ગયા અને પોતે જંગલમાં ભૂલા પડી ગયા. વ્યાકુળતાથી માર્ગ શોધી રહ્યા હતાં. ત્યાં એક ડુંગરની ગુફામાંથી કોઈ યોગી પુરુષને બહાર નીકળતાં નિહાળ્યા. એટલે તેઓ ત્વરાથી ત્યાં ગયા અને વિનયથી યોગી પુરુષના ચરણમાં ઝૂકી પડયા. આગંતુક રાજપૂતને જોતાં જ યોગીએ વાચા ખોલી : બેટા પરમાર ! નિર્દોષ જીવોકા શિકાર કરનેકી આદત તુને અજહુ છોડી નહિ. બેટા ! તેરે લિયે શિકાર ખેલના અચ્છા નહિ હૈ ?' યોગી પુરુષના એ શબ્દો શ્રવણ કરતા પરમારે વાચા ખોલી :

'બાબા ! મેરે લિયે શ્રેષ્ઠ માર્ગ કયા હૈ ? મેરી સમઝમેં નહિ આતા કિ કિસ રાહપે ચલનેસે જીવન મંગલમય બની રહે ?'

'બેટા ! તુમ બડે ભાગ્યવાન હો, ઈસ લિયે આજ યહાં આ ગયે ઓર સંતોકા દર્શન પાયે, તુમ્હારા જીવન મંગલમય જરુર હોગેં. લેકીન વે દિન આનેકે લિયે બહુત દેર હૈ. અબ તો તુમ્હારા ભાંવર ભી નહિ હુવા. દુલ્હીન ઘર આને કે બાદ જો કુછ હોનહાર હૈ વે હોતે હી રહેગેં. એક દિવસ તુમ્હારા ભાગ જાગ ઉઠેગેં. ઓર સદ્દગુરુકા મિલન હોગા. સોહી સંત

સંતપુરુષકે ઉપદેશસે તું સચમુચ મૃગજળ માયાસે મુકત હો જાયેંગે. તુમ્હારા જીવન ધન્ય હો જાયેગા. બેટા ! એક બાત યાદ રખો. જીવનમેં કભી શિકાર ખેલના નહિ. ઔર સંત સાધુકા સદા સર્વદા આદર કરતે રહના. એક દિન તુમ્હારા અરમાન સિદ્ધ હો જાયેંગે ! જાવ બેટા પરમાર ! તુમ રાહ ભૂલે હોગે ?'

'હા બાબા ! મેં રાસ્તા ભૂલ ગયા હું ?'

યોગીએ એકવાર એના અશ્વ તરફ દૃષ્ટિ કરી અને કહ્યું. 'બેટા રોહિતસેન ! તુમ્હારા અશ્વ જહાં જાય વહાં લે ચલો. ઉસકો હાંકના મત. વહ તુમ્હે જેશલમેર પહુંચાયેગા. ?' યોગી પુરુષના શબ્દો શ્રવણ કરતા શંકાશીલ બની રાજપૂતે પ્રશ્ન કર્યો. 'બાબા ! યહ અશ્વ મૂઝે જેશલમેર લે જાયેગા ?' 'હા બેટા ! શંકા મત કરો. જલદીસે ચલે જાવ ?' બાબા ! મે જા રહા હૂં લેકિન એક બાત પૂછના ચહાતા હૂં કિ આપકા ફિર મિલન કબ હોગા ?' 'બેટા ! અબ મેરા મિલન નહિ હો. કયોંકિ મેં કલ સુબહ હોનેકે બાદ ઉત્તરખંડકો ચલા જાઉંગા. ફિર કભી યહાં આના નહિ હોગા. જાવ બેટા ! તુમ્હારા કલ્યાણ હોગા !' કહેતા સંતે શુભાશિષ આપ્યા. પરમારનો અશ્વ ભોમિયાની જેમ માર્ગે વિચરવા લાગ્યો. જંગલના વિકટ માર્ગમાંથી તે યથેચ્છ વિચરતો સીધા માર્ગે આવી ગયો અને જોતજોતામાં તો જેશલમેર તરફ જવાની સીધી વાટે દોડવા લાગ્યો. રોહિતસેનને ભારે આશ્ચર્ય થયું. જીવનમાં આવા મહાપુરુષનો સમાગમ થયો એના જેવું અન્ય ભાગ્ય શું હોઈ શકે ? સાથે મૂકપ્રાણી-અશ્વ જંગલના વિકટ માર્ગનો ભોમિયો બનીને જેશલમેર ભણી દોડી આવ્યો. એ પણ ભારે આશ્ચર્ય હતું. યોગી પુરુષનું પુનર્મિલન નહિ થાય એ દુઃખદાયક હતું.

પરંતુ વર્ષો પછી સદ્દગુરૂનું મિલન થવાની યોગી પુરુષે હૈયા ધરપત આપી હતી. એ દિવસો કેટલા આનંદમય હશે ? વિચારમગ્ન બનેલા રોહિતસેન જેશલમેરમાં આવી પહોંચ્યા. અને રાજમહાલય આવતા એનો અશ્વ થંભી ગયો. વિચારમાળા તૂટી અને તેઓ રાજભવનમાં પ્રવેશ્યા.

## સંત નાયાજીનો સમાગમ

કાળના વહન સાથે ઘણી ઘણી ઘટનાઓ બની ગઈ. ખાંડાના ખેલ ખેલાયા. એ યુદ્ધમાં પણ રોહિતસેન વિજયી થયા. મામા તુનકરણે પોતાના ભાણેજના વિવાહ નક્કી કર્યો. ઝાલોરગઢના રાઠોડકુળની વિજયકુમારી નામની રૂપવતી લલના સાથે એમનાં લગ્ન થયા. કુંમકુંમ પગલા માંડતી નવવધૂએ જેશલમેરના રાજમહાલયમાં પ્રવેશ કર્યો. એ મનમોહિનીના પ્યારમાં રોહિતસેન સાચે જ ખોવાઈ ગયા. પરંતુ એ ભાગ્યશાળી પરમારને યોગીપુરુષની શિખામણના એ શબ્દો બરાબર યાદ રહી ગયા હતા. શિકારે જવું નહિ અને સાધુ સંતોનું સન્માન કરવું. એ બે આજ્ઞાનું તેઓ યથાર્થ પાલન કરતા હતા.

કેટલો સમય વીતી ગયો તે જાણી શકાયું નહિ. પરંતુ ભાવિના ભાખેલા સિદ્ધ થવાનો સમય બરાબર પરિપકવ થયો. સંત નાયાજીનું જેશલમેરમાં આગમન થયું. એ મહાપુરુષના દર્શન કરતાં જ દીનતાથી પરમાર તેમના ચરણોમાં ઝુકી ગયા. અને વિનયથી પ્રાર્થના કરી. 'મહારાજ ! કૃપા કરી મારા નિવાસે પધારી હમોને પાવન કરો !' કૃપાનિધાન સંતપુરુષનું આગમન જે મહાભાગી પુરુષ માટે થયું હતું. તે એ જ પરમાર હતો. એટલે સંત નાયાજી તેમની સંગાથે ચાલ્યા.

સંતનું આગમન થતાંની સાથે જેશલમેરના રાજમહાલયની દેવડી ઉપર ઢોલ નગારાં અને શરણાઈઓ ગુંજી રહી તોરણ પતાકા અને નવપલ્લવથી મહાલયની સજાવત થઈ રહી. પરમારના હૃદયમાં નિશ્ચિત થઈ ગયું હતું કે યોગીરાજે કહેલો સમય પાકી ગયો અને પોતાના ભવને પધારેલા સંત એ જ મહા–પુરુષ હશે કે જેઓ પોતાનું જીવન મંગળમય બનાવી દેશે. સંતને આસન ઉપર બેસાડી, ચરણ ધોઈ ચરણામૃત લીધાં, પૂજન આરતી કરી.

તે સમયે જેશલમેરના મહાલયના બધા જ આબાળવૃદ્ધો સંતના ચરણમાં આવ્યા અને સેવા પૂજા કરી ચરણામૃત લઈ પાવન થયા. ત્યાર પછી સંતને સંગાથે લઈ રાજવી તથા રોહિતસેને પ્રસાદ આરોગ્યો. આ સમયે કેવળ એક જ ભાગ્યશાળી જીવનું કલ્યાણ કરવાનું હતું એને લીધે રાત્રિના સમયે જ્યારે મહાલયના બધા જ નિંદ્રાધીન થયા તે સમયે પરમારને પાસે બેસાડી સંતે ઉપદેશની અમીધારા વહાવી.

રોહિત સાંઈકી બંદગી, મત ભૂલો પરમાર;
નૈયા પાર લગાવહી, ખવૈયા મઝધાર. ૧
રો હેત હરિકે ભજન બિન, બિરથ મનુજ અવતાર.
ભૂમિભાર બઢાઈયા, આયુ બહી જખમાર ૨

રોહિતસેન ! તમે સંત સેવા તો ભલી ભાંતે કરી રહ્યા છો. પરંતુ એક વાત ખાસ કહેવાની છે. અને તે એ કે તમે ઈશ્વરના નામને કદી ભુલો નહિ. પ્રભુ ભકિત કરો. એના વિના જીવને કદી શાન્તિ નથી. પ્રભુને પિછાણ્યા વિના ભૂમિ પર મિથ્યા ભાર વધાર્યો છે. એવા માનવીનું જીવન વ્યર્થ છે.

રોહિત તોહે ઉબારને જેશલમેરમેં આય;
પરમાર તું બૂઝત નહિ, અગલી પ્રેમ સગાય. ૩
બડે સુભાગી બૈઠીયા, સાધુજન કે સંગ,
સંતનસે મુખ મોડિયા, સોહી અભાગ અસંગ. ૪

રોહિતસેન ! તમને એક ગહન ભેદ સમજાવવાનો છે. જેશલમેરમાં સંતનું આગમન થયું તે કેવળ તારા માટે જ. તારો અનુગ્રહ કરવા માટે આ સ્થળે આવવું પડયું.

પરંતુ પરમાર હજુ તું એ પરભવની પ્રેમસગાઈનું રહસ્ય સમજી શકતો નથી એ જ ખેદની વાત છે. સંતના સંગમાં જેઓ બેસે છે. એ સાચે જ ભાગ્શાળી છે. તારું પણ અહોભાગ્ય છે કે મધ્યનિશા થવા આવી છતાં તું સંતના ચરણમાં બેઠો છે.' આ રીતે સંતપુરુષ એને સમજાવી રહ્યા હતા ત્યાં અચાનક પરમારની પત્ની વિજયકુમારી ત્યાં આવી અને સંતના ચરણમાં વિનયથી ઝુકીને વાચા ખોલી :

'બાબા ! આપ જેવા સમર્થ સંતના ચરણમાં બેસી સત્સંગ અમીરસનું પાન કરી રહેલા મારા સ્વામીનો કૃપા કરી અનુગ્રહ કરજો !' મારી આપના ચરણમાં એટલી દીન યાચના છે !' સંતે એ પવિત્ર સન્નારીના સામું જોયું અને ઘડીભર વિચારમગ્ન બની ગયા. ભાવિનો ગહન ભેદ સમજાઈ ગયો. એટલે તેઓ બોલી ઊઠયા:

'વિજયાદેવી ! સ્વામી પ્રત્યેનો આપનો અનુરાગ અટળ છે. એને લીધે આપની યાચના પણ અટળ બની રહેશે. આપના જેવી પવિત્ર સન્નારીને પ્રેમ કરી પરમાર સાચે જ ધન્ય બની ગયા !' કહેતા સંતે એ રાજપૂત સન્નારીના યશ ગાયા.

પોતાની પત્ની આ સમયે અચાનક આવી ચઢી. અને

યાચના કરી. સંતે મુક્ત કંઠે એના યશ ગાયા. એ શ્રવણ કરતા પરમાર ચકિત થયો. ભલે ગમે તેમ હોય પરંતુ તે સમયે વિજયકુમારીની મહાનતાનું પરમારને લગાર ભાન થયું.

> રોહિત હરિ સુમરણ કરો, ઔર સાધુસે પ્રીત;
> આગે હોનિ હો વહી. જૈહો ભવજળ જીત,

'રોહિતસેન! અત્યારે તો તમે એકાગ્રતાથી હરિનું સ્મરણ કરો અને સંત સાધુની સેવા કરતા રહો. આગળ ભાવિમાં જે બનવાનું હશે તે બની રહેશે. પરંતુ તમે આ વિકટ ભવાટવીમાંથી જરૂર મુક્ત થઈ જશો!' આમ કહી સંતે ઉભયોને શયન કરવાની રજા આપી. દીનતાથી સંતના ચરણમાં પ્રણામ કરી તેઓ શયનખંડમાં ચાલ્યા ગયા.

બીજા દિવસનો પ્રાતઃકાળ થતા પહેલાં સંત નાયાજીએ જેશલમેરથી પ્રયાણ કર્યું.

## ૩. તિકમચંદ વણિક

> સાંગાનેરમેં તિકમચંદ, બનિયાકો દર્શન પાયજી,
> નાયાજીકો દેખકે, બૂઝે સંત સુખદાયજી.

જેશલમેરથી પ્રયાણ કરી મારવાડમાં ભ્રમણ કરતા સંત નાયાજી સાંગાનેરમાં આવી પહોંચ્યાં. આ સ્થળે તિકમચંદ નામે એક વણિક સંતપ્રેમી હતા. કોઈ પણ સંત મહાત્માનું આગમન થાય એટલે તે દોડી જાય અને તેમના ચરણમાં બેસી સંત સમાગમનો દુર્લભ લ્હાવો પ્રાપ્ત કરે. એ વણિકને જાણ થયું કે નાયાજી નામના કોઇ સંતપુરુષ પધાર્યા છે. એટલે ત્વરાથી તે સંતના સ્થાને ગયા અને મહાપુરુષનાં દર્શન કરી આનંદ પામ્યા, વણિકે અનેક સંતો જોયા

હતા. એટલે ખરા ખોટાની એનામાં પારખ બુદ્ધિ હતી. એ પરીક્ષકે સંતને પિછાણ્યા. 'કોઈપણ પ્રકારે આવા મહાપુરુષને પોતાના ભવન પધરાવવા જોઇએ!' વણિકે પોતાના હૃદયની અભિલાષા વ્યકત કરી. 'બાબા! કૃપા કરી મારું આંગણું પાવન કરો!' કહેતા દીન યાચના કરી. સંતપુરુષે એ વણિકને યથાર્થ ઓળખ્યો હતો, એટલે લાયક જાણીને એમના નિવાસે આવ્યા.

તિમકચંદે પ્રેમથી સંતને ઉતારો આપ્યો અને તેમની સેવાપૂજા કરી. 'મહારાજ! શાન્તિથી આ ભવનમાં નિવાસ કરી રહો?' વણિકના દિલમાં એવું હતું કે આવા મહાપુરુષ જેમ બને તેમ વધારે સમય પોતાના ઘરમાં રહે તો વિશેષ કમાણી થાય!' સાચી વાત તો એ હતી કે એ મહાપુરુષના પગલાં થતા બાજુમાં વણિકની દુકાન હતી. તેમાં એટલા બધા ગ્રાહકો આવ્યા કે તે દિવસની કમાણી જોતાં વણિકને ભારે આશ્ચર્ય થયું.

સાધુ પુરુષ તો રિદ્ધિ અને સિદ્ધિને સાથે જ લઇને આવ્યાં હતા. વણિકને એ રહસ્ય સમજાયું. ભલે ગમે તેમ હોય પરંતુ લાભહાનિની વાત દૂર રહી પરંતુ તિકમચંદનો સંતપુરુષમાં સાચો પ્રેમ હતો. એને લીધે જ સંતપુરુષ એના ભવનમાં થોડા દિવસ નિવાસ કરી રહ્યા.

રાત્રિએ સત્સંગમાં બેસતા. સંતની સંગાથે બેસી જ્ઞાનામૃતનું પાન કરતા તિકમચંદના હૃદયમાં જ્ઞાન પ્રકાશ છવાય રહ્યો. એને લીધે તે બોલી ઉઠયો. 'બાબા! ગમે તેમ થાય પરંતુ મને આપના પુનઃ પુનઃ દર્શન પ્રાપ્ત કરવાનો અવસર મળે એવું વરદાન આપો!' કહેતા વણિક સંતના ચરણોમાં

મૂકી પડયા. સંતે એના શિર ઉપર પોતાનો વરદહસ્ત સ્થાપન કરતા શુભાશિષ આપ્યા.

'તિકમચંદ ! તમારી મહેચ્છા જરૂર પરિપૂર્ણ થશે સમય આવશે ત્યારે તમે સદ્‌ગુરુના ચરણમાં આવી જશો !' આમ કહેતા સંતે ભાવિની ગહન વાતો સમજાવી દીધી.

સુભાગીકો સેવા કિન્હી, સુફળ તો કમાયજી;
નાયાકો નામ સુનાઈયા, હરિસે રહો લુભાયજી.
તિકમચંદકી ટેક નિભાયી, દયાનિધિ ગુરુદેવ સુજાન. ૧૩

વણિકને પાસે બેસાડી સંતે નામસ્મરણના મંચ ઉપર સ્થિત કરતા કહ્યું, 'તિકમચંદ ! હરિ સ્મરણ કરો નહિ, ત્યાં સુધી તમારા આત્માને કદી શાન્તિ નહિ થાય. માટે અહર્નિશ એ પરમાનંદ પ્રભુનું સ્મરણ કરતા રહો !' સંતે એને વિમળ ઉપદેશ આપ્યો.

મહાભાગ્યશાળી વણિકના ભવનમાં નિવાસ કરતા સંત થાકયા અને વિદાય માગી, પરંતુ વણિક જાકારો આપતા બાળકની જેમ અશ્રુ વહાવી રહ્યો હતો. સંતે એના શિર ઉપર પોતાનો હસ્ત મૂકી 'તિકમચંદ ! સંતોને તારા જેવા અનેકના કામ કરવાના હોય છે. સાધુ કોઈ એક સ્થળે બેસી રહે તો દાગ લાગી જાય. માટે સંતો તો રમતા ભલા એ ન્યાયે સંતને વિદાય આપતા હૃદયમાં શાન્તિ રાખવી જોઈએ !' સંતના શબ્દોથી વણિક લગાર શાન્ત થયો અને સંત નાયાજી સાંગાનેરથી વિદાય થયા.





# ૧૨. મેવાડ ગમન

ચિતોડગઢમેં તીન ચેતાયે, ગંગાસિંહ મનોહર નાઈ,
બુલંદખાનકો, દિયે ઉપદેશ મુરશદકો પિછનાઈ.

સંત નાયાજીએ ચિતોડગઢમાં ત્રણ ભાગ્યશાળી જીવોને સજાગ બનાવ્યા. એક હતા ગંગાસિંહ ગોહિલ, બીજા મનોહરનાઇ અને ત્રીજા બુલંદખાન પઠાણ.

## ૧. બુલંદખાન પઠાણ

ચિતોડગઢમાં પ્રવેશતાં જ સૌથી પ્રથમ બુલંદખાન પઠાણનો ભેટો થયો. એ મતવાલા સંતને જોતાં જ પઠાણનું હૈયું ઠરી ગયું. એ દોડીને સંતની સામે ગયો અને વિનયથી તેમના કદમોમાં ઝુકી પડયો અને પોતાને ઉપદેશ આપી મુરીદ-શિષ્ય બનાવવાની દીનયાચના કરી. પઠાણનો એ વિનય જોતાં નાયાજી વિચારમગ્ન બની ગયા, એટલે બુલંદખાને વાચા ખોલી :

બુલંદ તોહે અબૂઝકો, કૈસે મુરીદ બનાય;
હિંદવા ફકીર એક આયેંગે, તાકો લાહુંગ પાય.
વે મુરસદ તેરે બને, તોહે પાર પહુંચાય;
લોહા પારસ પરશતે, તોહે હેમ બનાય.

'બાબા ! મને એક સમયે પીર ઈમામશાહે ચેતાવ્યો હતો, અને કહ્યું હતું કે એક હિન્દુ ફકીર અહીંઆ આવશે તે તમને મુરીદ બનાવશે. ઘણા સમયથી હું આપની વાટ જોઈ રહ્યો હતો. આજે આપના દીદાર પ્રાપ્ત થયા. મારાં ભાગ્ય જાગી ગયાં. હવે મને ઉપદેશ આપી આપનો શિષ્ય બનાવો.'

મોહે મુરીદ બનાયકે, નેકી રાહ દિખાય,
મેં તો બંદો ખાક હું બુલંદ શિર ઝૂકાય.
બુલંદ તાકો ચેતાઇયા, સોહી સાહિબ ઈમામ;
મોરે મુરશીદ પીર હે, તાકો સુનાયો નામ.
સોહી સાહિબકી રહમસે, ફિરત રહું ચહૂં ઓર;
બુલંદ બડે ગુજાન હો, ભાગ જગેરી તોર.

'બુલંદખાન ! જેણે તને સજાગ બનાવ્યો એ સદ્દગુરુએ મને ઉપદેશ આપી પાવન પંથે વળાવ્યો. સદ્દગુરુના આદેશને શિરોમાન્ય કરી માનવકલ્યાણ માટે ભ્રમણ કરી રહ્યો છું.

સોહી સાહેબકે નામકી, હરદમ જીક્ર બનાય;
યેહી આબેહયાત હે, બુલંદ કહહું સમુઝાય.
પઠાણ પિંડુકે નામકો, મત કોઈ પેખો ભિન્ન;
સોહી સિરજનહાર હે, કહાં હિંદવા કહા દીન.
રામ રહીમ ન્યારે નહિ, બુલંદ બખાનો એક;
બહુરી સંતજન ઉબરે, સોહી નામ કી ટેક.

બુલંદખાનને પાસે બેસાડી નાયાજીએ વિમળ ઉપદેશ આપતાં એમના હ્રદયમાંથી કુફ્રનું દ્વંદ્વ મિટાવી દીધું, સદ્દગુરુનો ઉપદેશ પ્રાપ્ત કરી બુલંદખાન સાચે જ ન્યાલ થઇ મસ્ત દશામાં વિચરવા લાગ્યા.

નાયાજી મુરસદ મિલે, બુલંદ સોતે જગાય,
તા દિન પેખા પઠાનકો, એક હી રામ રહીમાય.
બુલંદ ફકીરા હો ગયે, લગ ગઇ નામસે પ્રીત;
[પવકી બંદગી બનાયકે, ચલ ગયે જહાંકો જીત.

## ૨. મહારાણા કુંભાજી

સંત નાયાજીનું મેવાડમાં આગમન થયું. અનુચરોએ સંત નાયાજીના અદ્દ્ભુત પ્રભાવ વિષે વાતો કહી સંભળાવી. તે શ્રવણ કરતા સંતપ્રેમી મહારાણાના હૃદયમાં દર્શનની અભિલાષા જાગી.

જે સમયની ઘટનાનું આલેખન કરીએ છીએ. તે સમયે મેવાડ નરેશ મહારાણા કુંભાજી હતા. એમનો ઇતિહાસ જાણવા જેવો છે. ચક્રવર્તી બાપા રાવળ પછી મેવાડની ગાદી ઉપર આશરે બાવીસ રાજવીઓ થઈ ગયા. તેવીસમાં રાણા મોકલ-સિંહનું ઈ. સ. ૧૪૧૯ માં ખૂન થયું. તેના પછી તેની ગાદીનો વારસ રાણો કુંભો થયો. અત્યાર સુધીમાં રાજગાદી ઉપર જે જે શકિતમાન અને બુદ્ધિશાળી રાણાઓ થઈ ગયા છે, તે પૈકી એ પણ એક હતો. એનામાં રાણા હમીર જેવી ઉત્સાહશકિત હતી. લાખા રાણા જેવો વિદ્યા, હુન્નરનો શોખ અને વિશાળ બુદ્ધિ હતી.

એક યોદ્ધા તરીકે હિંદુ મહારાજાઓમાં કોઈ તેની બરોબરી કરી શકે એમ નથી. મેવાડના ૮૪ કિલ્લાઓ પૈકી ૩૨ રાણા કુંભાએ બંધાવ્યા હતા. ઝાલાવાડના ઝાલા રાજા જેતસિંહની કુંવરીનો વિવાહ મારવાડના રાજા સાથે થયો હતો. તેનું હરણ કરી રાણો કુંભોજી ચિત્તોડગઢમાં લાવ્યા.

મારવાડના રાઠોડોએ મેવાડ ઉપર ચઢાઈ કરી તેમાં તેઓ ફાવ્યા નહિ. ગુજરાતના બાદશાહને હરાવી માળવાના પરાક્રમી શાહ મહમદને કેદ કીધો. કોઇપણ જાતની બક્ષિસો લીધા વિના એને છોડી દીધો. એ વિજયની યાદગીરીમાં ચિત્તોડગઢ ઉપર એક સુંદર કીર્તિસ્થંભ ચણાવ્યો. તે હજી સુધી છે. તેના પર શૂરવીર રજપૂતાણીઓ અને મહાપુરુષોનાં પૂતળાં કોતરેલાં છે. તેને વિદ્યા ઉપર અભિરૂચી હતી. અને તે પોતેજ તે સમયની સૌથી સૌંદર્યમાં શ્રેષ્ઠ ગણાતી હિંદુ કુંવરીને પરણ્યો હતો. તે પરથી એમ પણ ન કહી શકાય કે તે સ્ત્રી લાવણ્યનો અનભિજ્ઞ હતો.

એ મહારાણા કુંભાજી પ્રેમથી સંત નાયાજીના ચરણમાં જઈ ઝૂકી પડયા અને પોતાના રાજમહાલયે પધારવા વિનંતી કરી. રાજવીના પ્રેમાગ્રહને વશ થયા. સંત પુરુષની રાજ-મહાલયમાં પધરામણી થઈ. સંતને આસને બેસાડી મહારાજાએ સંતના ચરણ પખાળ્યા અને પૂજન કર્યું. એ જ રીતે રણવાસની તમામ રાણીઓ તથા રાજ્ય કુટુંબે સંતનું પૂજન કરી શુભાશિષ પ્રાપ્ત કર્યા.

પ્રસાદ આરોગ્યા પછી સંતની સંગાથે રાજવી સત્સંગમાં બેઠા. તે સમયે મહારાણાએ પોતાના ભાવિ વિષે પ્રશ્ન કર્યો. સર્વજ્ઞ સંતે મહારાણાની શંકાનું સમાધાન કરતા સચોટ ઉત્તર આપ્યો.

મેવાડ મહારાણા કુંભાકો પેખા,
રાણાજી સંતકે બેન, કપૂત મૈંને દેખા.
કરહી તુમ્હારી ઘાત, વિધિયનકો લેખા,
સંત બચન હુવે હોન, નાહિ મીન મેખા.
બૂઝોરી સંત બચનકી ટેક... સાચ-૮

'મહારાણા ! આપે પ્રશ્ન કર્યો. પરંતુ લખેલા લેખ કદી મિથ્યા થઈ શકતા નથી. એક સમય એવો આવશે, કે જેને આપ સપૂત કહો છો. એ જ પુત્રમાંથી એકાદ એવો કપૂત નીકળશે કે તેના હાથે આપની હત્યા થશે'! સંતના એ શબ્દો શ્રવણ કરતા મહારાણા અવાક બની ગયા. એમને વિચારમગ્ન અને ગમગીન બનેલા જોતાં સંતે વાચા ખોલી :

હોનહાર હોતે રહે, જ્ઞાની શોક બિસરાય;
સત્કર્મ પ્રભુ ભક્તિમેં; મંગલ દિન બિતાય,

'મહારાણાજી ! મહાનુભાવો કદી બનવાકાલનો શોક કરતા નથી, જે હોનહાર–બનવાકાલ છે, તે તો બનીને જ રહેશે, એ નિર્માણ થયેલી બાબત ઉપર વિશેષ વિચાર નહિ કરતા જીવનમાં સત્કર્મ અને પ્રભુ ભક્તિમાં કાળ નિર્ગમન કરો. એનાથી જીવન આનંદમય બની જશે !' સંતના એ શબ્દોથી રાણાજીનું હૃદય સાચે જ શાન્ત થઈ ગયું. મહારાણાની વિદાય લઈ સંતે રાજમહાલયમાંથી પ્રયાણ કર્યું. પરંતુ કાળાન્તરે એમના શબ્દો ગજદંતની જેમ સત્ય નિવડયા.

મહારાણા કુંભાએ ૫૦ વર્ષ પર્યંત સુખશાન્તિમાં રાજ્ય કર્યું. અને ઇ. સ. ૧૪૬૯ માં તેમના જ પુત્ર (ઉદાએ) તેને કાપી નાંખ્યો. આવી પિતૃ હત્યા કરવાનું પ્રયોજન રાજ્યતૃષ્ણા હતી.

## ૩. ગંગાસિંહ ગોહિલ

મહારાણા કુંભાના દરબારગઢની દેવડીએ પ્રહરી તરીકે ગંગાસિંહ ગોહિલ ઊભા રહેતા હતા સંત નાયાજીનું રાજ–ભવનમાં આગમન થયું. તે સમયે સંતનાં દર્શન કરતા એમના

હૃદયમાં પ્રેમાનંદ પ્રગટચો. રાત્રિના સમયે એકાન્ત મળતા તેઓ સંતના ચરણમાં આવ્યા, અને વિનયથી દીનયાચના કરી.

'મહારાજ ! મને ઉપદેશ આપી આપનો શિષ્ય બનાવો !' એ ભાગ્યશાળી રજપૂતને સંતે યથાર્થ પિછાણ્યો અને લાયક જાણીને ઉપદેશની અમીધારા વહાવી.

ગંગા ગોહિલ ગુરુ મુખી, ગ્રહો શબ્દ તતસાર;
નિશદિન લગ રહો નામસે, હરદમ રહો હુશિયાર.
ગંગા નર તન પાયકે, નારાયણ મત ભૂલ;
અંત બહુત પછતાયગા, બીતે અવસર એ મૂલ.
ગંગા હરિ સુમરણ કરો, સંત સેવા સુખદાય;
બિમળ મારગ સંતકા, શ્યાના રહો લુભાય.
જ્યોતિ હિયરામેં જલે, જ્યોતિ વિભૂ પ્રગટાય;
જ્યોતિ સ્વરૂપ પેખીકે, પ્રભુકો લાગહુ પાય.

સંત નાયાજીએ ગંગાસિંહને વિમળ ઉપદેશ આપતા સત્ય સમજાવ્યું. ત્યાર પછી વિદાય થતા અંતમાં આદેશ આપ્યો.

સદ્ગુરુકે બેનકો, ગંગા હિયરા લગાય;
દરશ પ્યાસ દિલમેં જગે, તબહી મિલે હો આય.

'સદ્ગુરુના શબ્દો હૃદયમાં અંકિત કરી રાખજો. જ્યારે તમારા હૃદયમાં દર્શનાભિલાષા પ્રગટે ત્યારે તમે ગુજરાત તરફ આવજો. તમને સદ્ગુરુનું પુનર્મિલન થશે'' સદ્ગુરુના ઉપદેશથી ગંગા સિંહ સાચે જ નામસ્મરણમાં લાગી ગયા.

# ૪. મનોહર નાયી

રાજમહાલયમેં આય કે, મનોહર ઠાઢે રહાઈ;
સદ્ગુરુકો મર્દન કિયે, સેવા કિન્હી સવાઈ.

મનોહર સેવા સાધકી, કૈસે જગે અનુરાગ;
બાબા વો દિન યાદ હૈ, માતૃ બચન મહાભાગ.
મૈયા મોહે ચેતાઈયા, સંતસે રહો આધીન;
સુનતડી અમૃત લગે, માતૃ બચન પ્રબીન.

મેવાડના રાજમહાલયમાં સંત નાયાજીએ જ્યારે નિવાસ કર્યો ત્યારે મનોહરનાયી ત્યાં આવ્યા અને સંતને તેલ મર્દન કરી સેવા કરી. તે સમયે સંતે એને પૂછ્યું કે તને આવી મતિ કેમ સૂઝી ?' પોતાની માતાએ કહ્યું હતું કે 'બેટા ! સંતોની સેવા કરજે અને સંતોને આધીન બની રહેજે !' આ માતૃ-વચનને યાદ કરી આપના ચરણમાં આવ્યો. મનોહરે વિમળ હૃદયે પોતાની ભાવના વ્યક્ત કરી. સંતે એ સુભાગીને ઉપદેશ આપ્યો.

સદ્દગુરુકે બેનકો, હિયરા બીજે ધાર.
છીનમેં સુભાગી હોયેંગે માનો મહિમા અપાર.
પલભરકે સત્સંગમેં, ઉભરે મનોહર નાઈ;
સંત ચરણ લુભાઈયા, તાકી સુફળ કમાઈ.
મનોહર ઈસ સંસારમેં, પ્યારા પ્રભુકા નામ;
સંત સેવા સુખદાયિની, તાસે મિલે આરામ.

સદ્દગુરુનો ઉપદેશ હૃદયમાં ધારણ કરી, મનોહરે પોતાનું જીવન ધન્ય કર્યું. ઘડીભરના સત્સંગમાં મનોહર નાયી સાચે જ ન્યાલ થઈ ગયા.



# ૧૩—પાવનપર્યટન

जहां राम वहां अवध निवासा,
जहां संत तहां तीरथ बासा.
(रामचरितमानस)

'જ્યાં ભગવાન શ્રી રામચંદ્રજીનું ધામ હોય ત્યાં અવધપુરીની ઝાંખી થાય છે. અને જ્યાં સંતો મુકામ કરે છે ત્યાં તીર્થધામ બની જાય છે.

## ૧. રાવ ભાણ

ઈડરગઢમેં જાય પહુંચે નાયાજી, સંત સત્કાર કિયે રાવભાણ;
રાજબંશ હો ગયે સુભાગી, સંત દર્શન નિરવાણ.

ઈડરના રાજવી રાવભાણ અને સંત નાયાજીના મંગળ મિલનનું બ્યાન કરતા પહેલા ઈડરના ઈતિહાસ વિષે થોડું આલેખન કરીયે.

ઈડરના મહારાજા જોધપુરના રાજકર્તાના કુટુંબી રાઠોડ જાતના રજપૂત છે. અસલ પુરાણમાં ઈડરને ઈલદુર્ગ નામ આપેલું છે. ત્યાં દ્વાપરયુગમાં ઈલ્વણ નામનો દૈત્ય પોતાના ભાઇ આતાપી તથા વાતાપી સાથે રહેતો હતો. એ રાક્ષસો ત્યાં આવનારા માણસને ખાઈ જતા હતા તેથી આસપાસનો

પ્રદેશ ઉજ્જડ થઈ ગયો હતો. આખરે ત્યાં અગસ્ત્ય ઋષિ ફરતા ફરતા આવી ચડ્યા. તેમણે તેમનો નાશ કર્યો. જ્યારે યુધિષ્ઠિર (ધર્મરાજા) નો શક ચાલતો હતો ત્યારે અને વિક્રમાદિત્યની પહેલાં ઈડરમાં વેણીવચ્છરાજ નામે રાજા રાજ્ય કરતો હતો. એવું કહેવાય છે કે તેની પાસે સુવર્ણ સિદ્ધિનો મંત્ર હતો. તેના પ્રતાપથી તેણે કિલ્લો તથા હોજ બંધાવ્યાં હતા.

એ વેણીવચ્છરાજ પાતાળ નગરના* રાજા નાગરાજની કન્યા વેરે પરણ્યો હતો. એ રાજારાણી કેટલાક સમય સુધી સુખચેનમાં રહ્યાં, ત્યાર પછી એક વખતે તેઓ ઈડરના ઝરૂખામાં બેઠા હતા. તેવામાં ત્યાં આગળ થઈને એક મુડદું જતું હતું. અને તેની પાછળ ડાઘુઓ રોતા રોતા જતા હતા. તે જોઈ રાણીએ પૂછયું કે આ કોણ છ અને ક્યાં જાય છે ? ત્યારે તેને કહેવામાં આવ્યું કે એક માણસ મરી ગયો છે, તેનું આ શબ છે, અને તેની પાછળ રોનારા તેના સગાવહાલા ડાઘુ લોકો છે.' આ સાંભળી રાણી બહુ દિલગીર થઈ અને તેણે વેણીવચ્છરાજને કહ્યું કે આ મૃત્યુલોકમાં રહેવું મને સારુ લાગતું નથી; માટે આપણે જતાં રહીએ. પછી ત્યાંથી રાજા રાણી બંને તારણમાતાના ડુંગર ઉપર ગયાં. અને હાલમાં જે સ્થળે એ દેવીનુ સ્થાનક છે. તેની પાસેની એક પર્વતની ફાટમાં તેમણે પ્રવેશ કર્યો. ત્યાર પછી તેઓ ફરીને દેખાયાં જ નહિ. આ પછી ઘણાંક વર્ષ પર્યંત એ દેશ ઉજ્જડ સ્થિતિમાં રહ્યો.

ઈ. સ. ૫૨૪ માં શિલાદિત્ય યવનો સાથે યુદ્ધમાં કામ આવ્યા, તેમનો પુત્ર ગુફામાં ઉછર્યો તે ગોહો પાછળથી ઈડરનો

---

*એ નગર હિંદુ નદીને કાંઠે હતું, એને ગ્રીસના મહારાજા સિકંદરે જીતી લીધું હતું.

રાજા થયો. ગોહાની આઠમી પેઢીએ નાગાદિત્ય થયા. તેમને જંગલમાં મારી નાંખી ભીલો પુનઃ ઈડરના રાજા થયા. ત્યાર પછી મારવાડના મંડોવરના પઢીહાર જાતના રજપૂતોએ કેટલીક પેઢી સુધી ઈડરમાં રાજ્ય કર્યું. એ વંશમાં અમરસિંહ નામે રાજા થયો.

ચિતોડના રાણા અમરસિંહ પૃથ્વીરાજ ચૌહાણની મદદે ગયો ત્યારે અમરસિંહને સાથે લઈ ગયા હતા. હાથીસોર્દ નામે પોતાના વિશ્વાસુ ભીલ નોકરને ઈડરનું રાજ્ય સોંપી પોતે, પોતાનો પુત્ર તથા પાંચ હજાર ઘોડેસ્વાર સહિત યુદ્ધમાં ગયો. ઇ. સ. ૧૧૯૩ માં શાહબુદ્દીન ઘોરી અને પૃથુરાજ વચ્ચેની થાણેશ્વરની મહાભારત કતલમાં ઈડરનું લશ્કર કપાઈ ગયું. તેમાં અમરસિંહ પણ કામ આવી ગયા. આ ખબર ઈડર પહોંચી, ત્યારે તેની રાણીઓએ શહેરની ઉત્તરે આવેલી કરાડ ઉપરથી પડતું મૂકયું. અદ્યાપિ એ જગ્યા 'રાણીઓએ પડતું મૂકયું તે જગ્યા' એવો અર્થ સૂચવનાર નામથી ઓળખાય છે.

હાથીસોર્દ ઈડરનો રાજા થયો. તેના પછી સામળીયો સોર્દ રાજા થયો. જયચંદ રાઠોડ ઉપર શાહબુદ્દીને ચઢાઈ કરી અને તેનો મુલક કબજે કર્યો. જયચંદ નાઠો. ગંગાનદી પાર કરતા મૂવો, તેના દીકરા શિઓજીએ મારવાડમાં રાજ્ય સ્થાપ્યું. તેને અસોધામ. સોનીગજી અને અજમાલ નામે ત્રણ કુંવર હતા. તેમાના સોનીગજીએ સામળીયા સોર્દને મારી ઈડરગઢનું રાજ્ય લીધું. ત્યાર પછી ઈડર મુસલમાનોના હાથમાં ગયું. અલાઉદ્દીન ખીલજી પછી ગુજરાતના સુલતાન મુજફ્ફરશાહના હાથમાં આવ્યું સોનીગજી પછી રાવ એહમલજી, ધવલજી, લુણકરજી, અનહતજી, અને રણમલજી થયા. ત્યાર

પછી 'રાવ પુંજો, રાવ નારાયણદાસ અને તેમના પછી રાવ-ભાણ ઈડરની ગાદીએ વિરાજમાન થયા.

સંત નાયાજી ઇડરગઢમાં આવ્યા. તેની જાણ થતાં જ રાવ ભાણ સંતના ચરણમાં ગયા. અને વિનયથી ઝૂકીને પ્રણામ કર્યા. ત્યાર પછી પોતાની સંગાથે મહાલયે તેડી આવ્યા. ઈડરગઢના રાજમહાલયમાં સંતની પધરામણી કરી. આખો રાજવંશ સંતના દર્શને આવ્યો અને મહાપુરુષના ચરણ સ્પર્શ કરી સુભાગી બની ગયો.

રાવ ભાણે સંતની બહુ જ સારી સેવા કરી. ઈડરના રાજવીના હૃદયમાં અન્ય કાંઈ અભિલાષા ન હતી. તેઓ એટલું જાણતા હતા. સાચા સંતપુરુષની સેવા કરવાથી જીવન ધન્ય બની જાય છે. એ ભાગ્યશાળી રાજવીના હૃદયની ગતિ જાણ્યા પછી સંતે વિમળવાણી ઉચ્ચારી.

રાજવી તેરે હૃદયમેં, સંત દર્શન અનુરાગ;
સંત સમાગમ પાયકે, ભાણ ભયે મહાભાગ.
સંતનકી યહી ટેક હે, અપને અનુજકી ટેક.
રાવ ભાણ એક દિનહી. રહે તુમ્હારી ટેક.

'રાજન ! તમારા હૃદયમાં સંતના દર્શન માટેનો જે પ્રેમ છે, એના લીધે તમે સંતના ચરણમાં આવ્યા અને ભાગ્યશાળી બની ગયા. સંતપુરુષોનો એવો નિયમ છે કે પોતાના અનુજ-સેવકની તેઓ જરૂર લાજ રાખે છે. તેમ રાવ ભાણ તમારી એક દિવસ જરૂર લાજ રહેશે !'

રાવ ભાણ તોહે દેખકે, યવન લોગ કંપાય;
ધન્ય જનની તાકી લિખે, વેરીજન યશ ગાય.

વીર કહે કોઉ વિનયતે. કોઉ કહે બિરરાય,
રાવ ભાણુકે બિરદકા, યવન બડે યશ ગાય.

'રાજન શત્રુઓ–યવનો તમને જોતાં કાંપી ઊઠશે, એટલું જ નહિ પરંતુ તેઓ મુક્ત કંઠે તમારા વખાણ કરશે. કોઈ વીર કહી નવાજશે તો કોઈ બીરરાય કહી આપના કદમોમાં શિર ઝૂકાવશે. એવા પુરુષની જનેતાને ધન્ય છે કે દુશ્મનો પણ એના સપૂતના યશ ગાય ! અંતમાં સંતે રાવ ભાણુને એક હોનહાર ઘટના કહી દીધી.

ભાણુ વે દિન આયેંગે મહમદશાહ યહાં આય;
તા દિનકી બાતેં લિખે, કુછ તેરા બિરદ લજવાય.
ફિરભી મહંમદ માનતે, ઈડર તોહે મિલિ જાય;
રાવ ભાણુ સત લિખે, સંતનકો મહિમાય.

'રાવ ભાણુ ! એક દિવસ એવો આવશે કે યવન સુલતાન મહંમદશાહ ચઢી આવશે, તે દિવસે તમારો મહિમા નષ્ટ થશે. પરંતુ પાછળથી પુનઃ ઈડરની પ્રાપ્તિ થશે. !' આમ કહી સંતે રાવને હોનહાર વિષે કાંઈક આગાહી કહી દીધી.

મહાપુરુષ તો રમતારામ જેવા હોય છે. આજે અહીંઆ અને કાલે કોણ જાણે કયાં પ્રયાણ કરી જાય તેમ રાવના પ્રેમાગ્રહથી બે દિવસ ઇડરમાં રહીને સંત નાયાજી ત્રીજા દિવસનો પ્રાતઃકાળ થતાં પહેલાં તો ઈડરથી પ્રયાણ કરી ગયા.

સંતના કથન અનુસાર રાવ ભાણુ સાચે જ મહાપ્રતાપી પુરુષ થયા. યવનો એમને વીર અથવા બીરરાય નામથી નવાજતા. એકવાર સુલતાન મહંમદશાહ ઈડર ઉપર ચઢી

આવ્યો. તે સમયે યુદ્ધ થયું. તેમાં પરાજય પામતા રાવ-ભાણ ઈડર છોડી પહાડોમાં છૂપાઈ ગયા. ત્યાર પછી સંધિ થઈ અને રાવભાણને ઈડરનું રાજ્ય પાછું સોંપી મહંમદશાહ વિદાય થયા.

# ૨. મહારાવ નારાયણદાસ

બુંદીમેં રાવ નારાયણદાસ બિબેકી, સંતકો રાજ મહાલયમેં લાય;
ચાલીસ દિન સંતપુરુષકી, સેવા કિન્હી સુખદાય.

## હાડાવંશની ઉત્પત્તિ

બુંદીના મહારાવ-રાજા ચૌહાણ વંશના રજપૂતોમાંથી ઉત્પન્ન થયેલી 'હાડા' શાખાના રજપૂત છે. એ રાજ્યની સ્થાપના રાવદેવે કરી. ભાટ લોકોના કહેવા પ્રમાણે આબુ ઉપર અગ્નિ કુંડમાંથી વસિષ્ઠ મુનિએ પરમાર, સોલંકી, પડીહાર અને ચૌહાણ એ ચાર જાતના ક્ષત્રિયો ઉત્પન્ન કર્યા. તેમાંથી ચૌહાણ રાજા અનહલ અથવા અગ્નિપાલના વંશમાં રામદેવ ઉત્પન્ન થયા. તે વંશમાં 'હાડાં' શાખા ઉત્પન્ન થઈ, એ વિષે એવી કથા છે કે રાવદેવનો વડાવો ઈસ્તપાલ ઈ. સ. ૧૦૨૫માં મુસલમાનો સાથેની લડાઇમાં સખત ઘાયલ થયો. તેનાં તમામ હાડકાં એક બીજાથી જુદાં થઈ ગયાં, એટલામાં તેની કુળદેવીએ તે જગ્યાએ સાક્ષાત દર્શન દઈ તેનાં તમામ હાડકાં ભેગાં કરી તે ઉપર અમૃત છાંટી તેને સજીવન કર્યો. ત્યારપછી તેના વંશજો સઘળા 'હાડા' નામથી ઓળખાવા લાગ્યા.

એ ઈસ્તિપાલની ગાદી આસીરમાં હતી. તેના વંશમાં રામદેવ થયા. એ રામદેવના વડવાને મુસલમાનો સાથે લડાઈમાં

ઉતરવું પડયું હતું અને તેમાં પરાજય થવાની આસીર છોડી મેવાડમાં જઈ રહેવું પડયું હતું. પછી રામદેવે ત્યાંથી નીકળી બુંદીની ખીણમાં જઈ નિવાસ કર્યો. અને મીના નામે ત્યાંના મૂળ વતનીઓનો નાશ કરી બુંદી નામે શહેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી તથા તે દેશને 'હાડાવતી' અથવા 'હાડાનો પ્રદેશ' એવું ઉપનામ આપ્યું.

ઈ. સ. ના ચૌદમાં સૈકાની શરૂઆતમાં અલાઉદ્દીન ખીલજીએ ચિતોડ જીત્યું, ત્યારથી મેવાડના રાણાઓની સત્તા નરમ પડવા માંડી. એ પ્રસંગનો લાભ લઈ રામદેવે ધીમે ધીમે આજુબાજુનો પ્રદેશ જીતી પોતાના રાજ્યમાં વધારો કરી મેવાડથી સ્વતંત્રપણે વર્તવા લાગ્યા.

રામદેવથી રાવ સરજણ અથવા સુરજમલ સુધીનો બસે વર્ષનો ઈતિહાસ બરાબર જાણવામાં આવ્યો નથી. આ સર્વ સમય પર્યંત હાડા સ્વતંત્ર હોવા છતાં પણ ઉદેપુરના રાણાના અર્ધ તાબેદાર જેવા હતા. તે એવી રીતે કે અણીને વખતે જરૂર પડેથી તેમની મદદ માંગવામાં આવતી હતી, અને તે તેમને આપવી પડતી હતી ઈ. સ. ના ચૌદમાં સૈકાની આખરે બુંદીમાં હમુ હાડો–હમિરસિંહ રાજ્ય કરતા હતા. તેમની જોડે મેવાડના રાણાએ પોતાની સત્તા નહિ માનવાથી વિષ્ટિ ચલાવી. એમાં હમિરે ઉપરીપણું કબૂલ કર્યું. પરંતુ મેવાડના સરદાર પટાવતોની માફક રાણાના દરબારમાં હાજર રહી નોકરી કરવાની કબૂલાત આપી નહિ. તેથી રાણાએ બુંદી ઉપર ચઢાઈ કરી. તેમનું લશ્કર બુંદીની નજીક છાંવણી નાંખીને પડયું. તેના ઉપર હમુ પોતાના ૫૦૦ હાડાઓને લઈ તૂટી પડયા. તેમાં રાણાનું લશ્કર વેરાઈ ગયું. અને હમુનો જય થયો. આથી રાણાના મનમાં બુંદી ઉપરના વેરમાં વધારો થયો. રાણાએ નિયમ લીધો

કે બુંદી જીતાય ત્યારે જ અન્ન લઉં. આ હકીકત જ્યારે મેવાડના પટાવતોના જાણવામાં આવી, ત્યારે તેમણે વિચાર કર્યો કે 'खसे खाडा, पण न खसे हाडा' એ કહેવત મુજબ બુંદી જીતવાનું કામ બહુ કઠણ છે.' અને રાણાએ અન્ન ન ખાવાનો નિયમ લીધો છે; માટે કાંઈ પણ નિકાલ કાઢવો જોઇએ. તેથી તેમણે એવો રસ્તો કાઢયો કે ધૂળીઓ કિલ્લો કરી મેવાડની રાજધાની ચિતોડની નજીક એક કૃત્રિમ બુંદી બનાવવી. આ વેળાએ રાણાના લશ્કરમાં હાડા રજપૂતોની એક ટોળી નોકર હતી. તેના સરદાર કુંભા હાડાએ આ વાત જાણી એટલે વિચાર કર્યો કે આપણે હાજર છતાં આ બનાવટી બુંદી શહેર પણ રાણા જીતે તો હાડાના કુળને લાંછન લાગે.

બલહઠ બંકા દેવડા, રણ બંકા રાઠોડ;
હાડા બંકા રાઢ ગાઢ)મેં, કરતવ બંકા ગોડ

હાડા પોતાની પત કદી જવા દે તેમ ન હતા. પોતાના હાડાઓ સાથે બનાવટી બુંદીમાં ગયા. તેમને જીતવાને રાણાનું લશ્કર ગયું. એટલે કુંભા હાડાની સરદારી નીચે સઘળા હાડાઓ મેવાડીઓ ઉપર તૂટી પડયા. એમાં એ સઘળાએ પ્રાણાર્પણ કર્યા. પરંતુ હાડાના બિરદને બરાબર દિપાવ્યું. આ સમયે હાડાઓની બહાદુરી અને કુળાભિમાનનો જુસ્સો જોઈ રાણાજી બહુ રાજી થયા. પોતાની જન્મભૂમિની મશ્કરી કરતાં પોતાનો પ્યારો પ્રાણ અર્પણ કરે એવા રજપૂતો હાલમાં મળવા મુશ્કેલ છે. હાડાવીર હમિરસિંહ વિષે યશગાથા આ પ્રમાણે ગવાય છે.

સિંહગમન સત બચન, કદળી ફળ એકવાર;
ત્રિયા તેલ હમ્મિર હઠ, ચઢે ન દૂજી બાર.

# લોખંડની હાંસડી

ઈ. સ. ૧૪૭૪ થી ઈ સ ૧૫૦૯ સુધીમાં મેવાડની ગાદીએ રાણા રાયમલ રાજ્ય કરતા હતા. તે વખત બુંદીની ગાદીએ મહારાવ નારાયણદાસ વિદ્યમાન હતા. માળવામાં માન્ડુના રાજ્યના મુસલમાનોએ મેવાડના રાજ્ય ઉપર ચઢાઇ કરી તે પ્રસંગે રાવ નારાયણદાસ પોતાના ૫૦૦ હાડાઓને લઇને રાણા રાયમલની મદદે જવા માટે નીકળ્યા. રસ્તામાં રાણાના મુલકમાં એક ગામની નજીક તળાવ કિનારે તેમનો મુકામ થયો હતો. તે જગ્યાએ રાવ નારાયણદાસ અફીણ ખાવાને બેઠા. તે પોતે અફીણ ઘણું લેતા હતા. આ પ્રસંગે તે ગામની કોઈ સ્ત્રી તળાવે પાણી ભરવા આવી હતી તેના જોવામાં આવ્યું. એ જોઈ તે સ્ત્રી બોલી કે 'આવા અફીણીઆ રાણાની મદદે જઇને કેવી તલવાર મારશે ?' આ બટકબોલી સ્ત્રીના બોલ સાંભળી નારાયણદાસ તરત જ પેલી સ્ત્રીની નજીક ગયા અને એક લોઢાની કોશ-નરાજ જે તે વખતે તેમના હાથમાં આવી ગઈ. તે હાંસડીની માફક વાળી પેલી સ્ત્રીના ગળામાં પહેરાવી દીધી. પછી સ્ત્રીએ તે કાઢવાની ઘણી આજીજી કરી, ત્યારે તેઓ બોલ્યા કે 'જો કોઈ જોરાવર આદમી મળે તો તેની પાસે હાંસડી કઢાવી નાંખજે, અને જો તેવો કોઈ ન મળે તો અમે જય મેળવી પાછા બુંદી જતી વખત તારી હાંસડી કાઢી નાખીશું.' આમ કહી રાવે મુકામ ઉઠાવ્યો.

ચિતોડ જઇ પોતાના ૫૦૦ હાડાઓ સાથે કિલ્લા પાછળ ઘેરો ઘાલી બેઠેલા મુસલમાનો પર વિજય મેળવી કિલ્લામાં જઇ રાણા રાયમલની મુલાકાત લીધી. આ વખતે મહારાણાએ તેમનો ઉપકાર માન્યો. એટલું જ નહિ. પરંતુ પોતાની ભત્રિજી

તેમની સાથે પરણાવી. ચિતોડથી પાછા બુંદી આવતાં રાવ નારાયણદાસે પેલી બહુ બોલી સ્ત્રીવાળા ગામે આવી તેનાં ગળામાં જે લોઢાની કોશ નાંખી હતી તે કાઢી નાંખી. પરંતુ બુંદી પાછા આવ્યા પછી અફીણ ખાવામાં દિનપ્રતિદિન વધારો થતો ચાલ્યો એકવાર તો અફીણની ઘેનમાં એમણે રાણીને એટલા બધા વલુરા ભર્યા તે તેથી તેની ખૂબસુરતીને ભારે હાનિ પહોંચી. તે વાત જ્યારે અફીણ ઉતર્યા પછી રાવના જાણ-વામાં આવી ત્યારે તેમણે અફીણની દાબડી ફેંકી દીધી. અને અફીણ ખાવું પણ છોડી દીધું. આ વખતે રાણીએ પોતાને નુકસાન થવા છતાં પોતાની કુલીનતાને લીધે એક પણ હલકો શબ્દ ન બોલતાં સ્વામીની શરમ ટાળવાને વિનયથી પ્રાર્થના કરી. આનું નામ તે સન્નારી !'

અવગુણ પિયુકો ના દિખે, ગુણકો ગ્રહે સન્નારી;
પિવજીકો પ્રભુ પેખિયા, તાકો વંદના હમારી.

## સંત નાયાજીનો સમાગમ

હાડા વીર નારાયણદાસ સંત સેવાના સાચા અનુરાગી હતા. સંત નાયાજીનું આગમન થયું, એટલે મહારાવ તરત જ સંતના દર્શને ગયા. અને વિનયથી સંતના ચરણમાં ઝૂકી પ્રાર્થના કરીઃ 'દયાનિધિ ! આપ હમારા મંદિરે પધારી હમારા ધામ તથા કુળને પાવન કરો !' કહેતા દીનતાથી યાચના કરી. બુંદીના મહારાવનો એ વિનય સંતના હૃદયમાં વસી ગયો.

હાડાવતીકે રાજવી. ઐસે સંતમેં લીન;
નારાયણ તોહે પેખીયા, હાડા કુળમેં પ્રબિન.

અરિમર્દન નારાયણા, ધન્ય હાડા રજપૂત;
નાયા તાપે બલિહાર હે, પેખે સંત અવધૂત.

"હાડાવતીના રાજવી સંતોની સેવામાં આટલા બધા અનુરાગી હશે એ તો કોણ જાણી શકે? હાડા કુળમાં મહારાવ નારાયણદાસ સાચે જ પ્રવિણ નિવડયા. દુશ્મનોને હણી નાંખનારા હાડા રજપૂત વીર નારાયણને ધન્ય છે. સંત નાયાજી તમારા પર બલિહારી જાય, કેમકે તમે સંત સાધુનો આદર કરો છો!"

મહારાવની સાથે સંત નાયાજી બુંદી નરેશના મહાલયમાં આવ્યા. સંતનું આગમન થતાં જ સારા મહાલયમા મંગલકાર છવાઈ ગયો. સંતને મહાલયમાં પધરાવી મહારાવે પ્રેમથી પૂજન અર્ચન કર્યું. સંતના ચરણો પખાળી ચરણામૃત લઈ બુંદીનાં રાજમહાલયના બધાં જ હાડા રજપૂતો પાવન થયા.

રાત્રિના સમયે સંતનાં ચરણમાં બેસી મહાલયના સુજ્ઞ રજપૂતો સંતનો ઉપદેશ શ્રવણ કરતા, ભજનાનંદ અને સત્સંગની હેલી મંડાઈ રહેતી. મહારાવ નારાયણદાસ તો એ દુર્લભ સત્સંગનો લ્હાવો પ્રાપ્ત કરવાનું ક્યારેય ચૂકતા નહિ. સારી રાત સંતના સમાગમમાં વ્યતીત કરતા. એ મહાભાગ્યશાળી રાજવીની ગતિ જોતાં સંત નાયાજી સાચે જ હર્ષ પામ્યા. અને બોલ્યા :

હાડા બીર નારાયણા, સંત સેવા અનુરાગ,
નાયાજીકે ચરણમેં, ઝુક બેઠે મહાભાગ.
નારાયણ સત્સંગમેં, બૈઠકે સબ કુછ પાય;
પાંચ બૈર સંગ્રામમેં, તોસે કાળ છલાય.

"નારાયણદાસ! તમે મહાભાગ્યશાળી છો. રાજવી થઈ

તમે એક સાધુની સંગમાં બેસી કેટલી રાત્રિ સુધી સત્સંગ અમીરસનું પાન કર્યું. એ સત્સંગનો મહિમા તો કદી વર્ણવી શકાય નહિ પરંતુ જે અલભ્ય લાભ પ્રાપ્ત થયો, તે એ કે મહારાવ ! તમે પાંચ વખત યુદ્ધમાં કાળના મુખમાંથી બચી જશો દુર્દાંતકાળ તમારાથી છેતરાઇને વિદાય થઈ જશે !' સંતે સત્સંગના પ્રભાવની અગમ્યગતિ કહી સંભળાવી ત્યાર પછી ઉપદેશ આપતા વાચા બોલી :

નારાયણ હરિ નામકો, કબહુ ન ભૂલો યાર;
નાયા કહે પુકાર કે, માનો બચન હમાર.
સંત સેવા સુમિરન ભલા, ઔર રજપૂતી ઢંગ;
નાયા કહે નારાયણા, રહે દુનિયામે રંગ.

'મહારાવ ! શ્રી હરિના નામને કદી ભૂલશો નહિ. સંત સેવા અને હરિ સ્મરણ સાથે રજપૂતીને છાજે એવી રીત રાખો. એનાથી સંસારમાં તમારો યશ ગવાશે.

સદ્‌ગુરુ બુંદી શહેરમેં, ચાલીસ દિન ઠહરાય;
નાયાકો નારાયણા. અબ તો દિજો બિદાય.
જાવનકી બાતે સુની, હિયરા હોત ઉદાસ;
નાયા સદ્‌ગુરુ દેવજી, સદા રહો મુજ પાસ.

બુંદી નરેશે સંતને ચાલીસ દિવસ સુધી પોતાના મહાલયમાં રાખ્યા અને અનન્ય પ્રેમથી સેવા કરી. એમની સેવા અને અનુરાગ તો સંતના હૃદયમાં વસી ગયા. ત્યાર પછી સંતે વિદાય માગી. એટલે રાજવીનું હૃદય મ્લાન બની ગયું. 'મહારાજ ! તમે જવાની વાતો કરો છો, એ સાંભળીને મારું હૃદય ઉદાસ થઈ ગયું છે. વિદાય થવાની વાત ત્યજીને તમે સદા-સર્વદા મારી પાસે રહો !'

બુંદીમેં ઠાઢે રહો, ધન્ય નગ્ર કે લોક;
દર્શન પાવે 'સતકા, મિટે સબનકા શોક.
બુંદી કહાં મેવાડ કહાં, ફિરે ભારત દેશ,
સાધુ તો રમતા ભલા, ઠાઢે ઉપને કલેશ.

'બાબા ! તમે બુંદી શહેરમાં રહો અને નગરના લોકોને દર્શન આપી સર્વનો શોક અને સંતાપ નિવારણ કરો !'

'મહારાવ ! બુંદી શહેર મેવાડ અને મારવાડની વાત તો દૂર રહી. સારું ભારત વર્ષ ફરી વળ્યો છું. પરંતુ સાધુ તો ફરતા રહે એમાં જ કલ્યાણકારી છે. અને એક જગ્યાએ નિવાસ કરીને પડી રહે તો કલંક લાગી જાય. માટે કલેશમય દિવસો ન આવે એટલા માટે રાજન સાધુને વિદાય આપો !'

સાધુ પરહિતકે લિયે, ફિરત રહે ચહુ ઓર;
બડે સુજાન નારાયણા, અબ મત રોકો મોર.
હાડાવતી હરિકી બને, જનતા રહે સુખચેન;
નારાયણ હિયરા લિખો, નાયાજીકે સત બેન.

સંતપુરુષ તો જનતાના કલ્યાણ માટે ચારે દિશાએ ભ્રમણ કરતા રહે છે માટે નારાયણદાસ ! તમે તો બહુ જ સુજ્ઞ છો માટે મને રોકવાની વાત છોડી દો અને વિદાય આપો. હાડાવતી હરિની બની રહેશે તો જનતાનું કલ્યાણ થશે. બધા સુખચેનમાં રહેશે !' નારાયણદાસ ! સાધુના એ સત્ય વચન હૃદયમાં અંકિત કરી લ્યો !' કહેતાં શુભાશિષ આપી સંતે બુંદીથી પ્રયાણ કર્યું.

# ૩. રાજા વીરસંગદેવ

બાંધોગઢના રાજવીના પ્રસંગનું આલેખન કરતાં પહેલા ઇતિહાસ નિહાળીએ, એવી કહાણી ચાલે છે કે એકવાર પૃથ્વી અસુરોના દુષ્ટકર્મથી ઘણો ત્રાસ પામી બ્રહ્મા પાસે ગઈ. અને તેણે તેમને વિનંતી કરી કે 'મારા પર વસનારા દુષ્ટ રાક્ષસોનો સંહાર કરે એવો વીરપુરુષ ઉત્પન્ન કરો.' આ વખતે બ્રહ્મા સૂર્યની પૂજા કરતા હતા. તેમણે હથેલીમાં જળ લઈ સંકલ્પ કરી એક વીરપુરુષ (ક્ષત્રિય) ઉત્પન્ન કર્યો અને તેને આજ્ઞા કરી કે 'તમે મૃત્યુ લોકમાં જઈ અસુરોનો નાશ કરો.' આ પ્રમાણેની કહાણી મુજબ બ્રહ્માજીની હથેલીમાંથી એ પુરુષ ઉત્પન્ન થયો, માટે તેનું નામ ચાલુકયદેવ પડયું. અને તે સૂર્યના કિરણોથી પેદા થયા માટે સૂર્યવંશી ગણાયા. તેમના વંશમાં કેટલીક પેઢીએ સોલંકદેવ નામે રાજા થયા. તેમના વંશના સોલંકી રજપૂત કહેવાયા. તેમનાથી કેટલીક પેઢીએ વીરધ્વજ નામે રાજા થયા· તેમને બે કુંવર હતા. (૧) વિલગરદેવ અથવા વ્યાઘ્રદેવ અને (૨) શુકદેવ. વ્યાઘ્રદેવના વંશજો વાઘેલા કહેવાયા અને શુકદેવના વંશજો સોલંકી કહેવાયા. આ પ્રમાણે આ રાજ્યના મૂળ પુરુષ વ્યાઘ્રદેવ ગણાયા.

એ બહાદુર ક્ષત્રિની જન્મભૂમિ ગુજરાતમાં હતી. ત્યાંથી તે પોતાના નાનાભાઈ શુકદેવને રાજપાટ સોંપી પોતાની મોટી ઉંમરે યાત્રા કરવાના હેતુથી પૂર્વમાં ગયા. અને કાશી, પ્રયાગ, ગયાજી વિગેરે પવિત્ર ધામોની યાત્રા કરી ચિત્રકોટમાં આવ્યા. ત્યાં નજીકના મુલક ઉપર તે સમયે કનકદેવ રાજા રાજ્ય કરતો હતો. તેને ફક્ત એક રતનમતી નામે કુંવરી હતી તેણે વ્યાઘ્રદેવને ઊંચા કુળનો શૂરવીર રજપૂત જાણી પોતાની એ

કુંવરી તેની સાથે પરણાવી અને રાજ્યપાટ સોંપી તેઓ યાત્રા કરવા ચાલ્યા ગયા.

વ્યાઘ્રદેવે પોતાના પરાક્રમ વડે ઘણા મુલક જીતી લીધા. રઘુવંશી રાજા, લોધી રાજા તથા વિંધ્યાચળ પ્રાંતોના રાજાને વશ કરી ત્યાં પોતાનો અમલ બેસાડયો. આ દેશનું નામ ભાઠ કહેવાતું હતું. તે ફેરવીને પોતાના પરાક્રમ ઉપરથી તેનું નામ વાઘેલખંડ પાડયું.

એ રાજાને રતનમતીથી પાંચ કુંવર થયા. વાઘદેવ પછી તેમના પાટવી કુંવર કરણદેવને ગાદી મળી. તેમના પછી ચૌદમાં રાજવી વીરસંગદેવ થયા.

પાવન પર્યટન કરતા સંત નાયાજી બાંધોગઢ શહેરમાં આવી પહોંચ્યા. તે સમયે શહેરમાં રોગચાળો વ્યાપી ગયો ગયો હતો. પરંતુ સંતનું આગમન થતાં લોકો તેમના ચરણમાં જઇ શુભાશિષ પ્રાપ્ત કરી આવતા. એનાથી તેઓ રોગમુકત થઈ જતાં.

બાંધોગઢ ગુરુદેવજી, જા દિન પહુંચે આય;
જનતાકે દુઃખ દૂર હુવે, સંત દિખે સુખદાય.
બાંધોગઢકો દેખિયા સંતકી પ્રગટ પીરાઈ;
વીરસંગદેવા સુનતડી, દર્શનકે હિત આઈ.

ત્યાર પછી તો સંતના ચરણમાં જે કોઈ આવ્યા તે બધા જ રોગમુકત થઇ ગયા, લોકોએ દીનતાથી પ્રાર્થના કરી 'મહારાજ ! કૃપા કરી સૌનું કલ્યાણ કરો !' સંતે એવી કરુણા કરી કે શહેરમાંથી રોગચાળો દૂર થઈ ગયો. બાંધોગઢ નરેશ વીરસંગદેવને એ મહાપુરુષના પ્રભાવની જાણ થઈ. એટલે

તેઓ સંતના દર્શને આવ્યા. એ પ્રભાવી સંતપુરુષને પિછાણ્યા.

રાજન પેખે સાધકો, બડે પ્રભાવી જાન;
દીનતાસે કિય યાચના, સાધ બનો મહેમાન.
રાજભવનમેં જાયકે, સદ્‌ગુરુ ઠાઠે રહાય;
સંત કૃપા જા દિન ભયે, મંગલમય દર્શાય.

વીરસંગદેવ સંતને પોતાની સંગાથે રાજભવનમાં પધારવા વિનય દાખવ્યો. એટલે સંત નાયાજી પોતાનું આસન ઉઠાવી રાજવીની સંગાથે રાજભવનમાં આવ્યા. મહાપુરુષનાં પગલાં થતાં જ રાજભવનમાંથી પણ રોગચાળો–દુઃખના દ્વંદ્વો વિલીન થઈ ગયા.

બાંધોગઢ વીરસંગદેવ રિવાનરેશા બડે સત્સંગી સંત લુભાય;
સંત કૃપા જાહીકો પાયી, તાકી સુફળ કમાય.

સંતની સેવા કરી રાજવીએ સાચે જ સંત કૃપા પ્રાપ્ત કરી. વીરસંગદેવે પોતાની કમાણી સફળ કરી લીધી. સર્વનું કલ્યાણ કરતા સંતે બાંધોગઢથી વિદાય થઈ પ્રયાણ કર્યું.






# ૧૪–કુકસનું સંતધામ

न गुरोराश्रमें कुर्यादु:पानं परिसर्पणन् ।
दिक्षाव्यारुया प्रभुत्वादि गुरोराज्ञां न कारयेत् ।। (१२०)
(श्री गुरुगीता)

'સદ્‌ગુરુના આશ્રમે નિવાસ કરીને તે આશ્રમમાં થુંક, લાળ, લીંટ વિગેરે નાંખવું નહિ. ગુરુ આજ્ઞા સિવાય કોઈને દિક્ષા આપવી નહિ. કોઈને બોધ કરવો નહિ તેમ પોતાની પ્રભુતા બતાવવી નહિ.'

ગુર્જર મરુ મેવાડ સુ, કોટા બુંદેલખંડ;
સૌરાષ્ટ્ર કચ્છ અરૂ, સિદ્ધ ફિરે ચોખંડ.

પાવન પર્યટન કરતા સંત નાયાજીએ ગુજરાત સૌરાષ્ટ્ર કચ્છ, સિંધ, મેવાડ મારવાડ, કોટા, બુંદેલખંડ આદિ સ્થળોએ ભ્રમણ કરતા જનતાનું કલ્યાણ કર્યું. એ જ રીતે ઉજ્જન, માળવા, મહારાષ્ટ્ર તેમજ ખાનદેશમાં જઈ સંતે એ જ પાવન વ્યવસાય માંડયો.

ફિરે ઉજ્જન માળવા, મહારાષ્ટ્ર ખાનદેશજી;
નાયાજીકો સબકુ ઝૂકે, બડે અવધૂતાકે ભેષજી,

સંત નાયાજી જ્યાં ગયા ત્યાં કોઇને કોઈ ભાગ્યશાળી જીવને ઉપદેશ આપી જનતાનું કલ્યાણ કરવામાં આનંદ અનુભવ્યો, પાવન પર્યટન કરતા તેઓ પુનઃ ગુજરાતમાં આવ્યા. અને પોતાના વંદનીય સદ્દગુરું ઈમામશાહનું મંગળ મિલન થયું. પ્રેમાશ્રુ વહાવતા સંત નાયાંજી પોતાના સદ્દગુરુના ચરણોમાં ઝૂકી પડયા. સદ્દગુરુએ તેમનો હસ્તગ્રહી ઉઠાડયા અને હૃદયે લગાવતા વાચા ખોલી :

સદ્દગુરુ કહે નાયા સુનો, અબ મત ફિરો બિદેશ,
બહુરી શાલ બીતે ગયે, બીત ગયો જોબનવેશ.

નાયાજી ! હવે તમારે પરદેશમાં ભટકવાનું નથી. તમે બહુ ફર્યા. જનતાનું કલ્યાણ કરવામાં તમે ગહનકાળ વ્યતિત કરી નાંખ્યો. એક સમયની યુવાની પણ એ પાવન પર્યટનમાં આંટો મારીને વિદાય થઈ ગઈ હવે તો તમે ઠરીને ઠામ બેસો !"

તીર્થાટન બહુરી કિયે, નાયાજી પચ્ચીસ સાલજી;
સદ્દગુરુકે ચરણમેં, આયકે ઠાઢે મરાલજી.
માનવહિત બહુરી ફિરે, ઠાઢે રહો કુકસ મહાલજી,
આતિથ્યધામ બનાયકે, જનતાકો કિજો ન્યાલજી.

'નાયાજી ! તમે પચ્ચીસ વર્ષ સુધી માનવ કલ્યાણના પાવનપંથે વિચર્યા. હવે તો શાન્તિથી બેસવાનો સમય આવ્યો છે. માટે બીજે કયાંય નહિ જતા. તમે કુકસ ગામમાં જઇને ત્યાં સ્થાન બનાવી જનતાના દોહ્યલા દુઃખો દૂર કરો સુભાગી જીવોને ન્યાલ કરો ?' સદ્દગુરુ ઈમામશાહે આજ્ઞા કરી. એટલે વિનયથી સદ્દગુરુના ચરણમાં શિર ઝુકાવી નાયાજી કુકશગામ જવા મટે વિદાય થયા.

પંદ્રહસે ઈકતાલીસમેં આયે,
નાયાજી કુકસગામ નિધાન. (૧૫)

વિક્રમ સંવત ૧૫૪૧ માં સંત નાયાજીનું કુકસ ગામમાં આગમન થયું. વડોદરા રાજ્યના સિનોર તાલુકામાં આ ગામ આવેલું છે. સંતનું આગમન થતા ભાવિક જનોએ સંતનું સન્માન કર્યું. ત્યારે કેટલાક અધમ માનવીઓ હતા તેઓ સંતને જાકારો દેવા તૈયાર થયા.

કુકસમેં ગુરુ આઈયા, ભકત હિયા હરખાય;
પાપી યવનકે દિલમેં, સાધ દેખ દુઃખ પાય,
સાધ સતાવન જો ગયે, તાકો મારન ધાય;
સદ્દગુરુકો પરબોધ કે, અપના દિયે બનાય.

સંતને જોતાં જેમનાં હૃદયમાં સંતાપ જાગ્યો એવા પણ પાપી હૃદયના યવનો હતા. તેઓ સંતને કુકસથી ચાલ્યા જવાનું કહી રહ્યા હતા. તે સમયે અન્ય ભાવિકજનો રોષે ભરાયા અને એ ભૂંડા માનવીઓને મારવા ધાયા. સંતે તેમને સમજાવ્યા અને કોઈને પણ મારઝુડ નહિ કરવાનો આદેશ આપ્યો. ત્યાર પછી તો જેઓ અધમ બુદ્ધિના હતા. તેઓ પણ સંતની પાસે આવીને બેસી ગયા સંતે ઉપદેશ આપી એ પાપી માનવીઓને પણ પોતાના બનાવી દીધા રજપૂત, ઠાકરડા, ભીલ તથા મુસલમાનો બધા જ એ મહાપુરુષના ઉપદેશથી ઐકયતાના દોરથી બંધાઈ ગયા. સંતના ચરણમાં આવતા સાચી શાન્તિ પ્રાપ્ત થતી એટલું જ નહિ પરંતુ મનવાંચ્છિત મળી જતું. એને લીધે જનતાની ચાહના એટલી બધી વધી ગઈ કે આસપાસના ગામમાંથી લોકો સંતના ચરણમાં આવવા લાગ્યા. દયાનિધિ સત તો સૌનું કલ્યાણ કરવા માટે જ બેઠા હતા એટલે મોકળા હૃદયથી સૌના દુઃખો દૂર કરતા.

કુકસમેં ઠાઢે ગુરુ, રેનકો પ્રેત સતાય,
સોહી અવગત જીવકો સંત દિયે મુકતાવ.

સદ્‌ગુરુ ધામ બનાઈયા, લોગન આયે ધાય;
સંત ધામ સુહાવના, પરમાનંદકો પાય.

વિ. સં. ૧૫૪૧ માં સંત નાયાજીએ કુકસમાં સતધામની સ્થાપના કરી. જે સ્થળે સંતે આસન માંડયું હતું, એ વેરાન જગ્યા સ્મશાન ભૂમિ હતી રાત્રિના સમયે અવગત આત્મા-પ્રેતો સંતની આસપાસ ઉપદ્રવ મચાવતા. દયાનિધિ સંતે એ દુઃખી આત્માઓનો ઉદ્ધાર કર્યો. અને એ સ્થળે વિશાળ સંત ધામની રચના કરી. લોકો હર્ષભેર સતના સ્થાનમાં આવતા અને પરમ શાન્તિ પ્રાપ્ત કરતા.

નાયાજીકે સંત ધામમેં, ભકતોકી ભીડ મચે ભારે,
સાધુ સંત ઔર, અતિથિ સબકો પાવે સત્કારે.
ભજન ભકિતકો રંગ મચેરી, ભજનાનંદ મંગલકારે,
દૂર દૂરકે યાત્રિક, આયકે નાયાજીકી જય પુકારે.

સંત નાયાજીએ આતિથ્યધામ બનાવ્યું. એ ધામમાં તીર્થ-વાસી સંત સાધુઓનો પ્રેમથી સત્કાર થતો. દીનજનોને અને ભોજન મળતું. પ્રેમી ભકતો અને ભજનિકો સંતના સ્થાનમાં આવતા અને ભજનાનંદની ધૂન મચાવતા. દૂર દૂરથી સંત-સાધુઓનું આગમન થતું. સત્સંગની અમીધારા વહન થતી. દૂર દૂરના યાત્રિકોનું આગમન થતું. અને તેઓ સંત નાયાજીના આતિથ્યધામમાં સત્કાર પ્રાપ્ત કરતા નિવાસ કરતા. સંતનો ઉપદેશ, સત્સંગ અને ભજનાનંદનો અલભ્ય આનંદ પ્રાપ્ત કરતા તેઓ 'સંત નાયાજીકી જય'ના જયનાદ મચાવતા વિદાય થતા.

સંત ધામકો છાંડકે, મેં નહિ દૂર રહાવ;
ઠાઢી રહું ગુરુ ચરણુમેં, નિત્ય દીદારા પાવ.



# ૧૫. સંત ગેબીનાથ ચેતાય

संत मिलनको जाईये, तज माया अभिमान.
ज्युं ज्युं डग आगे भरै, त्युं त्युं यज्ञ समान.
(संत कबीर साहेब)

મોહે ગઢ ગિરનારપે, આય મિલે ગુરુરાય;
એરહી ગેબીનાથજી, નાયાકો મિલે આય.
નાયા સુભાગી બડે, મિલે સિદ્ધ સુજાન;
ગેબીનાથ જાકો મિલે, ધન્ય ભાગ્ય બખાન.

કુંકસના સંત ધામમાં ભલભલા મહાપુરુષોનું આગમન થતું. સંતો અને સિદ્ધો, યોગી અને અવધૂતો સંત નાયાજીના દર્શને આવતા અને સત્સંગની અમીધારા વહાવી વિદાય થતા.

એક રાત્રિએ સંત નાયાજી શાંત ચિત્તે પોતાના આસન ઉપર ધ્યાનમગ્ન બન્યા હતા. ત્યાં અચાનક સિદ્ધ પુરુષ ગેબીનાથજીનું આગમન થયું. સંતની આંખો ખૂલી ગઈ. ગેબીનાથ ગુરુદેવને જોતાં જ ત્વરાથી પોતાના આસનેથી ઊભા થઈ નાયાજી એ મહાપુરુષના ચરણમાં ઝૂકી પડયા. અને દીનતાથી વાચા ખોલી.

'ગુરુદેવ ! મને ગિરનાર ઉપર આવી મળ્યા હતા. તે સમયે હું ગાફિલની જેમ ગુરુ આદેશ ભૂલી ગયો હતો. આપે મને સજાગ બનાવી કર્તવ્યના પંથે વળાવ્યો, ત્યાર પછી આપના પાવન દર્શનથી હું વિમુખ બન્યો હતો. પરંતુ આજે મારા ભાગ્ય જાગ્યા આપના પુનઃ દર્શન પ્રાપ્ત થયા. ગેબીનાથ જેવા સિદ્ધ પુરુષના જેને દર્શન પ્રાપ્ત થાય એના ભાગ્યની બલિહારીના વખાણ કોણ કરી શકે ? દયાનિધિ ! આપે મને સાચે જ સુભાગી બનાવી દીધો !' કહેતા નાયાજીએ સંતના ચરણ ગ્રહી લીધા.

આગમકી ગમ પાઈયા, તાકો અગમ દર્શાય;
નાયા તોહે અબૂઝકો, અજહુ ગમ નહિ પાય.
નાયા તું બૂઝત નહિ, સદ્‌ગુરુ સોહંમનાથ;
આગલે ભવ ઝુઝાર થે, તા દિન ગ્રહે તુજ હાથ.

અગમ નીગમ જેને પ્રાપ્ત થાય એવા સુભાગીને અગમના દર્શન થાય. પરંતુ મને આશ્ચર્ય એ થાય છે કે નાયાજી ! તમે તો બહુ જ અજ્ઞાની અને અજાણ છો. તમને જો અગમ-નીગમ પ્રાપ્ત થઈ હોત તો જરૂર એ અગમના દર્શન કરી શકયા હોત ! પરંતુ ખેદની વાત એ છે કે તમે એ અગમથી હજુ બિલકુલ અજાણ છો અને તે સત્ય છે. જો એમ નહિ હોય તો તમારા હૃદયમાં સોહંમનાથની યાદ કદી પણ જીવંત બની છે ? જ્યારે તમે પૂર્વજન્મમાં ઝુઝારસિંહ રાઠોડ હતા તે સમયે મરૂભૂમિમાં તમને એ યોગી પુરુષનાં દર્શન પ્રાપ્ત થયાં. તમે એ સિદ્ધપુરુષની સેવા કરી તે સમયે તમારો હસ્ત ગ્રહી ઉઠાડતા એ સંતે તમને આ ભવમાં સદ્‌ગુરુ મિલનનો પ્રસંગ કહી સંભળાવ્યો હતો. નાયાજી ! તમે અગમ નીગમ જાણતાં

હોત તો એ મહાપુરુષને કદી ભૂલી ગયા નહિ હોત. પરંતુ અદ્યાપિ પર્યંત તમારા હૃદયમાં એ વંદનીય સંતપુરુષ વિષે કદી પણ વિચાર આવ્યો નથી. એને માટે શું કહેવું ? સિદ્ધ પુરુષ ગેબીનાથના એ શબ્દો શ્રવણ કરતા નાયાજી સાચે જ અવાક અને વિચારમગ્ન બની ગયા !

મહાપુરુષના શબ્દો તદ્દન સાચા હતા. જો પોતાને અગમની ગમ હોત તો એ સિદ્ધપુરુષની યાદ કદી ભૂલી શકતે નહિ. ગુરુ ગેબીનાથજીએ ગતજીવનનો એ પ્રસંગ યાદ કરાવ્યો. સાથે સદ્‌ગુરુ સોહંમનાથનું સ્મરણ કરાવ્યું તે સમયે નાયાજીના હૃદયમાં ગત જન્મનો એ પરમ માંગલિક પ્રસંગ ઉપસ્થિત થયો. વિચારમગ્ન બનેલા નાયાજીને સંતે પુનઃ શબ્દ પ્રહાર કર્યા.

સોહી સદ્‌ગુરુકો ભૂલ ગયે, અજહુ ન આયે યાદ;
ગાફિલ તોહે ચેતાવની, ગેબીનાથ કિયે સાદ.
સોહંમનાથ સોહી સૂરમાં, પરહિતકારી સંત;
અવનિ તિલમેં અવતરે, તારે જીવ અનંત.

'નાયાજી ! પરભવના પ્રાતઃસ્મરણીય સિદ્ધ પુરુષને તમે ભૂલી ગયા. એક અજ્ઞાની જીવની જેમ તમે પણ ઘેરા આવરણમાં ડૂબી ગયા હતા. અત્યાર સુધી તમે એવું માનતા હતા કે જીવનમાં બધા જ પ્રકારની ગમ-બુદ્ધિ પ્રાપ્ત કરી લીધી છે, પરંતુ જે જાણવાનું હતું તે સત્ય તો તમે હજુ સુધી જાણી શકયા નથી. તમારી એ ગાફિલ વૃત્તિનો વિચાર આવતા આજે આ સ્થળે આવવાનો યોગ બની ગયો. સાચું પૂછો તો તમને એ પાવન સિદ્ધ પુરુષના દર્શન કરવાનો આદેશ આપવા માટે જ આગમન થયું છે. નાયાજી ! સોહંમનાથ પરહિતકારી સંત પુરુષ હતા. માનવ હિતાર્થે એમણે ઘણીવાર અવતાર

ધારણ કર્યો. એ જ રીતે આ સમયે પણ તેઓ અવતાર ધારણ કરીને અવનિમાં આવ્યા છે. અને અનેક જીવોનો ઉદ્ધાર કર્યો.

સોહી સોહંમનાથસે, અબ મત બનો અજાન;
નાયા કહહું પુકારકે, પેખો સંત નિર્બાન.
સંત નિર્બાનકો સૂરતમેં, વંદ હુ ચિત્ત લગાય;
નાયા સાચ બખાનહું, સોહંમ તોહે મિલ જાય.

'નાયાજી ! તમને સજાગ બનાવ્યા. હવે તમે એ સિદ્ધ પુરુષથી અજાણ નહિ રહો. તમને પોકાર કરીને કહું છું કે એકવાર સંતનિર્વાણ સાહેબને યથાર્થ ઓળખી લ્યો. એ મહા-પુરુષનાં દર્શન કરો. સુરત શહેરમાં જઈ એ સંતપુરુષના ચરણમાં જઈ વંદના કરો. તમારી જેવી ભાવના હશે તેવા દર્શન પ્રાપ્ત થશે નાયાજી ! તમે એ સોહંમનાથનાં દર્શન પ્રાપ્ત કરવા ધારશો તો જરૂર તમને એ સોહંમનાથ રૂપે દર્શન આપશે. માટે સંત નિર્વાણ સાહેબને એકવાર યથાર્થ પિછાણી લ્યો !' સિદ્ધપુરુષ ગેબીનાથજીના એ શબ્દો શ્રવણ કરતા નાયાજીએ વિનયથી વાચા ખોલી :

દયાનિધિ ! હું ખરેખર અજાણ અને અજ્ઞાની હતો. આપે મને સજાગ બનાવ્યો. મારે માટે આપનું આગમન થયું. ગફલતમાં ડૂબેલા નાયાજીને ટકોર કરી જગાવ્યો. અને સદ્‌ગુરુ સોહંમનાથની યાદ જીવંત કરી આપી. તેની સાથે એ સિદ્ધ પુરુષના પ્રાગટ્યનો મહિમા સંભળાવતા નિર્વાણ સાહેબ નામથી સદ્‌ગુરુ સોહંમનાથના સ્વરૂપનું ભાન કરાવ્યું. નાથ ! આપની કરુણાનું હું કઈ રીતે વર્ણન કરી શકું ?'

અસીમ કૃપા ગુરુદેવકી, કૈસે બરની જાય;
ગેબીનાથકે ચરણમેં, નાયા શિર ઝૂકાય.

નાયાકો ચેતાયકે, સોહંમનાથ પિછનાયડ,
નિર્બાનકો કૈસે બૂઝે, કિયે ગેબીનાથ કરુણાય.

'સદ્ગુરુદેવ! નાયાજીને આવી રીતે વારંવાર ચેતાવજો. આપની કરુણા વિના જીવનમાં કદી આવો મંગળ યોગ બની શકતે નહિ સંતનિર્વાણનું નામ તો સંતોના મુખમાંથી મેં ઘણીવાર સાંભળ્યું હતું. પરંતુ તેમના મૂળ સ્વરૂપને તો મેં આપની અમીકૃપાથી જ ઓળખ્યું. હવે તો એ નિર્બાણસાહેબના દર્શન કર્યા વિના કદી હૃદય શાન્ત થાય તેમ નથી! કહેતાં સંત નાયાજીએ સિદ્ધપુરુષ ગેબીનાથજીના ચરણમાં દીનતાથી શિર ઝૂકાવ્યું, એમના શિર ઉપર પોતાનો વરદહસ્ત સ્થાપ નકરી શુભાશિષ આપતા ગેબીનાથ અંતર્ધાન થઈ ગયા. સંત નાયાજી ગહન વિચારમાં નિમગ્ન બની ગયા.

સોહંમનાથ નિર્બાનકો, મેં કયા જાનું અબૂઝ;
ગેબીનાથ ગુરુદેવકો, દિયે અગમકી સૂઝ.
સદ્ગુરુ નિર્બાનકો, કબહુ દિખેરી નૈન;
નાયાજીકે હૃદયમેં, તબહી પાવૈ ચેન.

સોહંમનાથનું સાચું સ્વરૂપ-નિર્વાણ સાહેબ છે ને હું કયારે ઓળખી શકતે ? ખરેખર હું અજાણ હતો. ગેબીનાથ સદ્ગુરુનું આગમન થયું. અને એ મહાપુરુષે મને અગમની ગમ દર્શાવી સંત નિર્વાણ સાહેબની ઓળખાણ આપી. હવે તો એ સંતના દર્શન કર્યા વિના હૃદયમાં લગારે ચેન પડે તેમ નથી. જ્યાં સુધી એ સંતપુરુષના દર્શન થાય નહિ ત્યાં સુધી આત્માને સાચી શાન્તિ પ્રાપ્ત થાય તેમ નથી! વ્યાકુળ બનેલા નાયાજીએ એ જ સમયે સંત નિર્વાણ સાહેબના દર્શન પ્રાપ્ત કરવા માટે કુકસથી પ્રયાણ કર્યું.

સોહંમનાથ દીદારકો. ખોજન ચલે ઉસદેશ;
નાયાજીકે હિયરા, મિટત નાહિ કલેશ.



# ૧૬. સોહંમનાથ દીદાર

न गुरोरधिकं न गुरोरधिकं न गुरोरधिकं न गुरोरधिकम् ।
शिवशासनतः शिवसाशनतः शिवशाशनतः शिवशासनतः ॥
(श्रीगुरुगीता)

'ગુરુથી અધિક કોઈ નથી, ગુરુથી અધિક કોઈ નથી, ગુરુથી અધિક કોઈ નથી, એવી ભગવાન સદાશિવની આજ્ઞા છે.' (૧૦૭)

મરૂભૂમિ-મારવાડમાં જાયલ રિયાસતમાં દેવાનંદ સ્વામીનું પુરાતન સ્થાન આવેલું છે. એ મહાપુરુષ મહામુનિઓની પરંપરામાંથી ઊતરી આવ્યા હતા. ભાટના જૂના ગ્રંથમાંથી એમની પરંપરા મળી આવે છે. એના ઉપરથી એવું જણાય છે કે ભગવાન શ્રી રામચંદ્રજી પછી દેવાનંદ સ્વામી ચૌદમા યોગી પુરુષ હતા. સમાધિસ્થ થયા પછી તેઓ સોહંમનાથ થયા. વર્ષો પછી એ જ સિદ્ધપુરુષે પુનઃ અવતાર ધારણ કર્યો અને સોળ વર્ષ પછી ગૃહ ત્યાગ કરી ચાલી નીકળ્યા. જાયલ ગુરુ-

દ્વારમાં જઈ શિષ્ય થયા. સંત કેશોદાસજીએ તેમને શિષ્ય બનાવ્યા અને 'નિર્વાણ' નામથી સંબોધન કરતા ગુજરાતના પંથે વળાવ્યા. એ જ મહાપુરુષનું મારવાડથી આગમન થયું, અને સુરતમાં આવી નવાબી સત્તાનું મદમર્દન કર્યું. સોહંમનાથની અવતાર કથા આ રીતે સંક્ષિપ્તમાં આલેખન કરી. હવે એ જ સિદ્ધ પુરુષના દર્શન માટે સંત નાયાજી વ્યાકુળ બન્યા, એ પ્રસંગની નોંધ કરીએ.

સિદ્ધપુરુષ ગેબીનાથજી આવ્યા અને સોહંમનાથનું સ્મરણ કરાવ્યું. તે દિવસથી નાયાજીના હૃદયમાં એક પ્રકારની દારુણ વ્યથાએ દ્વંદ્વ મચાવ્યું.

નાયા તોહે અબૂઝકો, બિરથ આયુ બિતાય;
સદ્ગુરુ સોહંમનાથકી, અજહુ યાદ ન આય.
સોહંમનાથ ગુરુદેવકો, ભવમેં ભૂલ ગયે આય;
ગેબીનાથકો આયકે, પરભવ પિયા પિછનાય.

પોતે કેવા અબૂઝ હતા. જીવનનાં વર્ષો વીતી ગયા છતાં એ સદ્ગુરુની કદી યાદ આવી નહિ. ગેબીનાથજીનું આગમન થયું અને એ મહાપુરુષે પરભવની યાદ જીવંત બનાવી.

સોહંમનાથકી યાદમેં, નાયા ભૂલે બેચેન;
સદ્ગુરુકો દેખે બિના, કિસબિધ પાવે ચેન.
ઉત્તરખંડકી યાદમેં, દિખે યોગીકા રૂપ;
સદ્ગુરુ સોહંમનાથકી, દેખી છબી અનૂપ.

આદ્ય સદ્ગુરુ સોહંમનાથની યાદમાં નાયાજી સાચે જ બેચેન બની ગયા. ઉત્તરખંડમાં જ્યારે પોતે એમના દર્શન કર્યાં હતા તે મંગળ મૂરતનું સ્મરણ થતાં હૃદયમાં પરમાનંદ જાગી જતો.

કુકસમેં ઠાઢે રહું, કૈસે બને સંયોગ;
સોહંમનાથકે દરશકો, યહાં નહિ આવત યોગ.
નાયાકે દિલમેં જગી, સંત દર્શનકી પ્યાસ;
કબહી મિલે ગુરુદેવકો, હિયરા ભયા ઉદાસ.

પોતે કુકસના સંત ધામમાં બેસી રહે તો એ મહાપુરુષના દર્શનનો યોગ બને જ કેવી રીતે ? કોઇપણ પ્રકારે એ પાવન પુરુષનાં દર્શન પ્રાપ્ત કરવા જોઇએ દર્શનની એમને પ્યાસ એવી જાગી હતી કે નાયાજીનું હૃદય ઉદાસ બની ગયું.

ચોબીસ સાલ બીતે ગયે, ફિરે દેશ બિદેશ,
સોહંમનાથ ગુરુદેવકો, નાયા ન બૂઝે ભેષ.
અવધૂ ભેષ બનાયકે, સારે જગ ભટકાય,
નાયા તેરી યોં ગતિ, સોહંમ યાદ ન આય ?

પોતે ચોવીસ વર્ષ સુધી ફર ફર ભટકયા, પરંતુ સોહંમનાથ કોણ હતા ! એ લગારે જાણ્યું નહિ. અવધૂતનો સ્વાંગ સજી સંસારને ખૂંદી વળ્યા પરંતુ કદી પણ સોહંમનાથની યાદ નહિ આવી. દિલની એ ગતિનો નાયાજીના હૃદયમાં સાચે જ પસ્તાવો થતો હતો.

નાયા મત ઠાઢે રહો, જાય દિખે દીદાર;
સોહંમનાથકે ચરણમેં ઝૂક ઝૂક કરે જુહાર.
બિકલ હિયામેં લગ ગઈ. પિયુ બિરહારી કટાર;
નાયાજીકે નૈનસે, બરખા બહે ચોધાર.

પોતાનું દિલ ઊઠી ગયું હતું, કુકસથી વિદાય થઇને સંતના દર્શન પ્રાપ્ત કરવા માટે નાયાજી અધીર બની રહ્યા હતા. વિરહી હૃદયમાં કટાર લાગી ગઈ હતી. સદ્‌ગુરુના વિયોગમાં નાયાજીની આંખોમાંથી જળધારા વહન થઈ રહી.

કુકસસે ઉઠકર ચલે. આયે સુરત મુકામ,
નાયા નૈન બહાયતે, આયે સંતકે ધામ.
સાહિબ બૈઠે ધ્યાનમેં, નાયા ઠાઢે રહાય,
નૈના ખોલ ગુરુદેવકો, નાયાકો પિછનાય.

કુકસથી પ્રયાણ કરી નાયાજી સુરતમાં આવી પહોંચ્યા. સંત નિર્વાણ સાહેબના સ્થાનમાં પ્રવેશ્યા. તે સમયે સદ્દગુરુ ધ્યાનમાં નિમગ્ન બન્યા હતા. એટલે વંદન કરી નાયાજી સદ્દગુરુના આસન સમીપ શાન્તિથી બેસી ગયા. સંતે આંખો ખોલી અને નિકટમાં બેઠેલા નાયાજીને પિછાણી લીધા એટલે વાચા ખોલી :

ઝુઝાર તોહે રંગ હે, આયા ગુરુકે દેશ,
દુર્લભ સંત સમાગમા, મિટે ભવ કલેશ.
ઝુઝાર કૈસે હોની હુઇ રંભા મિલ ગઈ આય,
ઉનસે કયોં બિછર ગયે, અગલી પ્રેમ સગાય.

ઝુઝારસિંહ ! તમે સાચે જ રંગ રાખ્યો ! મોડા મોડા પણ સદ્દગુરુના દેશમાં આવી પહોંચ્યા. સંતોનો સમાગમ દુર્લભ છે એનાથી ભવનો કલેશ મટી જાય. હા, પરંતુ ઝુઝાર ! તમારી ગતિ કેવી થઈ ! રંભાદેવી તમને આવીને મળી ગઈ. છતાં તમે એનાથી ન્યારા કેમ થઈ ગયા ? ભલા ! પરભવની પ્રેમ સગાઇને પણ ભૂલી ગયા !' સદ્દગુરુએ એમને ઝુઝાર નામથી સંબોધની કર્યું, એટલે એ જ ક્ષણે નાયાજીને સોહંમ-નાથના દર્શન થયા.

સોહંમનાથ ગુરુદેવજી, મેહું બડે અબૂઝ;
ઝુઝાર કહાં, રંભા કહાં, કહાં સોહંમનાથકી સૂઝ.
નાયા લૂટેરા હોયકે, ભૂલ ગયે અગલી રીત,
ગેબીનાથ પિછનાઈયા, પૂરબ જનમકી પ્રીત.

'સોહંમનાથ ગુરુદેવ ! હું તો ખરેખર અજ્ઞાની છું. મને તો ઝુઝાર કે રંભાદેવી તેમ સોહંમનાથની પણ લગારે યાદ ન હતી. કેમકે હું તો એક અધમ લૂંટારો બન્યો હતો. નાયો બધું જ ભૂલી ગયો હતો. પરંતુ ગેબીનાથનું આગમન થયું. એ સિદ્ધપુરુષે પૂર્વજન્મની ભુલાયેલી વાતોનું ભાન કરાવ્યું. એની સાથે સદ્‌ગુરુ સોહંમનાથની પિછાણ કરાવી.'

ઝુઝાર તોહે મુરધર મિલે, આગે ઉત્તરાખંડ;
ધ્યાન લગાયકે બૈઠીયા, યોગી બ્રહ્માનંદ.
તા દિન તોહે ચેતાયકે, હરિસે મિલાયે નૈન;
નાયા વે દિન કો લિખે, યુગન યુગનકે બૈન.

'ઝુંઝારસિંહ ! મારવાડમાં તમારી સાથે મિલન થયું. ત્યાર પહેલા ઉત્તરખંડમાં યોગી બ્રહ્માનંદ સાથે મિલન થયું. તે દિવસે તેમણે ચેતાવીને હરિ સંગાથે લગાવ્યા. નાયાજી ! એ દિવસનું કોણ વર્ણન કરી શકે ?

સોહંમનાથ ગુરુદેવકી, મોહે ન આવૈ યાદ;
સાંયા યહ કૈસી ગતિ, બિલખત ફિરે બરબાદ.
લૂટેરાકો ગમ નહિ, અધમ ઉધારન સાય;
ઈમામ સદ્‌ગુરુ પીરકો, નાયા દિયે જગાય.

'ગુરુદેવ ! મને આપની તો લગારે યાદ જ ન હતી. મારી એવી ગતિ થઈ હતી કે જ્યાં ત્યાં ભટકતો હતો એ અધમ લૂટારાનો અનુગ્રહ કરવા માટે સદ્‌ગુરુ ઈમામશાહનું આગમન થયું. અને નાયાને ચેતાવી દીધો !'

આગે તોહે ઐસે કહાં, મિલહી સદ્‌ગુરુ તોર;
તોહે ઉબારન આયેંગે, સાહિબ બંદી છોર.
બંદ છૂડાવન આઈયા, સોહી મુરસદ પીર;
નાયા તાકો વંદહું, ઈમામશાહ ગુરુ પીર.

'નાયા ! આગળ તને કહ્યું હતું કે : તને સદ્‌ગુરુનું મિલન થશે. એ જ સાહિબ તને ઉપદેશ આપી સજાગ બનાવશે' એ કથન અનુસાર તમને જે સદ્‌ગુરુનું મિલન થયું. એ તો તારા ભવના બંધનો તોડવા માટે બંદી છોડ-મુરસદ પીરનું મિલન થયું. એ સદ્‌ગુરુના ચરણમાં તમે પ્રેમથી વંદન કરો !'

નાયા તોહે જગાયકે, સતકી રાહ દિખાય;
સોહી સાહિબ ઈમામકો, નિશદિન લાગહુ પાય.
ભવમેં સદ્‌ગુરુ ભેટીયા, તાકો કૈસે ભૂલાય;
નિર્બાન સોહી સાંઇકે. ચરણનમેં બલિ જાય.

નાયાજી ! જેમણે તમને જગાવીને સત્યનો માર્ગ બતાવ્યો એ સાહિબને નિશદિન પાય લાગો. વિકટ ભવાટવીમાં જેમનો ભેટો થયો એ સદ્‌ગુરુને કેમ ભૂલી શકાય ? એવા સમર્થ સાંઇના ચરણમાં નિર્વાણ બલિહારી જાય !'

આગે સોહંમનાથ થે, અબ તો બને નિર્બાન,
માનવકે હિત આઈયા, યોગી આવાગવાન.
પરમાર્થકી રીતકો' બૂઝે સાધુ અતિત,
નાયાજી તુમી યોગી હો, ઠાઢે રહો પરહિત.

આગળ સોહંમનાથ હતા તે અત્યારે નિર્વાણ થઈ માનવના કલ્યાણ માટે અવતાર લઈ આવ્યા. સાધુ સંતો આ રીતે જનતાના હિતનો વિચાર કરે છે. નાયાજી ! તમે પણ યોગીનો અવતાર છો, માટે સદા સર્વદા પરહિત લોકકલ્યાણનો વિચાર કરતાં રહો !'

સોહંમનાથ ગુરુદેવજી, નાયો બડે અજ્ઞાન;
મોપે કૃપા બરસાઇયે, તુમી મોરે દિલજાન.
સાયાંજી સુધ બિસરે, ગૈબી ગુરુકો ચેતાય;
અબૂઝ નાયો આયકે, સાહિબ લાગ હૂં પાય.

'સોહંમનાથ ગુરુદેવ ! નાયો ખરેખર અજ્ઞાની છે. એના

ઉપર અમીકૃપા વરસાવો કેમકે તમે જ મારા દિલજાન છો. આપની શુધ હું ભૂલી ગયો હતો. ત્યાં અચાનક ગેબીનાથજી આવ્યા અને મને ચેતાવ્યો એટલે અબૂઝ નાયાજી આપના ચરણમાં આવ્યો અને પ્રણામ કરી રહ્યો છે !'

નાયા યહી ભવાટવી ભૂલે યોગી અરૂ સૂર;
કહાં ગતિ મનુજકી, મોહમાયામેં ચકચૂર.
સોહંમ ખોજનકો, આઈયા નાયા સંતકે ધામ,
નિર્બાન તોહે દેખકે, સાચ પાયે આરામ.

'નાયાજી ! આ ભવાટવીમાં ભલભલા યોગી અને દેવો પણ ભૂલા પડયા. ત્યારે માનવની કોણ ગતિ ? નાયાજી ! તમે સોહંમનાથની શોધ કરતા સંતતા ધામમાં આવ્યા. તમને જોતાં નિર્વાણના હૃદયમાં સાચે જ આરામ થયો. પરમ શાન્તિ પ્રાપ્ત થઈ !' સંત નિર્વાણ સાહેબે આનંદ વ્યકત કર્યો એટલે નાયાજીએ અંતિમ પ્રણામ કર્યા.

સોહંમનાથ નિર્વાણકો, ઝૂક ઝૂક લાગહું પાય;
સદ્દગુરૂ મોરે દયાનિધિ, કિજે નાયાપે કરુણાય.
નાયા પરહિતકે લિયે, યોગી આયે મઝધાર;
સોહી સંત અવધૂતકો, નિર્બાન કરેહુ જુહાર.

'સોહંમનાથ નિર્વાણના ચરણમાં ઝૂકી ઝુકીને પ્રણામ કરતા દીનયાચના કરી. 'દયાનિધિ ! નાયા ઉપર સદા સર્વદા કરુણા કરજો. મારી એ જ યાચના છે !' હસતા વદને સંત કહેવા લાગ્યા : 'નાયાજી ! પરહિત માટે યોગી પુરુષો આ મઝધાર-સંસારમાં આવ્યા છે. એવા સંત અવધૂતોને નિર્વાણ વિનયથી જુહાર-પ્રણામ કરે છે !'

સદ્દગુરુ સોહમનાંથના દર્શન પ્રાપ્ત કરી નાયાજીએ સુરતથી પ્રયાણ કર્યું.

સોહંમનાથ ગુરુદેવકી, છબી હિયરામેં લુભાય;
સાંઈ નિર્બાનકી સૂરતીયા, નાયાકે મન ભાય.



# ૧૭. સંત ભાભારામ

धन्य चरोतरकी भूमि, धन्य भोम बसो गाम;
धन्य जा कुळमें उपने, योगी माभाराम.
(सद्‌गुरु चरितावली)

સદ્‌ગુરુકો જિસ રૂપમેં, જાહિકો પિછનાય;
તાહિકો ઉસ રૂપમેં. મનવાંચ્છિત ફળ પાય.
મુલંદ પેખે સાંઈયા, ગાંગા પેખે ગુરુદેવ;
મનોહર પેખે પ્રભાવકો, ભાભા અવધૂત ભેવ.

સંત નાયાજી અને ભાભારામનું મંગળ મિલન થયું. કુકસના સંત ધામમાંથી ચંપકવનમાં સંતના સ્થાનમાં આવ્યા અને યોગી ભાભારામની સંગાથે બેસી નાયાજીએ વિમળ સત્સંગ કર્યો. એ ભાભારામ પણ યોગી પુરુષ હતા. એમના ચરિત્ર વિષે ઉલ્લેખ કરીયે.

ચરોતરમાં વસોનગરમાં કણબી કુળમાં એમનો જન્મ થયો. પિતાનું નામ કેશવદાસ અને માતાનું નામ વિમળાદેવી ધનાઢ્ય તેમજ ધર્મિષ્ઠ હતા કાશીથી સાંઢણીઓ દ્વારા ગંગાજળ મંગાવતા અને તેનાથી સ્નાન કરતા. તીર્થયાત્રાઓ પણ ઘણી કરી. કાશીમાં જઇ નિવાસ કર્યો. સંતતિમાં કેવળ એક

જીવીબાઈ નામની પુત્રી જ હતી. સંતોની પ્રેમથી સેવા કરતા. એક મહાપુરુષે શુભાશિષ આપ્યા અને સંત ભાભારામજી પ્રાગટ્ય થયા.

માતા વિમળાદેવી બિછાને પડી હતી. મહાપુરુષે એમને મૃત્યુના બિછાનેથી બેઠી કરી. એ જ સંતે આશિર્વાદ આપ્યા અને વિ. સં. ૧૫૦૫માં મ ભાભારામનો જન્મ થયો. તે સમયે ચંદનની વૃદ્ધિ થઈ. સંત ભાભારામ યોગભ્રષ્ટ યોગી હતા. તેમના ત્રણ જન્મની કથા એવી છે કે ઉજ્જન શહેરમાં બ્રાહ્મણ દિનકરરાયને ત્યાં હરિરાય નામે પ્રગટ થયા. ભગવાન સદાશિવના અનન્ય અનુરાગી મહાકાલેશ્વરમાં પૂજન કરવા જતા. વર્ષો સુધી સેવા કરી. પરંતુ શિવજીના દર્શન થયા નહિ, સ્વપ્નમાં આદેશ મળ્યો બ્રાહ્મણ ! તને હું આવતે જન્મે દર્શન આપીશ !' જાગૃત થતા હરિરાયને બહુ જ વેદના થઈ. જ્યારે આ જન્મે દર્શન નહિ મળે તો હવે જીવીને શું કામ છે ? પ્રભુ વિરહમાં બ્રાહ્મણે પોતાનું શરીર છોડી દીધું. એનો બીજો અવતાર કાશીમાં પંડિત અનંતાનંદને ત્યાં કરુણાનંદ નામે પુત્ર થયો. પરાભવના સંસ્કારે કરી વિશ્વનાથના ભક્ત બની ગયા પ્રભુએ પ્રસન્ન થઈ દર્શન આપ્યા અને મનવાંછિત માગવા કહ્યું. તે સમયે 'પ્રભુ ! મેં આપનું પ્રેમથી ધ્યાન ધર્યું માટે મારે એકાગ્રતાથી ધ્યાનમાં સ્થિત થવું છે, ભલે બેટા ! ઉત્તરખંડમાં જઈ ધ્યાનમગ્ન બનો !' કહી વિશ્વનાથ અંતર્ધાન થયા. કરુણાનંદ ચાલી નીકળ્યા. ઉત્તરખંડ હિમાલયના ઈન્દ્રકિલ પર્વત ઉપર જઈ ધ્યાનમગ્ન બન્યા. ચોવીસ વર્ષ સુધી હરિ સાધન કર્યું. એ પ્રેમસાધના પૂર્ણ થવાનો સમય આવ્યો તે સમયે પદ્મરેખા નામની એક અપ્સરાનું આગમન થયું. નૃત્ય કર્યું અને યોગીની આંખો ખુલી ગઈ. અપ્સરાનું રૂપ જોતાં

યોગી મોહ પામ્યા અને આસનેથી ઊભા થયા. ભ્રષ્ટ થયા પછી હૃદયમાં સંતાપ થયો. રૂદન કરવા લાગ્યા. તે સમયે અડબંગનાથ નામના સિદ્ધપુરુષે સાંત્વન આપતા કહ્યું, 'યોગી તું યોગી જ બની રહેશે.' આ જન્મે નહિ તો બીજા જન્મે પણ યોગી જ થશે !' પુનઃ ધ્યાનમાં બેસી ગયા. વિપ્રનું શરીર છૂટી ગયું અને ત્રીજા જન્મે વસોમાં પાટીદાર–પટેલ કુળમાં ભાભારામ થયા. ગયા જન્મમાં જે તપશ્ચર્યા એળે ગઈ હતી તે આ જન્મમાં પૂર્ણ કરી. ચંપકવનમાં જઈ ચોવીસ વર્ષ તપ કર્યું* એ મહાપુરુષને મળવા માટે નાયાજી આવ્યા તે સમયે ભાભારામની જેમ નાયાજીએ પણ પોતાના ત્રણ જન્મની કથા કહી સંભળાવી. યોગીને યોગીનું મિલન થયું. આનંદના પુર ઊમટયા.

કુણબી ભાભારામકો, દિખે નાયાકો રૂપ;
ઉરમે બસેરી અવધૂતા, નાયા યોગી રૂપ.
યોગી જાન ગુરુદેવકા, ચરણનમેં શિરનાય;
સુભાગી ભાભારામકો, યોગકી યુકિત પાય.

નાયાજીના પ્રથમ દર્શન કરતા જ ભાભારામે એમને યોગીપુરુષ તરીકે ઓળખી લીધા, અને તેમના ચરણમાં ઝૂકી પડયા. સાથે બેસી ઉભય યોગીઓએ અંતરની વાતો કરી તે સમયે નાયાજીએ પોતાની પૂર્વકથા કહી.

સદ્‌ગુરુકો મહિમા બડો, અબ તક રહે અબૂઝ;
નાયાજી સદ્‌ગુરુ મિલે, ભઇ અગમકી સૂઝ.

---

*ભાભારામનું ચરિત્ર બહુ જ વિસ્તૃત છે. અત્રે તો કેવળ નોંધ કરી છે. 'સંત ભાભારામ' નામના ચરિત્ર ગ્રંથમાં એનો વિસ્તારથી ઉલ્લેખ કરાયલો છે.

સોહી ગુરુકે ચરિતકો, મોહે દિયો સુનાય;
ભાભારામકે હિયરા, સુનતહી હરખાય.

પોતે એક લૂંટારા હતા અને સદ્‌ગુરુ ભેટયા અને ભકત બનાવ્યો એ સંત ઈમામશાહનું ચરિત્ર નાયાજીએ ભાભારામને કહી સંભળાવ્યું. તે શ્રવણ કરતા ભાભારામે એવા મહાપુરુષના દર્શન કરવાની ઇચ્છા વ્યકત કરી. સંત નાયાજીએ તેમની એ અભિલાષા પૂર્ણ કરી. પોતાના સદ્‌ગુરુને ભાભારામના સ્થાનમાં તેડી લાવ્યા તે સમયના આનંદનું કોણ વર્ણન કરી શકે?

ચરણ ગ્રહી ગુરુદેવકા, આપે કિન્હ પ્રણામ;
બડે સુભાગી દેખિયા, યોગી ભાભારામ.
યોગીકો યોગી લિખે, આપે ગુરુ ઈમામ;
નાયાકો સમુજાઈયા, યોગકી યુકિત તમામ

સંત ઈમામશાહનું આગમન થયું. ભાભારામ એ મહાપુરુષના ચરણમાં ઝૂકી પડયા. આગંતુક સંતે ભાભારામને યોગી તરીકે બિરદાવ્યા, અને સાથે બેસી જ્ઞાનગોષ્ટિ કરી. તેમ યોગ સાધન તથા યોગ વાસિષ્ઠ ઉપર સદ્‌ગુરુ ઈમામશાહે ખૂબ વર્ણન કર્યું.

સંત નાયાજી અને ભાભારામના મિલનના અન્ય પ્રસંગો પણ છે પરંતુ એ બધાનું આ સ્થળે વર્ણન થઇ શકે નહિ. સંત નાયાજીના જીવનમાં ગુરુ ઈમામશાહ પ્રેરણામૂર્તિ થયા. તેમ સંત ભાભારામના જીવનમાં સિદ્ધપુરુષ અડબંગનાથ પ્રેરણા મૂર્તિ થયા અને યોગીના જીવનને ધન્ય બનાવ્યું.

---

*સંત નાયાજી અને ભાભારામના મિલનના પ્રસંગો 'સંત ભાભારામ' નામક ગ્રંથમાં રજૂ કરાયેલા છે.

નાયાજી ભાભારામકા, મંગલ હુવા મિલાન;
યોગીકી ગતિકો બૂઝે, યોગી કે દિલજાન.
કુકસસે ગુરુ આયકે, બૈઠે ભાભારામકે સંગ;
ધન્ય ભાગ્ય જીન પાઈયા, સૂર દુર્લભ સત્સંગ.

કુકસના સંત ધામમાંથી સંત નાયાજી ઘણીવાર ભાભારામ પાસે આવ્યા અને સારી રાત સત્સંગમાં વ્યતીત કરી. જે કોઈ ભાગ્યશાળી જીવે તે સમયે સત્સંગના અમીરસનું પાન કર્યું. તેનું જીવન ધન્ય બની ગયું.





# ૧૮. સુલતાન મહમંદ બેગડો

दरवेश फकीर खुदाका बंदा, अैसे संत साधूको पेख प्यारे;
अेक मझहब पाक, दूजा नापाक, येही कूफकी बातोंसे रहे न्यारे.
बहुरी नाम पाक साहिबके, राम रहीमा चाहे पुकारे;
दरवेश अमीरुको रब्ब पेखा, सोही सांईका बनो तुमी दिलदारे.
(बाबा अमीरुदीन)

સાધુ ફકીરા બહુત ભયે સંસારા, જામે જગ ધૂતાહે અનેક;
સાચ જૂઠકી હોવે કસોટી, ઠાઢે રહે કોઈ એક. (ટેક)

**સા**ધુ અને ફકીરો તો સંસારમાં ઘણાં ઘણાં ફરે છે, પરંતુ જ્યારે સાચા અને જૂઠાની પરીક્ષા કરવામાં આવે ત્યારે એ કસોટીના એરણ ઉપર કોઈ ભાગ્યે જ ટકી રહે છે. એ જ પ્રમાણે સાધુ અને અસાધુની બાબતમાં પણ એવું જ છે. સંત કબીર સાહેબ એક સ્થળે કહે છે :—

રેખતા :

ભેષ દરિયાવમેં હંસ ભી હોત હે, ભેષ દરિયાવમેં બગ સોઈ;
ભેષ દરિયાવમેં સિદ્ધ ભી હોત હે, ભેષ દરિયાવમેં સાધ સોઈ.
હંસ ઔર બગ બીચ પડ ગયે આંતરા, ચાલ ચલે સો ફરક ભાઈ;
કહે કબીર વે હંસ મુકતા ચૂગે, બગ તો મછિયા ઢૂંઢ ખાઈ.

સાચા સંતોનો પ્રકાશ-ખ્યાતિ ચારે તરફ ફેલાઈ રહે છે, તેમ સંત નાયાજીના અદ્‌ભુત પ્રભાવની વાતો અમદાવાદના સુલતાન મહંમદ બેગડાના કાને પહોંચી ગઈ.

## હિંદવા ફકીર

મહંમદ બેગડે ખ્યાતિ સુની નાયાકી, કરામતી બડે હે હિંદવા પીર;
ભેજે સિપૈયા કુકસકો આયે, નાયા ન દિખે લગીર.

સંત નાયાજી એક કરામતી-ચમત્કારી સાધુ છે, એવી વાત સુલતાનના કાને પડી. સિપાહીઓએ લોકમુખે જે વાતો શ્રવણ કરી હતી તે તમામ ઘટના શાહને કહી સંભળાવી. એક પદમાં એ પ્રસંગનું વર્ણન કરાયેલું છે.

પદ-ચોપાઈ રમૈણી

દીનકા બંદા સોહી ફકીર કહાવે,
હિંદવા ફકીર કૈસે પીર કહાવે ટેક.
બડા અચરજ સુનો શાહ નૂરા,
હિંદવા ફકીર એક હાલ હજૂરા;
કુકસ ગાંવ એક હિંદવા રહાવે,
હિંદવા વલી લોગનમેં કહાવે ૧
બહુરી ઈલમ સોહી હિંદવા જાને,
કરામતી બડે લોગ બખાને.
પરચા ઉનકા દેખો મેરે સાંઈ,
હિંદવા ફકીર કૈસે પીર કહાઈ. ૨

'હજૂર ! દીનના બંદા હોય તેઓ ફકીર કહેવાય. પરંતુ એક હિન્દુ ફકીર પીર કેમ કહેવાય? ભારે અચરજની વાત છે કે એ હિન્દુ ફકીર હાલ હજુર કહેવાય છે. કુકસ નામના ગામમાં રહેનારાં એ હિન્દુને લોકો વલી કહે છે, એટલું જ

નહિ પરંતુ એની કરામતના પણ ઠેર ઠેર વખાણ થઇ રહ્યા છે. એ હિન્દુ પીરની પરીક્ષા કરી કોઈપણ પ્રકારે એના પરચા નિહાળવા જોઇએ !' સિપાહીના મુખથી એ બ્યાન શ્રવણ કરતા સુલતાન મહંમદ બેગડાના હૃદયમાં આવેશ જાગી ગયો. રોષે ભરાઇને શાહે આજ્ઞા કરી.

સુનતહી રૂઠ ગયે મહંમદશાહી,
હિંદવા ફકીરકો હાજીર કરો યાંહી.
શાહી હુકમ સિપૈયા ધાયે,
કુકસ ધામ ખોજે નહિ પાયે. ૩
હિંદવા ફકીર કોઈ દેખ ન પાયે,
લૌટે સિપૈયા બ્યાન સુનાયે,
મહંમદ બેગડા બડા શયાના,
ફકીરાકી ગત બૂઝે દિલજાના. ૪

'સિપાહીઓ ! જલ્દીથી એ હિંદવા ફકીરને પકડી લાવી અહીંઆ હાજર કરો !' સુલતાનની આજ્ઞા થતાં જ ઘોડેસ્વાર થઈ સિપાહીઓ કુકસગામ તરફ દોડી ગયા. સંત નાયાજીના સ્થાનમાં જઈ જોયું તો કયાંય નાયાજીને તેઓ નિહાળી શકયા નહિ. લોકોના ટોળે ટોળાં ઉપસ્થિત થયાં હતાં. તેઓના હૃદયમાં ધ્રાસકો પડયો હતો કે બાદશાહના સિપાહીઓ આજે જરૂર કાંઈ જુલમ કરી જશે. પરંતુ તેઓની આંખે નાયાજી દેખાતા ન હતા. ત્યારે ભેળા મળેલા બધા જ માનવીઓ સંત નાયાજીને પોતાના આસન ઉપર વિરાજમાન થયેલા નિહાળી રહ્યા હતા. ત્યારે આંધળા ભીંતની જેમ સિપાહીઓ સંત ધામમાં શોધી વળ્યા. પોતે જેને પકડવા આવ્યા હતા, એ નાયાજી-હિન્દુ ફકીરનો કયાય પત્તો લાગ્યો નહિ. એટલે નિરાશ થઇ તેઓ અશ્વે ચઢી વિદાય થયા.

અમદાવાદમાં આવ્યા અને મ્લાન વદને સુલતાન સમક્ષ બ્યાન કરતા કહ્યું : 'હજુર ! એ હિન્દુ ફકીરને હમો નજરે નિહાળી શકયા નહિ. ખૂબ શોધ કરી પરંતુ તેમનો કયાંય પત્તો લાગ્યો નહિ, હમારી એ દશા જોતાં કુકસગામના લોકો હાંસી કરતા હતા. કોઈએ હમોને કહ્યું કે 'તમને શું થઈ ગયું છે ? નાયાજી તો એમના આસને બેઠેલા છે. અમો બધાં જ તેમને નિહાળી શકીયે છીએ અને તમને કેમ દેખાતા નથી ! તમારા હ્રદયમાં પાપ છે એને લીધે જ તમે એ સંત પુરુષના દર્શન કરી શકતા નથી !' તેમનાં એ શબ્દો શ્રવણ કર્યા પરંતુ થાય શું ? હતાશ થઈ અમો કુકસથી પાછા ફર્યા. બિલકુલ સાચી વાત છે !" સિપાહીઓના એ શબ્દો શ્રવણ કરતાં સુલતાન ગહન વિચારમાં પડી ગયા કેમકે સ્વયં બાદશાહે પણ પોતાની સગી આંખે પીરો અને વલીઓની અદ્દભુત કરામતના દર્શન કર્યા હતા. પોતાના બાળપણમાં એક એવો જ પ્રસંગ બની ગયો હતો. બાદશાહના હ્રદયમાં ભૂતકાળની એ ઘટના જીવંત બની.

## ૨. મહંમદ બેગડાનું બાળપણ

'મિરાતે સિકંદરી' નામક ઇતિહાસ ગ્રંથમાં સુલતાન મહંમદ બેગડાના બચપણ વિષેની કથા આ રીતે આલેખાયલી છે.

હિજરી સં. ૮૫૫ (ઈ. સ. ૧૪૫૧)ના મહોરમની ૧૧મી તારીખે સુલતાન મહમ્મદનો મોટો શાહજાદો સુલતાન કુતુબુદ્દીન પાદશાહી તખ્ત પર બેઠો. એવું કહેવાય છે કે જ્યારે સુલતાન કુતુબુદ્દીન તખ્ત પર બેઠો ત્યારે ફતેતખાન કે જે પાછળથી મહમુદ બેગડાને નામે પ્રસિદ્ધ થયો. ને જે કુતુબુદ્દીનનો સાવકો ભાઈ હતો તેને તેની મા બીબીમુઘલી રક્ષણાર્થે શાહઆલમ

પાસે લઈ ગઈ કારણ કે બીબી મુઘલીની બેન બીબી મીરઘી જે સિંધના પાદશાહ જામખુબાનની દીકરી હતી, તે હઝરતની સાથે પરણી હતી. શાહલિકન એમના છોકરા થાય છે. હઝરત શાહે કહ્યું કે દૃઢ ચિત્તથી તમારી બેન ભેગા ઘરમાં રહો. અને તમને કોઈપણ જાતની ઈજા પહોંચશે નહિ. ફતેહખાનની માએ (બીબી મુઘલીએ) તેને ઘણી સંભાળથી ઉછેર્યો, પણ સુલતાન કુતુબુદ્દીનની બીકથી જીવ ખોળિયામાં ન હતો.

ત્યાર પછી થોડે વખતે સુલતાન કુતુબુદ્દીનને નશામાં ફતેહખાન યાદ આવ્યો. અને પૂછ્યું કે 'એ ક્યાં છે?' એને જવાબ દેવામાં આવ્યો કે તે હઝરત શાહને ઘેર માસીની જોડે રહે છે ને તે હઝરત શાહનો ઘણો લાડકો છે. આથી સુલતાન કુતુબુદ્દીનની ઈર્ષા અને ક્રોધનો અગ્નિ સળગી ઊઠયો. તેનો આનંદ જતો રહ્યો. કોઈપણ પ્રકારે ફતેહખાનને મારી નાંખવાનો તેણે દૃઢ નિશ્ચય કરી લીધો. પરંતુ તે જાણતો ન હતો કે આવું પરિણામ પોતાના જ રાજ્યની પડતી અને પોતાના જીવનની ખરાબી કરનાર થઈ પડશે.

એક દિવસ સુલતાને હઝરત શાહઆલમને સંદેશો મોકલ્યો. કે 'રાજી હો કે ન હો તમારે ફતેહખાનને મોકલી આપવો' એની દાનત હઝરત યથાર્થ કળી ગયા, અને જવાબ આપ્યો. 'પોતાના પ્રાણના ભયથી તો તેણે દરવીશોનો આશ્રય લીધો છે. તેથી તેને પકડીને તમને સોંપવો એ યોગ્ય નથી. તમે હાકેમ છો, તમે હરકોઈ ઠેકાણેથી શોધી લઈ જાઓ !' આ રીતે હઝરતે સાફ જવાબ આપી દીધો.

સુલતાને પોતાના જાસુસોને મોકલ્યા અને પોતે શહેરની બહાર આવ્યો. રસુલાબાદ જે હઝરતના વતનનું ગામ છે તેની પાસે આવેલા ખેદપુરના મહેલોમાં રહ્યો. તેનો ઈરાદો

એવો હતો કે તેને જલદી ખબર પહોંચી શકે અને ફતેહખાનને પકડી શકાય એક દિવસે સુલતાને રાણી રૂપમંજરી જે ખાસ મુખ્ય રાણી હતી, અને જે હઝરત શાહની શિષ્યા હતી. તેને જનાના કેટલાક ખોજા આપી મોકલી અને તેને કહ્યું કે ફતેહખાનની કોઈપણ યુક્તિથી તપાસ કરી એને લઈ આવવો. વળી તેણે કહ્યું કે જો ફતેહખાન તેના જોવામાં આવે તો તેને પકડી ઊંચકી લાવવો. રાણીએ ફતેહખાનને શાહની હજુરમાં બેઠેલો જોયો, અને ફતેહખાનનો હાથ પકડી તેને ખેંચવા લાગી હઝરત શાહે હાસ્ય કર્યું. અને બોલ્યા : 'આજે તું ફતેહખાનનો હાથ ખેંચે છે. પરંતુ એક દિવસ ફતેહખાન તારો હાથ ખેંચશે !' હઝરત શાહના એ શબ્દો શ્રવણ કરતા રૂપમંજરીએ લજ્જિત થઈ. ફતેહખાનનો હાથ છોડી દીધો. અને હઝરતની પાસે ક્ષમા માગી વિદાય થઈ. સુલતાન પાસે જઈ કહ્યું કે, 'મેં ઘણો પ્રયત્ન કર્યો પણ તે માગી શકયો નહિ.'

એવું કહેવાય છે કે એક દિવસે કોઈ જાસુસે આવી સુલતાનને ખબર આપી કે ફતેહખાન અમુક ઘરમાં હઝરત શાહની પાસે બેઠા છે, અને પાક કુરાન વાંચે છે. સુલતાન પવનવેગી ઘોડા પર સ્વાર થઈ ત્યાં દોડી ગયો અને પરવાનગી સિવાય અંદર જવા માંડયું. તે વખતે મુકબિલ નામના દરવાને તેને અટકાવ્યો, સુલતાને પૂછયું કે 'બાબાની રજાથી તું મને અટકાવે છે ?' જ્યારે હઝરતે આ બોલ સાંભળ્યા ત્યારે તે બોલ્યા કે મુકબિલ ! તું એમને આવવા દે અને ફતેહખાનને કહ્યું કે પઢ ડોકરે, એટલે કે અય બુઢા ! પઢતા કયાં નહિ: પઢ !' આમ કહેતાની સાથે ફતેહખાનનો દેખાવ લાંબી દાઢીવાળો, સફેદ ભ્રમરોવાળો અને વળી ગયેલી ખુંધવાળો સુલતાનની નજરે પડયો. (તે વખતે ફતેહખાનની ઉંમર ફકત દશ વર્ષની

હતી.) સુલતાન કુતુબુદ્દીન એક બિછાના ઉપર બેઠો. સુલતાને ચારે તરફ નજર ફેરવી તો હઝરત સાહેબ અને આ બુઢા સિવાય કોઇપણ તેની નજરે પડયું નહિ. સુલતાન શરમિંદો થઈ ઊઠી ગયો અને જાસુસોને ઠપકો આપ્યો.

સુલતાન મહમુદ કહેતો કે તે વખતમાં મને છોકરીનો પોશાક પહેરાવી રાખતા, કારણ કે જો કોઇ જુએ તો મને ઓળખી શકે નહિ. એક વખતે સુલતાનની શોધખોળ ઘણી જબરી ચાલતી હતી. તે વખતે હું ઘરના છાપરા ઉપર હતો. (મને સંતાડી દેવામાં આવ્યો હતો.) અને તે વખતે મારી આયા પણ સાથે હતી, જાસુસે આ ખબર સુલતાનને કરી. તે ઉપરથી તે દોડતો આવીને છાપરા ઉપર ચઢી આવ્યો. મારી આયાના હોંશકોશ ઊડી ગયા. આ ખબર હઝરત શાહને પહોંચી. એમણે કહ્યું કે 'કોઈપણ રીતે ડરશો નહિ, કેવી રીતે વાઘને લઈ જશે ?' આખરે સુલતાને જ્યારે મારો હાથ પકડયો, તે વખતે મારી આયાએ બૂમ પાડી કે એ તો ફલાણા અમીરની દીકરી છે. સુલતાને મારા પાયજામાનો બંધ ખોલી નાંખ્યો તો તેણે છોકરીના ચિન્હો દીઠાં. એણે મારો હાથ છોડી દીધો અને નીચે આવી પોતાના મિત્રોને આ વાત કહી. તેઓએ કહ્યું કે એને ગમે તેમ કરી નીચે લાવવો જોઇએ. સુલતાન પાછો ઘર ઉપર ચઢયો અને મારો હાથ પકડયો. તો માલમ પડયું કે મારો હાથ વાઘના પંઝા જેવો છે. તરત જ મને એણે છોડી દીધો અને ચાલ્યો ગયો. અને ત્યાર પછી સુલતાને મારા ઉપરથી હાથ ઉઠાવી લીધો અને ફરીથી મને પકડવાનો વિચાર કર્યો નહિ.

કાળના વહન સાથે હઝરત શાહઆલમે રૂપમંજરીને જે શબ્દો કહ્યા હતા તે બિલકુલ સાચા નિવડયા. આખરે સુલતાન

કુતુબુદ્દીનના મરણ પછી રાણી રૂપમંજરી ફતેહખાન કે જેનું નામ પાદશાહી મળ્યા પછી મહમૂદ રાખવામાં આવ્યું હતું, તેની બેગમ બની.

સુલતાન મહમૂદ બેગડાએ પોતાના બાલ્યકાળમાં આ રીતે હઝરત શાહ સાહેબની અદ્‌ભુત કરામત નિહાળી હતી. એટલે તે પીર ફકીર અને સાધુ સંતોના પ્રભાવને માનતો હતો. એને લીધે શાન્ત ચિત્તે પુનઃ આજ્ઞા કરી.

## સંત પ્રભાવ

ઝૂક ઝૂક સિપૈયા કહો હમરા જુહારા;
પતશાહ ચહે સાંઈ તુમર દીદારા;
સુનતહી છીન અસ્વારા ધાયે,
કુકસમેં આયકે શિર ઝુકાયે. ૫
હિંદવા વલી ચલો સંગ હમારે,
પતશાહ મેરા ચહે તુમરા દીદારે;
સદ્‌ગુરુ પીરકો શિર ઝુકાયે,
નાયાજી શહર અહમદાબાદ આયે. ૬

'સિપાહીઓ ! કુકસમાં જઇને હિંદવા ફકીરને ઝૂકીને કહો કે 'સુલતાન મહંમદ આપના દીદાર પ્રાપ્ત કરવા ચાહે છે. માટે મહેરબાની કરી હમારી સંગાથે પધારો અને સુલતાનના અરમાન પૂરણ કરો !' આમ કહી વિનયથી અરજ કરો એટલે એ હિંદવા ફકીર જરૂર આવવા સંમત થશે. તેમને આદરથી સંગાથે તેડી લાવો !' સુલતાનની આજ્ઞા થતા જ સિપાહીઓએ ઘોડેસ્વાર થઈ ત્વરાથી પ્રયાણ કર્યું.

કુકસના સંત ધામમાં આવી પહોંચતા સિપાહીઓએ વિનયથી નાયાજીને ઝૂકીને સુલતાને કહેલા શબ્દો કહી

સંભળાવતા દીનતાથી વાચા ખોલી : 'નાયાજી ! સુલતાન મહંમદ બેગડાએ આપના અદ્દભુત પ્રભાવની વાતો શ્રવણ કરી ત્યારથી એમના હૃદયમાં આપના દીદારની દૃઢ અભિલાષા જાગી. એને લીધે અમોને તેડવા માટે મોકલ્યા છે. કૃપા કરી અમારી સંગાથે ચાલો અને બાદશાહની આરજૂ પૂર્ણ કરો !' સંત નાયાજીના ચરણમાં દીનતાથી પ્રણામ કરતા સિપાહીઓએ વિનય દાખવ્યો. એક સમયે પોતે ગિરફતાર કરવા આવ્યા હતા તે સમયે સંતને નિહાળી શક્યા નહિ. આ સમયે નિખાલસ દિલથી આવ્યા હતા. એટલે સંતનાં દર્શન થયાં અને તેમની સાથે દિલ ખોલીને યાચના કરી. સંત નાયાજી સ્વસ્થ થયા. અને સિપાહીઓની સંગાથે આવવા તૈયાર થયા. ઘોડેસ્વાર થઇ અમદાવાદના પંથે પ્રયાણ કર્યું. સિપાહીઓની સંગાથે સંત નાયાજીનું અમદાવાદમાં આગમન થયું. સુલતાન મહંમદ બેગડાને આગળથી એ સમાચારો પહોંચી ગયા.

હિંદવા વલી આયે ખબર પઠાયે,
પાતશાહ આસનસે ઊઠ ધાયે;
બડા કિસ્મત મિલે હિંદવા ફકીરા,
પતશાહ કહે તુમી હો હિંદવા પીરા. ૭
આસનપે બિઠાઈ દિયે માન બહુરી,
ફકીરા બૂઝે પતશાહ દિલ હૂરી;
જાઇએ સિપૈયા કયોં ઠાઢે ગઁવારા,
હિંદવા વલી કુછ ખાતિર બિચારા. ૮

સુલતાન મહંમદ બેગડાના દરબારમાં સંત નાયાજીને લઇને સિપાહીઓ હાજર થયા. તે સમયે લગાર વિવેક દાખવતા સુલતાને પોતાના આસનેથી ઊભા થઈ સંતનું સન્માન કરતા આસને બેસાડયા ,અને વિનયથી બોલ્યા : 'મારું ભાગ્ય

બહુ જ મોટું છે કે આપના જેવા હિન્દુ ફકીર મારા દરબારમાં પધાર્યા. આજે પાક દીદાર પ્રાપ્ત કરવાનો મોકો મળી ગયો!" સુલતાન ઉપરથી ખૂબ વખાણ કરી રહ્યા હતા. પરંતુ તેમના હૃદયમાં કાંઈ જુદું જ હતું. સંત નાયાજી બાદશાહના દિલમાં જે કપટની છૂરી હતી તે યથાર્થ સમજી ગયા. છતાં તેઓ ચૂપ રહ્યા. ત્યારે સુલતાને લગાર આવેશમાં સાદ કરતાં 'સિપાહીઓ! તમે છેક ગમાર જેવા કેમ ઊભા રહ્યા છો.' હિંદવા ફકીરનું સ્વાગત કરવા માટે કાંઈક હલવાઈ લઈ આવો!'

લાયે સિપૈયા હલવાઈ બખાની,<br>
જરીયાન રૂમાલ ખોલે દિલજાની;<br>
શરબત કૂપ્પા જામ ભરૈયા.<br>
સબકો પિલાયે તાજુબ હુવે સૈયા. ૯<br>
શાહી દગાથે શરાબ અરૂ માંસા,<br>
હિંદવા વલીકો કર દિયે તમાશા;<br>
મહમુદ દિખે અપની આંખા,<br>
તુમી હિંદવા પીર શાહી મુખ ભાખા. ૧૦

સુલતાનની આજ્ઞા થતાં જ સિપાહીઓ દોડી ગયા. અને થાળ લઈ આવ્યા. એના ઉપલ જરીનો કિંમતી રૂમાલ ઢાંકેલો હતો. સંત નાયાજીના ચરણમાં થાળ મૂકયો. સાથે એક કૂપ્પો પણ હાજર કર્યો. એ બધી સામગ્રીનો અંગિકાર કરવા બાદશાહે આગ્રહ કર્યો. એટલે સંતે થાળ ઉપરથી રૂમાલ ખોલી નાંખ્યો. જોયું તો મિઠાઈથી થાળ છલોછલ ભરેલો હતો તેમાંથી થોડી થોડી મીઠાઈ પ્રસાદી તરીકે સંતે સભામાં વહેંચવા માંડી. ખુદ સુલતાન મહંમદ બેગડ ના હાથમાં પણ સંતે મિઠાઈનો પ્રસાદ આપ્યો. સારી સભાએ મિઠાઇ આરોગી. ત્યાર પછી કુપ્પામાંથી શરબતના જામ ભરી દરેકને વહેંચવામાં આવ્યા.

જીવનમાં કદી આવું અલૌકિક પીણું કોઇએ ચાખ્યું નહિ હોય એવો સૌને અનુભવ થયો. ખુદ સુલતાનને પણ ભારે આશ્ચર્ય થયું.

શરાબ શરબત, માંસ થે હુઈ મિઠાઈ:
હિંદવા વલી હો; સચ્ચે પાક પીરાઈ.
દિલ ચાહે સો મંગલો, રિઝે પતશાઇ;
મુરસદકી બડી મહેર, સબે મિલિ જાઈ.
ઝૂક ગયે શાહી વલી હો નેક. ૨

સંતની કસોટી કરવા માટે સુલતાને થાળમાં માંસ ભરી મંગાવ્યું હતું. એ જ રીતે કુપ્પામાં શરાબ હતો. પરંતુ હિન્દુ ફકીરે ખરેખર તમાશો કરી બતાવ્યો. માંસની મિઠાઈ અને શરાબનું શરબત બનાવી દીધું, એ પ્રભાવ ખુદ સુલતાને સગી આંખોએ નિહાળ્યો એટલે તેમનું હૃદય પોકારી ઊઠયું. 'આ જરૂર હિંદવા પીર છે-વલી છે!' અંતરાત્મા બોલી ઊઠયો એટલે સુલતાને મુકતકંઠે સંતના યશ ગાતા વાચા ખોલી :

મેં તો જાનું દીન પીર ફકીરા.
નૈન દિખે આજ હિંદવા ફકીરા,
મેરી કસૂર મત દેખિયો સાંઈ,
શાહકો દિખાયે પ્રગટ પરચાઇ. ૧૧
હમહી અબૂઝ સાંચા કહાં જાને,
અપને મઝહબકી બાતે બખાને;
આજહી મોહે ગેબ દિખાયે,
હર મઝહબમેં કુછહી જલવાયે. ૧૨

અત્યાર સુધી તો હું એવુંજ જાણતો હતો કે, પીર અને ફકીર તો દીન-ઈસ્લામમાં જ હોઇ શકે, પરંતુ મારી એ

ધારણા બિલકુલ ખોટી હતી, આજે સગી આંખોએ નિહાળ્યું કે હિન્દુઓમાં પણ એવા ફકીરો અને વલીઓ જરૂર હોય છે. મેં સાચે જ આપની પરીક્ષા કરવામાં ભૂલ કરી છે. માટે હે સાંઈ ! મારા ગુનાહને દિલમાં લાવશો નહિ. તમે મને પ્રગટ પરચો બતાવ્યો. અન્યનાં ધર્મને કદી માન્ય નહિ કરવાની જીદ હતી અને પોતાના મઝહબની જ વાતો શ્રેષ્ઠ છે એવું કહેતા મથી રહ્યો હતો. પરંતુ આજે મેં જે ગેબના દર્શન કર્યાં. એટલે કબૂલ કરવું પડે છે કે દરેક મઝહબ–ધર્મમાં કાંઈને કાંઈ જલવા–કરામત તો જરૂર છે. પરંતુ એને યથાર્થ ઓળખવા માટે આંખોની જરૂર છે !'

સુલતાન મહંમદશાહે નિખાલસતાથી સર્વ ધર્મની મહત્તા ઉપર બ્યાન કરતા પોતાની કસૂર માટે ખેદ વ્યકત કર્યો. તે સમયે સંત નાયાજીએ શિખામણ આપતા વિમળ–વાણી ઉચ્ચારી :

પતશાહ દિલકા ફૂક્ તજોરી,
સાધુ ફકીરકો એક બૂઝોરી;
સાધુ ફકીર સાહિબકા બંદા,
મત સતાઈયે ગાફિલ ગંદા. ૧
રોજે કયામત કયા ગતિ હોવે,
મીર ઉમરાવ નૈના ભર રોવે.
પલપલકા સાંઈ લેખા માંગે,
કયા જવાબ સુનાયગે સાહિબ આગે. ૨
એક હી બૂઝો રામ રહીમા,
કૃષ્ણ સોહી લિખોરી કહીમા.
મંદિર મસ્જિદ ગુંજે સોહી નામા,
સાંઈયા મેરા લિખે બહુનામા. ૩

સોહી સાહિબકી ગતિ નહિ જાની,
જોરજુલમ કિયે જીવ અજ્ઞાની.
યહાંકી દોલત સબ યહાં રહેગી,
એક દિન શાહીકો જાના પડેગા. ૪
સાંયાજીકો દો ફૂલ બનાયે,
એક હિંદવા એક મોમીન કહાયે.
એક પિતાકે દો ફરજંદા
કૈસે ફસ ગયે કૂફ્કે ફંદા. ૫
આપસહીમેં કાહે ઝગડના,
અપને ભૈયાસે બેર કયોં કરના
દિલ મિલકે રહો દોનો ભાઈ,
દેખકે રિઝે મેરા સાંઈ. ૬
અપને અપને સાંઈકો બખાનો,
નામ જુદા પિયા એક હી જાનો.
હિન્દુ મુસલમા તુમ દેખો બિચારી,
મેરે સાહિબકો બંદગી પિયારી. ૭
નેકી બંદગીમેં સદા દિલ દીજે,
કુફ્કી રાહસે કાયમ બીજે.
બડે શયાને હો મહંમદ શાહી,
પાત્ર પિછાનકે જ્ઞાન કયા હી. ૮

સંત નાયાજીએ સુલતાન મહંમદશાહને સમય જોઈને ઉપદેશની વિમળ વાતો કહી સંભળાવી. ચમત્કાર ત્યાં નમસ્કાર એકવાર સુલતાને પ્રભાવ નિહાળ્યો એટલે દૃઢ થયું કે આ કોઇ મહાન વ્યક્તિ છે. શ્યાના સુલતાને શાન્ત ચિત્તે સંતનો અમીબોધ શ્રવણ કરી લીધો અને પોતે જીવનમાં એ વિમળ માર્ગ વિચરવાની સુમતિયાચતા વિનયથી સંતના કદમોમાં ઝુકી પડયા. સુલતાનનેઆશિષ આપી નાયાજીએ અમદાવાદથી પ્રયાણ કર્યું.

# ૧૯. ખંભાજી જાટ



'निर्मल मन किय सो मोहे पावा,
मोहे छलबल छीद्र न भावा.'
(रामचरितमानस)

ખંભાજીકે હિયરા બસે. ગુરુ નાયાકો ઉપદેશ;
સુમરણમેં સુખ પાઈયા, મિટ ગયે કઠિન કલેશ.

સદ્‌ગુરુ–સંત નાયાજીનો સમાગમ થયો. સંત પુરુષના ઉપદેશથી ખંભાજી સાચે જ સુજ્ઞ બની ગયા. એમના હૃદયમાંથી કલેશ મટી ગયો. તે દિવસથી તેઓ બધી જ ઉપાધિ ત્યજી કેવળ એક ઇશ્વરના નામમાં લાગી ગયા.[1]

પાલણપુરના નવાબ ઉસ્માનખાને જાટ લોકોને જેર કરવા માટે તેમના પરિવારને ગિરફતાર કર્યો અને આવેશમાં ન કરવાનું કરી બેઠા. નવાબના દિલમાં એક પ્રકારનો શેતાન પ્રવેશ્યો. હતો એને લીધે તેઓ ભાન ભૂલ્યા અને આવેશમાં જાટના એ

૧-પૃષ્ટ (૬૧) ઉપર ૭માં પ્રકરણ 'ગુજરાત યાત્રા' માં ખંભાજીના ચરિત્રનો ઉલ્લેખ કરાયેલો છે.

સુકોમળ બાળકોને 'સાપની ઔલાદ' કહી સૌને કતલ કરી નાંખવાનો હુકમ કર્યો.

ઉસ્માનખાનકો કયા કિયા દિખે ન સાર અસાર;
ખંભાજીકે પરિવારકો, પહુંચા દિયે યમદ્વાર.
ખંભા દિલ ઘાયલ હુવે, દિલમેં કિયે બિચાર;
ઉસ્માનખાન નવાબકો, પહુંચાવ હું ઉસપાર.

જ્યાં જાટનો નિવાસ હોય ત્યાં નવાબના સિપાહીઓ ત્રાડકતા અને તેમના બાળબચ્ચાંને ઊઠાવી જતા. તપાસ કરતા તેઓ ખંભાજીના નિવાસે આવ્યા. નાનાં બાળકો રમી રહ્યાં હતાં. અને ભગત ખંભાજી શાન્ત ચિત્તે ઈશ્વરના ધ્યાનમાં બેઠા હતા. તે સમયે નવાબના સિપાહીઓએ તેમના બાળકોને ગ્રહી લીધા અને અશ્વે ચડી ત્વરાથી ભાગી ગયા.

ત્યાર પછી ખંભાજીએ દરબારમાં જઈ તપાસ કરી ત્યારે ખબર પડી કે અન્ય જાટનાં બાળકો સાથે પોતાનાં બાળકોને પણ નવાબે સાફ કરી નંખાવ્યા છે. તે સમય જાટના હૃદય સૂતેલા શૌર્ય અને શૂરાતન જાગી ઊઠયા. કોઈપણ પ્રકારે નવાબ ઉસ્માનખાનનો નેસ્તો નાબૂદ કરવાના એના હૃદયમાં વિચાર ઘોળાવા લાગ્યા. એનું હૃદય હાથ રહ્યું નહિ. તે રોતાં હૃદયે ઘેર આવ્યો. પરંતુ ઘર પણ ખાવા ધાઈ રહ્યું હતું. એક સમયે કિલ્લોલ કરતું ઘર આજે સ્મશાન જેવું લાગતું હતું. ખંભાજીને લગારે ચેન પડયું નહિ. શું કરવું ? કયાં જવું ! એના હૃદયની વ્યથા દારૂણ બની રહી. ભાગ્ય યોગે અચાનક સદ્‌વિચાર જાગ્યો. અને તેમનું હૃદય સદ્‌ગુરુના ચરણમાં દોડી જવા વ્યાકુળ બન્યું.

ત્વરાથી માર્ગ કાપતા તેઓ કુકસના સંતગ્રામમાં આવી

પહોંચ્યાં. સંત નાયાજીના ચરણમાં વંદન કરતા અધીર બની બાળકની જેમ ધ્રુસકાં ખાઈ રહ્યા.

બિકલ હુઈકે ધાઈયા, કુકસ ગુરુકે ધામ;
નાયાજીકે ચરણમેં, સહજ પાયા વિશ્રામ.
કૃપા કરો ગુરુદેવજી, જગી વૈરકી આગ;
કબહી મારૈ નવાબકો, ખોજતહૂ યહી લાગ.

'ખંભાજી ! તમને શું થઈ ગયું છે ? આવા ધીર અને વીર પુરુષ થઈ તમે આમ બાળકની જેમ શા માટે રૂદન કરી રહ્યા છો ?

'બાબા ! મારું દિલ ઘાયલ થઈ ગયું છે. નવાબ ઉસ્માન-ખાને જાટનાં તમામ બાળકોને કતલ કરી નાંખ્યાં તેની સાથે મારા પરિવારનો પણ નાશ કર્યો. ગુરુદેવ ! મારા હૃદયમાં વૈરાગ્નિ પ્રજવળી રહ્યો છે. કોઈપણ પ્રકાર મારે એ ઉસમાન-ખાનનો જાન લેવો છે. એને માટે લાંગ શોધી રહ્યો છું.' બાબા ! મારું એ કાર્ય સિદ્ધ થશે કે નહિ !'

ખંભા ઐસા ના બનો, બૂરાસે બૂરા હોઈ;
તું કયા કર શકે માનવી, હરિ કરે શો હોઈ.
જિસને તુજકો કાંટા છુવે, તું ઉસકો દે ફૂલ;
ફૂલ સોહી ફૂલ બની રહે, કાંટા બનેગી શૂલ.

'ખંભાજી ! તમારા દિલમાં જે વૈરાગ્નિ જાગ્યો છે. એ આગમાં તમે અન્યને તો પછી બાળી શકશો. પરંતુ અત્યારે તો તમે પોતે જ એમાં પ્રજ્વળી રહ્યા છો. સાચી વાત તો એ છે કે વેરથી કાંઈ વેર શમતું નથી તેમ દિલમાં સાચી શાન્તિ પ્રાપ્ત થતી નથી. તમે કોઈનું બૂરું કરવા ચાહો તો તમારું પોતાનું જ બૂરું થશે. કોઈએ તમારું અહિત કર્યું એનો બદલો લેવાનો

વિચાર દિલમાંથી સમૂળો દૂર કરો અને શાન્ત થઈ જાવો. મનની બધી જલન-ચિંતા ઈશ્વરને સોંપી દો. જે કાંઈ કરવાનું છે તે એજ સર્વેશ્વર કરી શકશે. તમારાથી કાંઈ જ થવાનું નથી. કોઈ તમને કાંટો ભોંકે એને તમે ફૂલ આપો. જે કાંટો છે એ કાંટો જ બની રહેશે અને ફૂલ છે તે ફૂલ જ રહેશે !'

અંભા દિલ બિચારીયે, સદ્ગુરુકે બેન;
છીનમેં તોહે પાયગે, હિયરામેં સુખચેન.
બાબા મોરે હ્રદયમેં. અબતો આ ગઈ શુધ;
સદ્ગુરુકે પ્રતાપસે, બેરહી પાયાં બુધ.

'અંભાજી ! સદ્ગુરુના શબ્દોનો વિચાર કરો. એનાથી ઘડીભરમાં તમારા હ્રદયમાં શાન્તિ પ્રાપ્ત થશે !' સદ્ગુરુના શબ્દોથી અંભાજી બિલકુલ શાન્ત થઈ ગયા. અને એ જ ક્ષણે એમના હ્રદયમાં સાચી શાન્તિ વ્યાપી ગઈ. એટલે તેઓ વિનયથી બોલી ઊઠયા :

'બાબા ! હવે તો મારી શુધ ઠેકાણે આવી ગઈ છે. આપની કૃપાથી મારી બુદ્ધિમાં બિલકુલ પરિવર્તન થઈ ગયું છે. હવે મારા હ્રદયમાં એ વેરવૃત્તિ રહી નથી. માટે મને સાચો માર્ગ બતાવો !'

અંભા સબ કુછ ભૂલકે, સાંઈકો નામ સંભાર;
સોહી સમર્થકી ઓટસે, હિયરા હોત ઉજીયાર
સુમિરનસે સુખ પાયગે. મિટે કઠિન કલેશ;
અંભા તોહે દિખાયગે, સોહી સાંયાકો દેશ.

'અંભાજી ! જે કાંઈ બની ગયું તે બધું જ ભૂલી જાઓ. અને ઇશ્વરના નામમાં લાગી જાઓ. એ સમર્થ શ્રી હરિની કૃપાથી તમારા અંતરમાં અજવાળું થઈ જશે એટલું જ નહિ

પરંતુ બધા જ પ્રકારના કલેશ અને દુઃખો દૂર થઈ જશે. ત્યારે ખંભાજી તમને એવું લાગશે કે સાંચાજી-ઈશ્વરની સૃષ્ટિ તે આ જ છે !'

સદ્દગુરુના ચરણમાં આવતા ખંભાજી સાચે જ શાન્ત થઈ ગયા. વિનયથી શિર નમાવી વિદાય માંગતા પ્રયાણ કરી પાલણપુરમાં આવ્યા. જાણે કાંઈ જ બન્યું નહિ હોય તેમ તેઓ બિલકુલ શાન્ત થઈ જીવન જીવી રહ્યા. ઘરની બૈરી તો ક્યારની પરલોક સિધાવી ગઇ હતી. બાળકો હતાં તે પણ નવાબે ઈશ્વરના દરબારમાં મોકલી દીધાં. એટલે હવે તેઓ બધી જ ઉપાધિમાંથી મુક્ત થઈ ગયા ભકતરાજ નરસિંહ મહેતાની જેમ. 'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ' ખંભાજી બધી જંજાળથી અલિપ્ત થઈ ગયા હતા એટલે તેમનું હૃદય વિરકત બની ગયું હતું. એને લીધે તેઓ ઘરનો ત્યાગ કરી બનાસકાંઠા ઉપર જઈ એક કુટિર બનાવી ત્યાં નિવાસ કરી હરિસ્મરણમાં દિવસો વ્યતીત કરવા લાગ્યા.

સાંચાસે લગની લગી, પાયા પરમ સુખચેન;
ખંભા હરિકા હોય કે, ભૂલ ગયે દિન રેન.
ધ્યાની બૈઠે ધ્યાનમેં, યહ જગ દિયે બિસરાય;
ખંભાજીકો હરિ બીના, આન નહિ દરશાય.

યોગી મુનિની જેમ ખંભાજી એવી અનન્ય પ્રેમ લગનીમાં એકાગ્ર બની ગયા કે તેમને સમયનું લગારે ભાન રહ્યું નહિ. દિવસ કયારે ઉદય થતો અને અસ્ત થઈ જતો એની તેમને ખબર પડતી નહિ. એટલું જ નહિ પણ તેઓ દુનિયાને પણ ભૂલી ગયા હતા. બધું જ ભૂલી કેવળ એક પરમાનંદ પ્રભુમાં લયલીન બની ગયા હતા.

એક તરફ ખંભાજી આવી મસ્ત દશાએ પહોંચી ગયા હતા, ત્યારે જેણે તેમના સર્વસ્વનો નાશ કર્યો હતો. એ નવાબ ઉસ્માનખાન અધોગતિની દારૂણ ગર્તામાં ડૂબી ગયા હતા. જાટના સુકોમળ બાળકોની હત્યા કરાવી, અને સંત નાયાજીએ શ્રાપ આપ્યો તે દિવસથી એના હૃદયની શાન્તિ હણાઇ ગઈ. નવાબ સદા બેચેન રહેવા લાગ્યો.

કાળ નિર્ગમન થઈ ગયો. પરંતુ એના ભવનમાં કોઈ પણ પ્રકારની સંતતિ થઈ નહિ. દિલ લાચાર થઈ ગયું. તે સમયે કોઈ સુજ્ઞ કર્મચારીએ વિનયથી કહ્યું : 'હજૂર! તે દિવસે હિદવા વલીએ જે કાંઈ કહ્યું હતું તે બિલકુલ સત્ય નીવડયું. હવે તો તમે એ પીર મર્દ પાસે જઇને ગુનાની માફી માંગો તો કાંઈક રાહત મળે. એ સિવાય હવે તો બીજો કોઈ ઉપાય નથી!' નવાબને એ શિખામણ બિલકુલ સત્ય લાગી, કેમકે પોતે બધા જ ઈલાજ કરી લીધા હતા. ભલભલા હકીમો અને વૈદોની દવા કરી. મોલવી અને ફકીરોની દુવા પ્રાપ્ત કરી પરંતુ હિદવા ફકીરની બદદુવા ફેરવી શકવા કોઈપણ શકિતમાન થયું નહિ, એટલે તેઓ અશ્વે ચઢી પાલણપુરથી કુકસના સંત ધામમાં આવ્યા.

સંત નાયાજી પોતાના આસન ઉપર ધ્યાનમગ્ન બની બેઠા હતા. દીનતાથી તેમના ચરણમાં શિર ઝૂકાવી નવાબ ઉસ્માનખાન શાન્તિથી ત્યાં બેસી ગયા. ઘડી પછી સંતે આંખો ખોલી એટલે પ્રણામ કરતા નવાબે દીનતાથી વાચા ખોલી :

'બાબા! જીવનમાં મેં બહુ મોટી ભૂલ કરી. તે દિવસે મેં જાટના બાળકોનો સંહાર કર્યો. અને આપે મને જે બદદુવા આપી, એનાથી અદ્યાપિપર્યંત મને કોઈપણ પ્રકારની ઔલાદ

થઈ નથી. બાબા ! મને માફ કરો !' કહેતા નવાબ ગળગળા થઈ ગયા.

તા દિન મેરી કસૂર હુઈ સાંઇ, મોહે મ ફ કરહુ પીરાઇ. ટેક
જાટસે વેર ઔલાદ કતાઇ, નેક દયા તેરે દિલમેં ન આઈ;
તા દિન મેરા બડે કશુરા, માફ કરોરી હિંદવા પીરા. ૧
પછતાવા અબ હોત હે સાંઇ, બિગરી કૈસે આન બનાઇ;
મોપે રહમ કરહુ પીરાઇ, ઔલાદ મોહે અજહુ ન પાઈ. ૨
ઔરનકા જેહી પૂત્તકો મારે, તાહિકો પૂત્ત કયોં હોવનહારે;
જૈસા કરે વૈસા હી પાવે, યહતો જહાંકા રવૈયા કહાવે. ૩
ઉસ્માનખાં તેરા કર્મહે બૂરા, કહોરી કયા કરે સાહિબ નૂરા;
સાંઈસે અબ કછુ ન હોવે, નવાબ કયોં નૈનાભર રોવે. ૪

'ઉસ્માનખાન ! આજે તમે ફરિયાદ કરવા આવ્યા છો. પરંતુ બૂરા કામ કરતા લગારે વિચાર કર્યો નહિ. ખુદાનો દિલમાં જરા પણ ડર નહિ, રાખ્યો અને આજે સાંઈની પાસે દયાની યાચના કરવા આવ્યા, પરંતુ એમાં સાંઇ શું કરી શકે ?

નવાબ ! દુનિયાનો એક બહુ જ પુરાણો રિવાજ છે કે 'કરે તેવું પામે.' તમારાં કરેલાં કર્મ તમારે જ ભોગવવાં જોઇએ. જે માણસ અન્યના દીકરાઓની કતલ કરી નાંખે, એને દીકરા થાય જ કેમ ? કિરતાર પણ એ નિયમનું ઉલ્લંઘન કરી શકે નહિ. ઉસ્માનખાન ! તમારા કર્મ અત્યંત બૂરા છે, એમાં હવે ખુદા પણ શું કરી શકે ? જ્યારે એ સમર્થ સાહેબે હાથ ઘસી નાંખ્યા ત્યારે મારા જેવા હિન્દુ ફકીરથી તે શું થઈ શકે ? નવાબ ! હવે તો તમારે કરેલાં કર્મ ઉપર આંખો ભરીને અશ્રુ વહાવવા પડશે !' સંતના એ શબ્દો શ્રવણ કરતા નવાબ સાચે જ બોર બોર જેવા અશ્રુ વહાવી રહ્યા.

જ્યારે આવા મોટા સંતપુરુષ હાથ ઘસી નાંખે ત્યારે પોતે અન્યકોના સહારે જઇ દયાની યાચના કરશે ? નવાબને સદ્બુદ્ધિ પ્રાપ્ત થઈ એટલે તેઓ દીનતાથી બોલી ઊઠયા.

'હજુર ! બનવાકાળ બની ગયું. મારાં હૃદયમાં અપાર પસ્તાવો થાય છે. પરંતુ હવે હું શું કરું ? બાબા ! મેં બહુ જ ભયાનક ભૂલ કરી છે. આપ જેવા રહમે સમંદર સાંઈ એ સુધારી નહિ શકે તો હું અન્ય કોની પાસે જઈ મારાં કરેલાં કર્મની કહાણી કહી સંભળાવું !'

ફિરભી રાહ દિખાવહુનેકા, બનાસકે તીર સાધહી એકા;
તાહિકે કદમોમેં જાય ઝૂકૈયા, માંગહુ જો કુછ દેવે સૈયા. ૫
ઉસ્માનખાન ચલે શિર ઝૂકાઈ, બનાસકે તીર પહૂંચે આઈ;
કુટિયામેં સોહી સાધ દિખૈયા, નવાબ દીનહુઇ ચરણાં ઝુકૈયા. ૬
મંગન આયકે ઠાઢે દુવારા, મોહે ઔલાદ દિયો પિવ પ્યારા;
નૈના ખોલકે સાધને દેખા, બરખા નૈન નવાબકો પેખા. ૭

નવાબ ઉસ્માનખાનની દીનવાણી શ્રવણ કરતા સંત નાયાજીનું દિલ દ્રવી ગયું. સત્તાના મદમાં અંધ બની નવાબે ન કરવાનું કરી નાંખ્યું અને તે સમયે પોતે હાજર હોવાથી શ્રાપ દેવાઈ ગયો. પરંતુ હવે એનો અનુગ્રહ પણ કરવો જોઇએ. એવા આશયથી સંતે ધીમેથી વાચા ખોલી.

'નવાબ ! મારી પાસે તો કોઈ ઉપાય નથી. છતાં તને સાચો માર્ગ બતાવું છું. બનાસનદીના કિનારે એક નાનીશી કુટિરમાં સાધુપુરુષ ધ્યાનમગ્ન બની રહે છે. એ મહાપુરુષના ચરણમાં જઈ તારે જે કાંઈ કહેવું હોય તે દિલ ખોલીને કહી દેજે. એ દયાળુ સંત તને જરૂર કાંઈક આપશે !' સંત નાયાજીએ એને અગમ્ય રાહ બતાવ્યો. તે શ્રવણ કરતા વિનયથી શિર ઝુકાવી નવાબ ઊભા થયા. અને પોતાના અશ્વ પર ચઢી

પાલણપુર આવ્યા. એમનું હૃદય બેચેન બની ગયું હતું એટલે તેઓ તરત જ બનાસકાંઠા ઉપર પહોંચી ગયા એક સાધુપુરુષ કુટિરમાં ધ્યાનમાં બેઠા હતા. તેમના ચરણમાં ઝૂકીને નવાબ ત્યાં બેસી ગયા. સંતપુરુષ સજાગ બન્યા એટલે ત્વરાથી ઊભા થઈ નવાબે તેમના ચરણ ગ્રહી લીધા. અને અશ્રુનયને વાચા ખોલી :

'હે સાંચા ! આપના દ્વાર ઉપર આજે હું માંગણ-ભિખારી બનીને આવ્યો છું. ભિખ માંગી રહ્યો છું. મને ઔલાદ નથી માટે ઔલાદ આપો !' આમ કહેતાં નવાબનું હૈયું હાથ રહ્યું નહિ તેઓ નિરાધાર બાળકની જેમ ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યા. આગંતુકની એ દશા જોતાં ધ્યાની પુરુષ સ્વસ્થ થયા અને બારીકાઈથી દષ્ટિ કરી, ભારે આશ્ચર્ય થયું. પાલણપુરના નવાબ ઉસ્માનખાન એમના ચરણમાં બેસી આંસુ વહાવી રહ્યા હતા.

એક સમય એવો હતો કે એ જ નવાબે પોતાના સુકોમળ બાળકોની કતલ કરાવી નાંખી હતી. એ જ નવાબ આજે ઔલાદ-દીકરા માગવા આવ્યો હતો. સમદર્શી સંતના હૃદયમાં કાંઈ જ ન હતું. તેમ નવાબ પ્રત્યે દ્વેષભાવ ન હતો. આજે તો તેમના હૃદયમાં એ નવાબ પોતાના સ્વજનથી પણ અધિક પ્રિય લાગતા હતા. એ ઉસ્માનખાનને આંસુ વહાવતા જોતાં સંતનું હૃદય કાંપી ઊઠયું. કોઈપણ પ્રકારે નવાબનું દુઃખ દૂર કરવા સંતે લગાર આંખો બંધ કરી અને સ્વસ્થ થઈ વાચા ખોલી;

'ઉસ્માનખાન ! મેં બરાબર ખાત્રી કરી લીધી તમારા માટે તો માલિકના ઘરમાં પણ દીકરા નથી. છતાં તમે મારા જેવા ફકીરની કુટિર ઉપર યાચક બનીને માગવા આવ્યા છો, અને જો ખાલી હાથે જવા દઉં તો મારો આતિથ્ય ધર્મ લજવાય ! કાંઈક આપવું તો જોઈએ. પરંતુ તમારા

નસીબમાં દીકરા નથી. તેમ માલિક પણ તમને દીકરા આપવા તૈયાર નથી. છતાં હું દીનતાથી મારા માલિકની યાચના કરતા કહું છું કે 'હે ઈશ્વર ! ભલે તમે આ સમયે કાંઈ જ નહિ આપી શકો પરંતુ મારી આપનાં ચરણોમાં પ્રાર્થના છે. પ્રભુ ! આ સમયે નવાબને દીકરા નહિ આપો તો ભલે. એક પુત્રી તો જરૂર આપો !' નાથ ! સાધુના બિરદની લાજ તમારે હાથ છે !' કહેતાં સંત બિલકુલ અવાક બની ગયા. એમના નેત્રો-માંથી જળધારા વહન થઈ રહી હતી

કૈસી કરુણા લિખે કિરતારા મંગન આયે આજ દ્વાર હમારા;
લડકા તિહારે ભાગમેં નાહિ, ઉસ્માનખાં તોહે સચ કહાહી. ૮
ફિરભી કાહેકો નૈના રોવે, કહહું તોરે એક લડકી હોવે;
સાંઈ મોપે રહમ કરૈયા. વંઝાકે ઘર પલના ઝૂલૈયા. ૯
ચરણગ્રહી રોયે નવાબા, દુનિયા દિખે યેહી અચરજ ખ્વાબા;
સંત બચનસે સબકુછ હોવે, સોહી સંતકો નાયા શિર ઝુકાવે. ૧૦

નવાબ ઉસ્માનખાને જોયું તો સંતના નેત્રોમાંથી જળ-ધારા વહી રહી હતી. એટલે તેમનું દિલ વ્યાકુળ બની ગયું. ત્વરાથી સંતના ચરણ ગ્રહી લેતા, 'બાબા ! બાબા ! તમે આંસુ શામાટે વહાવો છો ?' કહેતા નવાબે સંતને હચમચાવી મૂક્યા. શાન્ત થઈ સંતે જવાબ આપ્યો.

'ઉસ્માનખાન ! મારા સ્વામીએ મારી દીનયાચના સ્વીકારી લીધી. એ દયાનિધિની કરુણા જોતાં પ્રેમાશ્રુ વહન થઈ રહ્યાં છે. નવાબ ! તમને જરૂર એક પુત્રી થશે. અને તમારું વાંઝ્યા મ્હેણું દૂર થશે !' કહેતા સંત અવાક બની ગયા. નવાબના હૃદયની પણ એ જ દશા હતી. સંતના ચરણો ગ્રહી તેઓ અવાક બની કિંકરની જેમ આંસુ વહાવી રહ્યા. તે દિવસે

લોકોએ એક અજબ આશ્ચર્ય નિહાળ્યું. પાલણપુરના નવાબ એક સાધુ પુરુષના ચરણ ગ્રહીને આંખો ભરીને આંસુ વહાવી રહ્યા હતા. અને તે પણ એક હિન્દુ ફકીરની કુટિરમાં બેસીને! સંતના ચરણમાં બેસીને સર્વ કાંઈ પ્રાપ્ત કરી શકાય છે. તેમ ઉસ્માનખાન મહાપુરુષના ચરણમાં બેસી ઔલાદ પ્રાપ્ત કરી વિનયથી ઝૂકીને નવાબ વિદાય થયા.

સંત પુરુષના શબ્દો કદી મિથ્યા નહિ થાય. તેમ સંત ખંભાજીએ ભાખેલા શબ્દો ગજદંતની જેમ સત્ય નિવડયા. નવાબ ઉસ્માનખાનના મ્હાલયમાં એક પુત્રીનો જન્મ થયો. કાળના વાહન સાથે નવાબની એ દુહિતા યુવાન બની. ઇતિહાસમાંથી આ પ્રમાણે નોંધ પ્રાપ્ત થાય છે :–'ઉસ્માનખાનને ઔલાદ નહોતી, માટે પોતાની બેટીની શાદી પોતાના ભાઈ સલારખાનજીના બેટા મલેક બુઢણખાનજી સાથે કરી તેમને ગોદમાં લીધા. ઈ. સ. ૧૪૮૩મા ઉસ્માનખાનજીના મરણ પછી બુઢણખાનજી પાલણપુરના નવાબ થયા.'





# ૨૦. કસોટીની એરણ પર

तुं पारख कैसे बने, पहिले आपको पेख;
आपही आपको पेखके, फिर औरनको देख.
फिर औरनको देख, पारख सोही मुरसद पीरा;
बडे पारख किरतार, कयामत होंगे हजूरा.
कहत दीनदरवेश, पारख तूं कहांसे आया;
अय नादान अबूझ, आप तोहे न पिछनाया.
(सांई दीनदरवेश)

દોરંગી દુનિયા દિખે, સાધુજનકો સતાય;
સાચેકો આદર નહિ, જૂઠેકો યશ પાય. ૧
સાચે નરસે જગ રૂઠે, યહી તો જગકી રીત;
જાકો સાચ હિરદે બસે, તાકો હુઈ પરતીત. ૨

સાચા સાધુજનોને સતાવવ માં દોરંગી દુનિયાના માન-વીઓએ એક પ્રકારની મોજ માની લીધી છે. જુઠાને માન મળે અને સાચાનો અનાદર થાય. પરંતુ જેના હૃદયમાં સત્યને સ્થાન છે એવા પુરુષો સાચાને પિછાણી શકે !

સંત નાય.જી વિષે પણ એવું જ બ-નું. સુલતાન મહંમદ

બેગડાએ તેમની પરીક્ષા કરી—ત્યાર પછી તો તેમનો મહિમા જનતામાં ખૂબ ગવાયો. સમયના વહેણ બદલાયા એટલે માનવીના મન પણ બદલાયા.

## ૧. મુજફ્ફરશાહ

સુલતાન મહંમદ બેગડો ચોપન વર્ષ અને એક માસ રાજ્ય કરી મરણ પામ્યા. તેમના પછી તેમનો પુત્ર મુઝફ્ફરશાહ બીજો ગુજરાતનો સુલતાન થયો. (ઈ. સ. ૧૫૧૧) સંત નાયાજીની ખ્યાતિથી જેઓના હૃદયમાં એક પ્રકારની આગ પ્રજ્વળી રહી હતી. એવા દ્વેષીઓએ સુલતાન આગળ જઈ ફરિયાદ કરી. નાયાજી વિરૂદ્ધમાં બ્યાન કર્યું.

હિંદવા ફકીર એક દેખીયા, નાયા વાકો નામ;
શાહી તાકી શુધ લિયો, દીનકો કરે બદનામ. ૩
પીર ફકીરકી આનકો, હિંદવા કૈસે ચલાય;
બડી કરામત દીનકી, હિંદવા કોન બલાય. ૪

'હજુર ! નાયાજી નામનો એક હિન્દુ ફકીર દીનને વગોવી રહ્યો છે. આપણા જે પીર અને વલીઓ કરામત દેખાડતા હતા એ કરામત દીનના બંદાઓને બક્ષીસ મળેલી છે. ત્યારે એક હિન્દુ તે કોન બલા છે કે તે કરામત બતાવી શકે ? કોઈપણ પ્રકારે એ હિન્દુ ફકીરની શાન ઠેકાણે લાવવા માટે હજુરના કદમોમાં અરજી પેશ કરીયે છીએ ! એકની એક વાત જ્યારે સાંભળવામાં આવે ત્યારે દેખીતી રીતે કંટાળો આવે, એ જ પ્રમાણે સુલતાન મુજફ્ફરશાહ પાસે નાયાજી વિષે ઘણીવાર ફરિયાદો આવી એટલે તેમનું મન નારાજ થયું. એ નાયાજી કોણ છે ? એને પકડી લાવીને હાજર કરો !' શાહે

હુકમ કર્યો. એટલે સિપાહીઓ નાયાજીને પકડી લાવ્યા. એણે જોતાં જ આવેશમાં ભાન ભૂલેલા સુલતાને કેદ કરવાનો હુકમ કર્યો.

કારાગ્રહમેં કેદ કિયે નાયાકો, કોપેરી મુજફ્ફરશાહ ખુંખાર;
એક માસ બારા દિન બીતે, આયકે કિન્હે જુહાર.
સચ્ચે વલી હો હિંદવા પીર નાયાજી, ચુગલખોર મોમીન કરવાયે કહાર;
પતશાહકો ભરમાય દિયે, હમતાથે ભૂલે ગવાર.

સંત નાયાજી કાળ કોટડીમાં પૂરાયા. મહાપુરુષને મન તો એ અંધારી ઓરડી પણ આનંદમય બની રહી. શાન્ત ચિત્તે મહિનો અને બાર દિવસ વીતી ગયા પછી સુલતાન મુજફ્ફરશાહને સજાયું અને ત્વરાથી જેલના દરવાજે આવ્યા અને કોટડીના દ્વાર ખોલી સંત નાયાજીના કદમોમાં ઝૂકી પડયા. અને પોતાના અપરાધની ક્ષમા યાચતા વિનયથી વાચા ખોલી :

'બાબા ! આપ તો ખરેખર સાચા વલી છે. લોકો તમને હિંદવા પીર કહી બિરદાવે છે તે બિલકુલ સાચું છે. આપના એ પ્રભાવથી હમો તો અજાણ હતા. સાથે ચુગલખોરે ખોટી ફરિયાદ કરી અને શાહને ભરમાવી દીધા એને લીધે આપના ઉપર નાહક જુલમ થયો. રહમ કરી મને માફ કરો !' કહેતા સુલતાને દીનતાથી માફી માગી. મહાપુરુષના હૃદયમાં તો સદાને માટે ક્ષમા જ હોય છે કોઈના પ્રત્યે તેમના હૃદયમાં લગારે રાગદ્વેષ હોતા નથી. એટલે સંતે વિમળ હૃદયે ક્ષમા આપી ત્યાર પછી તો સુલતાને સંતની શાહી મહાલયમાં પધરામણી કરી.

શાહી મહલકે બીચ કિયે સન્માને;
ઝૂકે મુઝફ્ફરશાહ, મલિકા ગુણવાને.
સાહિબકે હો લાલ, જલ્વા બખાને;
બડે અમીર ઉમરાવ, ઝૂકે દિલજાને.
જન્મ ક પાપ કટેરી અનેક. ૩

શાહી મહાલયમાં સંતનું સ્વાગત કર્યું. તે સમયે જનાનખાનાની બેગમો પણ સંતના કદમોમાં ઝુકીને ભાગ્યશાળી બની. એ જ રીતે મોટા મોટા અમીર ઉમરાવો પણ સંતના ચરણોંમાં વંદના કરી સુભાગી થયા. પાદશાહને શુભાશિષ આપી સંતે પોતાના કુકસ ગામ તરફ પ્રયાણ કર્યું.

## ૨. બહાદુરશાહ

સુલતાન મુઝફ્ફરશાહ ચૌદ વર્ષ અને નવ મહિના રાજ્ય કરી ઇ. સ. ૧૫૧૫ માં મરણ પામ્યા તેમના પછી સિકંદરશાહ કેવળ એક મહિનો અને સોળ દિવસ રાજ્ય કરી કાળને આધીન થયા. ત્યાર પછી એના ભાઇ બહાદુરશાહ અમદાવાદના સુલતાન થયા. એ બહાદુરશાહના સમયમાં પણ સંત નાયાજીને કસોટીએ ચડવું પડ્યું.

લોકોમાં કહેવત છે કે 'રાજા વાજા અને વાંદરા કાચા કાનના સુલતાનને ભંભેરવામાં આવ્યા એટલે કુકસના સંત ધામમાંથી સંત નાયાજીને પકડી મંગાવ્યા અને શિક્ષા કરવાનો હુકમ કર્યો.

બહાદુરશાહકો બહુરી સિતમ ગુજરે, સિપૈયા ફટકાવે દયા હીન;
તા દિન ફટકા લગે શાહકો, જગે પીર હુવે દીન.
હિંદવાકો મત માર મારો સિપૈયા, મેરા બદન હો ગયેરી છીન.
મુક્ત કિયેકે ઝુકે નાયાકો, સ્વસ્થ હો ગયે પ્રબીન.

સિપાહીઓ જોરથી સંત નાયાજીને ફટકાવતા હતા. નિર્દોષ સંતપુરુષ મૌનમુખે એ નિર્દય માર સહન કરી રહ્યા હતા. તેમ તેમ આવેશમાં સિપાહીઓ જોરથી ફટકા મારી રહ્યા હતા, આસન ઉપર બેસી સુલતાન બહાદુરશાહ શાન્ત ચિત્તે મહાપુરુષને થતી એ સજા નિહાળી રહ્યા હતા. એમના હૃદયમાં આનંદ થતો હતો. પરંતુ થોડીવારમાં તેઓ ચિત્કાર કરી ઊઠયા. સિપાહીઓ! મત મારો! મત મારો! બંધ કરો. એ સાધુને માર મારવાનું બંધ કરો!' આરું શરીર બેહાલ બની ગયું. તમે સાધુના શરીર ઉપર ફટકો મારો છો એના ઝેલા મારા અંગ ઉપર ઊઠે છે. મારા બદનની દશા તો નિહાળો!' આમ કહેતા બહાદુરશાહ બેહાલ બની ગયા.

સિપાહીઓએ બાદશાહના શરીરની દશા જોઈ, નાયાજીના શરીર ઉપર જે ફટકા પડયા હતા તેની તમામ નિશાની બાદશાહના બદન ઉપર ઉપસી આવી હતી. 'ભય વિનાની પ્રીત નહિ' બહાદુરશાહે દીનતાથી સંતની ક્ષમા માગતા નાયાજીના કદમોમાં ઝૂકી પડયા. સંતે સમદૃષ્ટિ કરી એટલે સુલતાનના શરીરની તમામ વેદના શાન્ત થઈ ગઈ. સંતને મુકત કર્યા એટલે તેઓ વિદાય થયા.

## ૩. મહંમદશાહ

સુલતાન બહાદુરશાહ અગિયાર વર્ષ અને ત્રણ મહિના રાજ્ય કરી વિરામ પામ્યા. તેમના પછી મહંમદશાહ ત્રીજો (ઈ. સ. ૧૫૩૬) અમદાવાદનો સુલતાન થયો. સોનાને જેમ કસે તેમ ઉજ્વળ બને. તેમ સાચા સંતોને કસોટી પર ચઢાવવામાં આવે ત્યારે જ તેમના અસલ સ્વરૂપના દર્શન થાય.

સંત નાયાજી એ જ રીતે કસોટીના એરણ ઉપર ચઢી રહ્યા હતા.

શ્યાના મહંમદશાહકો, મોમીન દિયે ભરમાય;
કુકસધામકો સિપૈયા, જાકે તારાજ કરાય.
પતશાહ સાધકો કયા કરે. જાકો રાખે સાંઈ;
પેખો સોહી કિરતારકો, બિગરી બેર બનાઈ.

સંત નાયાજીના અવગુણ-દોષોની રજૂઆત કરતાં વિરોધીઓએ સુલતાન મહંમદશાહને એવી રીતે ઉશ્કેરી મૂકયા કે તેમનો ક્રોધ હાથ રહ્યો નહિ. રોષે ભરાયલા સુલતાને હુકમ કર્યો કે અત્યારે જ કૂચ કરો અને કુકસમાં જઇને નાયાજીના ધામનો નાશ કરી નાંખો ' શાહી આજ્ઞાને સ્વાધીન થઈ સિપાહીઓએ ત્વરાથી પ્રયાણ કર્યું.

કુકસના સંતધામને તારાજ કરવા આવેલી શાહી ફોજ કુકસ ગામમાં આવતાં જ એવી રીતે બિમાર થઈ ગઈ કે તમામ સિપાહીઓ બિછાનાવશ થઈ ગયા. બધા જ સિપાહીઓ પથારીવશ થઇ સૂઈ ગયા. નાયાજીના ધામને તોડવાની વાત બાજુએ રહી પણ શાહીફોજની સારવાર કોણ કરે ? જેઓ સંતના ધામને તોડવા આવ્યા હતા તેઓ બેહાલ બની બિછાનામાં પડયા. જેઓમાં લગાર હામ હતી એવા સ્વાર અમદાવાદ પહોંચ્યા અને સુલતાનને હકીકતથી વાકેફ કર્યા, આશ્ચર્યચકિત થઈ સુલતાન મહંમદશાહ કુકસમાં આવી પહોંચ્યા. જોયું તો શાહીફોજ પથારીમાં સૂતી હતી. એ દિલદ્રાવક દૃશ્ય જોતાં જ સુલતાનની આંખો ખૂલી ગઈ. મહંમદ-શાહને સત્ય સમજાયું.

મહંમદશાહકી મતિ ગયેરી બિલાઈ;
કુકસધામકો નાશ, હુકમ સુનાઈ.
શાહીફોજ બેહાલ. સોવે બિછોનાઈ;
દિખે મહંમદશાહ, હે કુછ પીરાઈ.
ઠાઢે રહો હિંદવા ફકીર બિબેક. ૪

અજ્ઞાનનો પડદો ખસી ગયો એટલે સંતના અદ્‌ભૂત પ્રભાવના દર્શન કર્યા. બાદશાહે જોયું કે કાંઈને કાંઈ પીરાઈ તો જરૂર છે. આવા વલીને સતાવવાથી માલિક રાજી નહિ રહે,. દીનતાથી સંત નાયાજીના ધામમાં જઈ સુલતાને પોતાના અપરાધની ક્ષમા માગી. કૃપાનિધાન સંતે એને ક્ષમા આપી. શાહીફોજના તમામ સિપાહીઓ સ્વસ્થ થઈ ગયા. તેઓ પણ દીનતાથી સંતના કદમોમાં ઝુકી પડયા. ફોજ સહિત સુલતાન મહંમદશાહ અમદાવાદના પંથે વિચર્યા.

સાધુ તુજમેં કયા ભરે, દુનિયા તોહે સતાય;
બડો અચરજ સાધુતા, અજહું નાહિ તજાય.

'સાધુ ! તારામાં એવું શું ભરેલું છે કે દુનિયા તને સતાવવામાં કાંઈ જ કસર રાખતી નથી. છતાં ભારે અચરજ થાય છે કે સાધુ, તેં હજુ સુધી તારી સાધુતાનો ત્યાગ કર્યો નથી.'





# ૨૧. સતી ભદ્રાવતી

बानेकी पत साहिबा, तूही बीन राखनहार;
लाज रही पिव आपकी. पतिवृता पगधार.
पतिवृता पगधार, नग्न फिरत जनानी;
सैया गरीबनवाज, रंककी अरजी मानी.
कहेत माधवदास, बिरदावली दानेकी;
तूही हे राखनहार, साहिबा पत बातेकी.
(संत माधवदास)

ઉત્તર ગુજરાતથી એક રાજપૂત કુટુંબે કુકસ ગામમાં આવી નિવાસ કર્યો. તેઓ ચૌહાણવંશી રાજપૂત હતા. માતાપિતાએ ખેતશી નામના પોતાના યુવાન પુત્રના લગ્ન કર્યાં. કુંમ કુંમ પગલાં માંડતી ભદ્રાવતી નામની કુળવધૂ શ્વસુરગૃહે આવી. એ નવયૌવનાનું રૂપ નિહાળતાં ભલભલા મુગ્ધ થઈ જતા. કેટલાક કામી યુવાનો એની સામે મીટ માંડી રહેતા. પરંતુ એ પવિત્ર સન્નારી કદી તેમના સામે દૃષ્ટિ પણ કરતી નહિ

રૂપની સાથે એ સંસ્કાર સંપન્ન હતી સંતના ચરણમાં એનો સાચો અનુરાગ હતો. તે સમયે કુકસનાં સંતધામમાં સંત નાયાજી વિરાજમાન હતા. નિત્ય મંદિરે જઈ એ મહા-

પુરુષનાં ચરણમાં વંદના કરી શિર ઝુકાવતી અને સંતના શુભાશિષ પ્રાપ્ત કરી ભદ્રાવતી પોતાને ઘેર આવતી.

જ્યારથી તે શ્વસુરગૃહે આવી ત્યારથી સંત દર્શનનો નિયમ અટલ બની રહ્યો હતો. સંતના દર્શન કર્યા વિના એના હૃદયને ચેન પડતું નહિ. એક રાજપૂત સન્નારીમાં આવી સંસ્કારની સુવાસ હતી.

રૂપરૂપના અંબાર સમી એ નવયૌવનાનું રૂપ જ એનું દુશ્મન બન્યું. અન્યના હૃદયમાં એની મોહિની મૂરત ખુંપી રહેતી. વિષયલંપટ યુવાનો એને પોતાની બનાવવા ફાંફાં મારતાં. પરંતુ એ સતી સન્નારી કોઇના હાથમાં આવે તેમ ન હતી. એટલે તેઓ નિરાશ થયા. એટલું જ નહિ પરંતુ કોઈપણ પ્રકારે તેને ફજેત કરવાનો દાવ અજમાવવા લાગ્યા.

ખેતશીના પહેલાં તો કોઈ મિત્ર ન હતા, પરંતુ જ્યારથી ભદ્રાવતીનું આગમન થયું. ત્યારથી એવા મતલબી મિત્રો એના ભવને આંટા મારવા લાગ્યા, અને મીઠી મીઠી વાતો કરી એના સ્નેહી બની ગયા. આવા સ્વાર્થી મિત્રોએ કાચા કાનના રજપૂતના કાન ભર્યા. એને અશાન્ત બનાવી મૂકયો.

'ભલા માણસ ! તું તો બિલકુલ ભોળા હૃદયનો છે. પરંતુ તારી પત્ની બહુ ચાલાક અને છળભેદવાળી છે. નિત્ય સવારે દર્શન કરવાને બહાને તે નાયાજી પાસે જાય છે. એ સાધુ પુરુષમાં એનું દિલ લાગ્યું છે. એનાં દર્શન વિના તે બેચેન બની જાય છે. જ્યારે પોતાના મનમાં માનેલા પિવજીને નિહાળે છે ત્યારે જ એના અંતરમાં આનંદ થાય છે. પ્રેમ જાગ્યો હોય ત્યારે દિલની એવી જ દશા થાય છે. ગ્રામજનો ફાટી આંખોએ એના કરતૂત નિહાળી રહ્યા છે. પરંતુ તું એનો ધણી

થઈ કાંઈ જ બોલે નહિ તો અન્યને શી પડી હોય ?' ભૂંડો ભૂંડાઈ નહિ છોડે' તેમ અધમ મિત્રોએ ખેતશીને ખોટી રીતે શંકાશીલ બનાવ્યાં. અંતરમાં વ્યથાની આગ પ્રજ્વળી ઊઠી.

ગ્રામજનોમાં પણ એ ઘાતકીઓએ ભદ્રાવતીના ચારિત્ર્ય વિષે જૂઠો પ્રચાર કર્યો હતો. એટલે તેઓ પણ ખરા ખોટાની પરીક્ષા કર્યા વિના એક અબળા ઉપર રોષે ભરાયા હતા. પોતાના નિયમ પ્રમાણે પ્રાતઃકાળમાં સ્નાનાદિક કર્મથી નિવૃત્ત થઈ પૂજાનો થાળ લઈ ભદ્રાવતીએ સંતના ધામમાં જવા માટે પ્રયાણ કર્યું. તે સમયે હાથમાં નગ્ન તલવાર લઈ ખેતશી એની પાછળ ગયો. ગ્રામજનો પણ હથિયાર લઈ સાથે ગયા.

'પોતાને સાચા કહીને લોકોમાં પૂજાવાનો ડોળ કરે છે. એ નાયો આવી રીતે અન્યની વહુ બેટીને પોતાના ફંદામાં ફસાવી રહ્યો છે આજે એની શાન ઠેકાણે લાવી નાંખીશું !' જેમના અંતરમાં ઉકળાટ મચી રહ્યો હતો એ ગ્રામલોકો જેમ ફાવે તેમ બોલતા હતા. સાચા હૃદયની સતી ભદ્રાવતી તો સીધી સંતધામમાં ગઈ અને સંતનું પૂજન કરી દીનતાથી તેમના ચરણમાં ઝૂકી પડી. એ જ સમયે કાળઝાળ ખેતશીએ પાછળથી નાયાજી ઉપર જોરથી તલવારનો પ્રહાર કર્યો. પરંતુ એ અચૂક નિશાન ખાલી ગયું. સંતના આસન સાથે અથડાઈને એની તલવારના ટુકડા થઈ ગયા

રાજપૂતની પાછળ રૂઠેલા ગ્રામજનો લાઠી ભાલા લઈને નાયાજીને મારવા આવ્યા હતા, તેઓ સંતધામમાં પ્રવેશ્યા. નાયાજીના આસન ઉપર કરાળ કેશરીને બેઠેલો નિહાળ્યો. લોકોને જોતાં એ વનરાજે ભયાનક ગર્જના કરી. એનાથી કાળજાં કાંપી ઊઠયાં અને ભયભીત બનેલા લોકો જીવ લઈને નાશી ગયા.

પોતાની પાછળ આ શું બની રહ્યું છે?' વિમળ હૃદયની ભદ્રાવતી કાંઈ સમજી શકી નહિ. એ પવિત્ર સન્નારી તો અન્યને પણ નિષ્પાપ સમજતી હતી. પરંતુ દુનિયા દોરંગી હતી. પોતાના સ્વામીએ સંતના ઉપર તલવાર ઉગામી. પરંતુ એ મહાપુરુષને કાંઈ જ થયું નહિ. અને તલવાર તૂટી ગઈ. અંતે એને સમજાયું કે 'ભલે ગામ રૂઠે પરંતુ પોતાનો સ્વામી રૂઠી ગયો છે. એટલે હવે જીવનમાંથી સાચી શાન્તિ વિલીન થઈ ગઈ છે.'

સંત ધામમાંથી તે બહાર નીકળી અને ઘર તરફ પાછી ફરી. ઘર આગળ મેદની જમા થઈ હતી. એક ચહુઆણી નારે કુળ લજાવ્યું, કુલટા બની સાધુની સાથે પ્રેમ બાંધ્યો અને પતિને દગો દીધો! લોકો અનેક મોઢે ન બોલવાનાં વેણ બોલતાં હતાં. સાચી વાત કોણ સમજાવે?

અંતે પોતાના પતિના ચરણમાં ઝૂકી પડી અને વિનયથી પ્રાર્થના કરતા ભદ્રાવતી કહેવા લાગી : 'સ્વામી! હું વ્યભિચારિણી નથી. સાચા હૃદયથી સંતના દર્શને જઇ રહી છું. પરંતુ ભૂંડા માનવીઓએ તમને શંકા ઉપજાવીને દોષિત બનાવ્યા છે. મારામાં કોઇ પણ પ્રકારની એબ નથી. ઈશ્વરની સાક્ષીએ હું બિલકુલ પવિત્ર છું!' આમ કહી અપાર વિનયથી પોતાના સ્વામીને સમજાવ્યો. કાલાવાલા કર્યા. પરંતુ એ વહેમીનું મન માન્યું નહિ. સાફ શબ્દોમાં ઇન્કાર કરતાં તે બોલી ઊઠયો : 'જૂઠા બહાનાં બનાવીને તું નિત્ય મંદિરમાં તારા પ્રેમીને મળવા જાય છે. પરંતુ હવેથી તારે કદી પણ એ મંદિરે જવાનું નથી. ઘરમાંથી બહાર પગ કાઢવાનો નથી. અને જો કદી મારી આજ્ઞા વિના બહાર નીકળી તો તે દિવસે

તારું શિર સલામત નહિ રહે.' રજપૂતે પોતાનો અંતિમ નિર્ણય કહી દીધો.

ભદ્રાવતી સમજી ગઈ કે હવે ઈશ્વરની મરજી એવી જ છે તો એને આધીન થઈ રહેવું. તે દિવસથી સંત ધામમાં જવાનું બંધ થઈ ગયું. પરંતુ સંતના દર્શન કર્યાં વિના એણે અન્નનો ત્યાગ કર્યો. ઉપવાસ આદર્યા. ઘરના એક ખંડમાં આસન ઉપર બેસી શાન્ત ચિત્તે ધ્યાનમગ્ન બની રહેતી, એ યોગિનીએ પ્રેમસાધના આદરી હતી. એને કોઇ મનાવી શકયું નહિ. અંતે નિરાશ થઈ અને કહેવા લાગ્યાં કે એવી અભાગણી મરે એમાં શોક કરવા જેવું શું છે ? ભલે એને રિબાઇને મરવા દો.'

ત્યાર પછી તો કોઈએ એના તરફ ધ્યાન આપ્યું નહિ. આહાર નિદ્રાનો ત્યાગ કરી એને અવિનાશી સાથે રરંકાર ટાળી લગાવી દીધી. યોગી પુરુષની જેમ તે અડગતાથી આસને બેસી રહેતી. ક્ષુધા અને પ્યાસનું નામ વિસરાઈ ગયું. હરિ રસનું પાન કરતાં તે સાચે જ તૃપ્ત બની ગઈ.

દિવસો ગણુતા બાર માસ વીતી ગયા. પછી એ અચાનક હરિ સાધનમાંથી સજાગ બની. જાણે કોઇએ એને ગાઢ નિદ્રામાંથી જગાડી હોય તેમ આંખો ખૂલી ગઈ. પરમાનંદ પ્રભુ સાક્ષાત એની પાસે ઊભા હતા. એ મંગળ દર્શન કરતાં એના નેત્રોમાંથી ખળખળ પ્રેમાશ્રુ વહન થઈ રહ્યાં પરમાનંદ પ્રભુના દર્શન પ્રાપ્ત થયા. એ વહાલા વિભુના ચરણમાં ઝૂકી પડતાં, 'દયાનિધિ ! હું તો એક અબળા છું. મને આવાગવનથી મુકત કરો !' આમ કહી તે પ્રભુના ચરણમાં ઝૂકી પડી. 'તથાસ્તુ !' કહી એના શિરે પોતાનો વરદહસ્ત સ્થાપન કરી અવિનાશી અંતર્ધાન થઇ ગયા.

ભદ્રાવતીના દુર્બળ દેહમાં નવચેતન આવી ગયું. ભૂખના દુઃખથી હાડચામનું માળખું બનેલો દેહ દેદીપ્યમાન અને સશકત બની ગયો. તે આસનેથી ઊઠીને ઘરમાં ફરવા લાગી. પરમાનંદ પ્રભુને પ્રાપ્ત કર્યા પછી એના મુખની કાંતિ અલૌકિક બની ગઈ હતી. એની દિવ્યતા જોતાં જ શ્વસુરગૃહમાં ભારે આશ્ચર્ય ફેલાયું. ખેતશીનું હૈયું આનંદમાં નાચી ઊઠયું. એટલે તે આટલા સમય પછી પાસે આવીને પ્રેમથી એને નિહાળી રહ્યો. વિનયથી સ્વામીના ચરણમાં ઝૂકી પડતા ભદ્રાવતીએ અંતરની અભિલાષા વ્યકત કરી :

'નાથ ! તમે મારી સંગાથે ચાલો, મારે સંતના દર્શને જવું છે !' ભદ્રાવતીનું દિવ્ય સ્વરૂપ જોતાં એના હ્રદયમાં અનુરાગ જાગ્યો હતો. એટલે તે આ સમયે ઈન્કાર કરી શકયો નહિ. પોતાને સાથે લઈને સંતના મંદિરે જઈ રહી છે તો પછી એની સાથે જવામાં શો બાધ છે !' ખેતશી સંમત થયા. એટલે પૂજનનો થાળ તૈયાર કરી ભદ્રાવતી પોતાના સ્વામીની સંગાથે ઘરની બહાર નીકળી

એક વર્ષ પછી ગ્રામજનોએ ભદ્રાવતીને નિહાળી પરંતુ તે સમયે જેને કુલટા કહેતા હતા તે ભદ્રાવતી અને આજની ભદ્રાવતીમાં જમીન આસમાન જેટલો તફાવત દેખાયો. એનું મુખારવિંદ જોતા લોકો દિંગ થઇ ગયાં. 'ભદ્રાવતીનું શું તેજ વધી ગયું છે ? જીવનમાં આવું દિવ્ય સ્વરૂપ તો કદી નિહાળ્યું નથી !' આપસમાં વાતો કરતા ગ્રામજનો એની પાછળ ચાલ્યા.

એક વર્ષ પછી ભદ્રાવતી પુનઃ સંતનાં દર્શને જાય છે. એટલે જરૂર ત્યાં જવું જોઇએ. વિના બોલાવ્યે તમાશો એની પાછળ આવ્યો. ઉભયો સંત ધામમાં પ્રવેશ્યાં. એટલે ભદ્રાવતીએ

જ્યોતિ સ્વરૂપ ભગવાનને પ્રેમથી પ્રણામ કરતા પ્રાર્થના કરી : 'પ્રભુ ! એક પતિવ્રતાની ટેક નિભાવજો !' અંતઃકરણથી પ્રભુની પ્રાર્થના કરી પૂજનનો થાળ લઈ સંતના ચરણમાં આવી પ્રેમથી સદ્‌ગુરુનું પૂજન કરી પુષ્પમાળ પહેરાવી અને દીનતાથી તેમના ચરણમાં ઝુકી પડતા વાચા ખોલી :

'દયાનિધિ સદ્‌ગુરુદેવ ! મારું હૃદય પવિત્ર છે. મન, વાણી અને કર્મથી મેં સ્વામીની સેવા કરી. પરંતુ મારા પર જુઠું આળ ચડાવી મને કલંકિત કરવા પ્રયાસ થયો; મારે માટે આ ભૂમિ ભયાનક બની રહી છે. બદનામ થઈ આ અવનિમાં હું કેવી રીતે જીવી શકું ? ગુરુદેવ ! મને વિદાય આપો, એટલે નિષ્કલંક બની હું અહીંથી વિદાય થઈ જાઉં !' આમ કહી સંતના ચરણો ગ્રહી અનાથ બાળકની જેમ અધીર બની દારુણ ધ્રુસ્કાં ખાતા જળધારા વહાવી રહી. એનાં હૃદયનો સંતાપ જોતાં સંતનું હૃદય ભેદાયું. એટલે તેઓ બોલી ઊઠયા :

'બેટી ભદ્રાવતી ! તું સુખેથી શ્રીહરિના દેશમાં સિધાવી જા !' આમ કહી એના શિરપર પોતાનો વરદહસ્ત સ્થાપન કર્યો. એ જ ક્ષણે આંખો બંધ કરી ભદ્રાવતી સંતના ચરણમાં પોઢી ગઈ ! નિકટ ઊભેલા ખેતશીએ પોતાની પ્યારી પત્નીનો હાથ ઝાલી ઉઠાડવા પ્રયાસ કરતા 'ભદ્રા ! ભદ્રા' ! કહીને હાંક મારી પરંતુ હવે એ ભદ્રા કયાં હતી ?

કુકસ ગામની જનતાએ સગી આંખે સતીનું સ્વર્ગારોહણ નિહાળ્યું એટલે તેમના મુખમાંથી જય જયકાર નીકળી ગયો. 'સતી ભદ્રાવતીનો જય !' સતી ચહુઆણીનો જય !' ચારે તરફથી ભિષણ જયનાદ મચી રહ્યો.

પોતે જેને કુલટા કહી બદનામ કરી રહ્યા હતા, એવા માનવીઓનાં હૃદયમાં અપાર પસ્તાવો થયો. આંસુ વહાવતાં જોતશીને બહુ મોડું સમજાયું. પોતે એક સતી સન્નારીને ફજેત કરી અને અંતે સ્વર્ગે સિધાવી ગઇ ! સત્ય સમજાયા પછી એનું હૈયું રડી રહ્યું હતું. પરંતુ 'જીવતાં નહિ જોયાં અને મૂવા પછી રોયાં' પાછળથી પસ્તાવો કર્યે શું વળે ?

સંત નાયાજીએ પોતાના હાથે લાડલી દુહિતા ભદ્રાવતીના સ્થૂળ દેહને અંતિમ સસ્કાર કરતા સંતધામ નિકટ સતીની સમાધિ બનાવી આ વિમળ ચરિત્રનું આલેખન કરતા શાયર બંસીલાલ અંતમાં લખે છે કે આવી સતી સન્નારી લાખોમાં કોઈ એક જ નીવડે છે.

'ધન્ય છે સતી ભદ્રાવતીને !'





# ૨૨. ભક્ત શાણાજી

'मौका कहां ढूंढे, बंदे, में हूं तेरी पासमें'
(संत कबीर)

સદ્દગુરુ ઈમામશાહ, કિયે અંતર્ધાન બિચાર;
સેવક સબહી હાજીર હુવે, પીરકા પાયા દીદાર.

સદ્દગુરુ ઈમામશાહે જ્યારે અંતર્ધાન થવાની તૈયારી કરી ત્યારે પોતાના સેવકોને તથા સ્નેહીઓને યાદ કર્યાં. તે સમયે કુકસથી સંત નાયાજી સદ્દગુરુના ધામમાં જઈ પહોંચ્યાં વંદનીય સદ્દગુરુ ઈમામશાહના ચરિત્રમાં ઘણી ઘણી અલૌકિક ઘટનાઓ બની ગઈ.

સંતે પીરાણામાં સ્થાન બનાવ્યું હતું, નાયાજીને પાસે બેસાડી સદ્દગુરુએ વિમળવાણી કહી :

હમ તો ઈકશઠ સાલ રહેરી, તુમી સતદશ સાલ જીયો;
સદ્દગુરુકી બાની, જ્ઞાન ઉપદેશ અમીરસ પાન કિયો.

'નાયાજી ! હમે તો કેવળ એકશઠ વર્ષ આ દુનિયામાં રહ્યા. પરંતુ તમારે તો એકસોને દશ વર્ષ અહીંઆ રહી

જનતાને જ્ઞાન ઉપદેશના અમીરસનું પાન કરાવવાનું છે. જનતાનું સદા સર્વદા કલ્યાણ કરવાનું છે.' સદ્ગુરુએ ઉપદેશની અંતિમ વાતો સંભળાવી અને ત્યાર પછી પોતાના સ્થાનના અધિકારી તરીકે પોતાના શિષ્ય શાણાજી નામે કણબી હતા, એ ભકતને લાયક જાણી સદ્ગુરુએ એનો હસ્તગ્રહી ગાદીએ બેસાડી દીધા. અને પોતે સમાધિસ્થ થયા.

સદ્ગુરુએ પોતાના કુળના કોઈપણ સ્વજનને ગાદીનો અધિકારી નહિ બનાવતા કેવળ હિન્દુને જ પોતાના વારસદાર તરીકે નિયુકત કર્યા. એનાથી અન્યજનોનાં હૃદયમાં એક પ્રકારનો આઘાત લાગ્યો. ભલે ! ગમે તેમ હોય પરંતુ સદ્ગુરુ ઈમામશાહે મુલતાનમાં લીધેલી પ્રતિજ્ઞા યથાર્થ કરી.

મુલતાની કે બેનકા જખ્મ લગે તા દિન,
હિંદવાકો ઉપદેશ દું, મુરીદ ન મેરા મોમીન. ૧
હિંદવા મેરા બની રહે, મેં હિંદવાકા હોઈ;
મુલતાની તુમ સુન લો, હિંદવા હમ સંગી હોઇ. ૨
વંદહુ ગુરુ ઈમામકો નાદપે ગયે બલિહાર;
ધન્ય સાધ બખાનીયે, બુંદસે કરે ન પ્યાર.

નાદ-શિષ્ય અને બુંદ-પુત્ર. ગુરુ ઈમામશાહે પોતાના વંશ જ અથવા કુળના કોઇને પણ ગાદીના અધિકારી નહિ બનાવતા પોતાના શિષ્યને ગાદી સુપ્રત કરી.

સદ્ગુરુએ પોતાનાં વચનનું પાલન કર્યું. અને શાણાજીને અધિકારી બનાવ્યા. ત્યાર પછી વિરોધીઓએ ભારે દ્વંદ્વ મચાવ્યું. શાણાજીના દિલમાં સાચે જ ખેદ થયો.

સાહિબ મોહે કયોં દિયે, અપને ધામ અધિકાર;
તુમ બીન યહાં કૈસે રહું, ડૂબ ગયે મઝધાર. ૧

મોમીન કે દિલમેં લગે, માનો વિષ કટાર;
હિંદવાકો ગદ્દી મિલિ, યહી તો હક્ક હમાર. ૨

'બાબા ! તમે મને આપના ધામનો અધિકારી શા માટે બનાવ્યો ? જેઓ અધિકારની માંગણી કરી રહ્યા છે, પોતાના હકની માંગણી કરી રહ્યા છે, તેમને આ સ્થાનનો અધિકાર સોંપી દો !'

ઉનકા હક વાપસ કિયો, મેં હું તુમ્હારા ગુલામ;
દિનભર સેવા આપકી, રૈન જપૈ આરામ. ૩
ગુલામકો ગદ્દી કહાં, મેં ના ચહું અધિકાર;
જો ચાહે ઇનકો દિયો, મૂઝે તો તુમી સે પ્યાર. ૪

'ગુરુદેવ ! હું તો આપનો ગુલામ છું. મને તો આપની સેવાની સાથે કામ છે. ગુલામને ગાદીની શી જરૂર છે ?

સદ્દગુરુ મોપે કરુણા કરો, લે લો અપના અધિકાર;
શાણાકો શાન્તિ મિલે, કરૈ સ્મરણ સેવા સાર. ૫
શાણાકો નૈન બહાવતે બૈઠે ગુરુકી પાસ.
સદ્દગુરુ મોરે દયાનિધિ, મેં હું તુમ્હારા દાસ. ૬
બરખા નૈન બહાવતે, હો ગઈ આધી રૈન;
સદ્દગુરુ બાની ઉચરે, સુનો શાણાજી બેન. ૭
ગુરુ આજ્ઞા પાલન કરો. તુમી હો ગુરુકે દાસ;
શાણા કયો દિલમેં ડરે, મેં હું તિહારી પાસ, ૮

દુઃખ અને શોકમાં વ્યાકુળ બનેલા રાણાજી એક રાત્રિએ પોતાના સદ્દગુરુની સમાધિ પાસે બેસીને આંસુ વહાવતા દિલની વ્યથા સંભળાવી રહ્યા હતા તે સમયે સદ્દગુરુનો સાદ સંભળાયોઃ 'રાણાજી ! તમે ગભરાવ છો શા માટે ? સદા સર્વદા હું

તમારી પાસે જ છું !' સદ્દગુરુના એ દૃઢ આશ્વાસનથી તેઓ શાન્ત થયા.

શાણા શોચ બિચારકે, તુમ્હે અપના બનાઇ;
અબ તો મેરા બની રહો, કૈસે ચહો જુદાઈ. ૯
શાણા કિસીસે મત ડરો, શિર સદ્દગુરુકો હાથ;
તુમ્હે અકેલા કયોં રખે, મૈં હું સદા સંગાથ ૧૦
સદ્દગુરુકી બાની સુની, શાણા બને નિશ્ચિત;
તા દિન શોક બિલાઈયા, ગુરુ બચન ધરે સંત. ૧૧

સદ્દગુરુના શબ્દોમાં વિશ્વાસ રાખી શાણાજી શાન્તિથી દિવસો વ્યતીત કરવા લાગ્યા. પરંતુ વિરોધીઓનાં દિલમાં ચેન કયાં હતું ? એક રાત્રિએ તેઓ શાણાજીને મારવા દોડી આવ્યા. અને તે સમયે સદ્દગુરુએ તેમની આ રીતે રક્ષા કરી.

એક દિન આધી રેનકો, લોગન આયે ધાય;
'મારો, મારો' સબ કહે, બહુરી શોર મચાય. ૧૨
શાણાજી ગુરુદેવકો, તા દિન કિયે પુકાર;
સદ્દગુરુ મોહે બચન દિયે, પ્રભુ અબતો લિજે ઉબાર ૧૩
આરત બાની સુનીકે, આપ ઘોડે અસ્વાર;
માર માર ભગાઇયા, જૂઠે લોગ તેહી ઠાર. ૧૪
તા દિન જુઠે લોગકે. મિટ ગયે ઉત્પાત;
શાણાજી ગુરુ ધામકી, સેવા કરે ભલી ભાંત. ૧૫

વિરોધીઓ–જેઓ ગાદીના અધિકારી થવા બંડ જગાવી શાણાજીને ડરાવતા હતા, તેઓને સદ્દગુરુએ એવી રીતે સીધા કરી દીધા કે પુનઃ તેઓ શાણાજીનું નામ લઈ શકયા નહિ પોતાના ગુરુબંધુ નાયાજીમાં તેમનો અપાર પ્રેમ હતો એટલે

ઘણીવાર તેઓ કુકસના સંત ધામમાં જતા અને નાયાજી સમક્ષ દિલની વાતો કરતા.

નાયાજી કૈસે કહું, મોરે સદ્‌ગુરુકા હેત;
બહુરી બિઘન બિદારતે, સંગહી સંગ રહેત. ૧
સદ્‌ગુરુકો બૂઝે બીના, હમહી બડે અજ્ઞાન;
નાયાજી ગુરુદેવકો, લિખે કૃપાનિધાન. ૨
તા દિન દ્વંદ્વ બિલાઈયા, કોઉ શકે નહિ માર;
ભૂંડે લોગ ભગા દિયે, આયે ઉબારન હાર. ૩

શાણાજીએ સદ્‌ગુરુના યશ ગાતા દિલની વાતો કહી સંભળાવી. સાથે પોતાનો અનુભવ કહ્યો. એ જ રીતે સંત નાયાજીએ સદ્‌ગુરુના યશ ગાતા કાંઈક વિશેષ વાતો કરી.

શાણાજી સોહી પિવકો, પેખત ઉપને જ્ઞાન;
બડો મહિમા ગુરુદેવકો, કૈસે બૂઝે અજાન ૧
મોહે અધમ લૂટેરકો, સાંચા બના દિયે સંત;
શાણા સદ્‌ગુરુ પીરકો, મહાતમ બડો અનંત. ૨
બેર બેર ચેતાઈયા, મોહે સદ્‌ગુરુ પીર;
આફતમેં અલગા નહિ, ભાંગે હમારી ભીર. ૩

નાયાજીની સંગાથે બેસી દિલની વાતો કરવાથી શાણાજીનું હૃદય શાન્ત થતું. ગુરુબંધુને મળવાની હોંશ જાગતી ત્યારે તેઓ કુકસના સંત ધામમાં જતા. એ જ રીતે નાયાજી પણ શાણાજીને મળવા માટે પીરાણામાં આવતા. તે સમયે એક પંથ અને દો કાજ થતાં.

ચલો સખી વહાં જાઈયે, જહાં બસે બ્રીજરાજ;
ગોરસ બેચત હરિ મિલે, એક પંથ દો કાજ.

એક તો સદ્‌ગુરુ ઈમામશાહના સમાધિ મંદિરના દર્શન ગુરુના ચરણમાં વંદના કરી પાપ મુકત થતા અને શાણાજીનું મિલન થતું. નાયાજીના હૃદયમાં એને લીધે અપાર આનંદ થતો. ભકત શાણાજીના જીવનમાં ઘણાં પ્રસંગો બની ગયા. તેનો આ રીતે ઉલ્લેખ કરાયલો છે.

એક દિન દિખે ભંડારમેં, ખૂટ ગયેરી અનાજ;
શાણા રેન સુમિરન કરે, રખો ગુરુજી લાજ. ૧
ભોરહી પોઠલે આઈયા, સાદ કરે બનજાર;
શાણાજીકે નામસે, પોઠ ભેજી યહી ઠાર. ૨
બુંદેલખંડસે આઈયા, કંથડ મેરા નામ;
પોઠ ઉતારકે દિજીયે. અબ તો મોહે આરામ. ૩
અપની પોઠ ઉતારકે, કંથડ માંગે બિદાય;
બનજારા ઠાઢે રહો, આજકે દિન યહાંય. ૪
કંથડ યહાં કૈસે રહે, જાના હે દૂર દૂર;
શાણા મેરા જુહાર હે, આગે મિલે હો જરૂર. ૫
બનજારાકે બેનસે, શાણા અચરજ પાય,
નૈનનસે મિલે નૈનવા, ગુરુ મૂરત દરશાય. ૬
શાણા ધાયે દોડકે, ચરણા શિર ઝુકાય;
કંથડ કહાં બનજાર, કહાં કાહુ દેખન પાય. ૭
ભંડાર ભરકે ચલ ગયે, દાની ગુરુ દયાળ;
શાયાજીકો સદ્‌ગુરૂ, સચમુચ કિયે નિહાળ. ૮
નાથ મેરા બની રહે, મોસે રહે ન દૂર.
જબ ચાહુ દીદારકો, સાહિબ હાલ હજુર. ૯

સમર્થ સદ્‌ગુરુનો જેના માથે હાથ હતો એ શાણાજીનો કોઈ વાળ વાંકો કરી શકતા નહિ. છતાં દિલમાં જે લાલસા હતી. એના લીધે વિરોધીઓએ અમદાવાદના સુલતાન સમક્ષ

જઈ ઉલટપલટ સમજાવી હિન્દુ અધિકારી-ગાદીપતિ શાણાજીને પરેશાન કરવા દાવ અજમાવ્યો અને તેમના કહેવાથી બાદશાહે તેમની કસોટી પણ કરી.

શાણા વે દિનકો લિખે, રૂઠ ગયે પતશાહ;
હિંદવાકો લે આઈયો, બહુરી સિપૈયા ધાય. ૧
શાણાજીકો પકડને, આય ખડે ગુરુ ધામ;
કાહુ દેખન પાઈયા, સિપૈયા તેહી ઠામ. ૨
તા દિને સિપૈયા ચલ ગયે, લૌટકે આયે દુબાર;
દિન પંચ ઐસી બની, શાણા ન દિખો લગાર ૩
લોગનકો નૈના દિખો, આસન બિરાજે આપ,
સિપૈયાકો દિખો નહિ, ઉરમેં જગે સંતાપ. ૪
સિપૈયા કહે સુનીયો હજુર, બડી તાજુબકી બાત;
શાણાજીકો સબહી દિખે. હમકો નાહિ દિખાત. ૫
પતશાહ અચરજ હો ગયે, હમહી દિખેંગે આજ;
શાણાજી વો કૌન હે, કૈસે હે હિંદવા મહારાજ. ૬
પતશાહ આયે ગુરુ ધામમેં, આપ ઘોડે અસ્વાર;
આગે કદમ નહિ બઢ શકે દ્વાર ખડે તોખાર. ૭
પૈદલ ચલકે આઈયા, પતશાહી ગુરુ ધામ
આસન બૈઠે દેખીયા, શાણાજી સુખ ધામ ૮
દિલકી જલન સબ મિટ ગઈ, મોમ દિલ હુવે શાહ;
શાણાજીકે ચરણમેં, આય ઝૂકે પતશાહ. ૯
સત્તા મદમેં ભૂલકે, ખોઈ બૈઠે ઈતબાર;
સાંચા મોહે કિજો ક્ષમા, બક્ષો ગુના હમાર. ૧૦

૧૪-સંત કવિ નાયાજી

ભક્ત શાણાજીને સતાવવા આવેલા સુલતાન શાન્ત ચિત્તે તેમના કદમોમાં ઝૂકીને વિદાય થયા એ મહાપુરુષના અંતર્ધાન વિષેની નોંધ આ રીતે લખાયેલી છે.

શાણાજી પડદે હુવા, તા દિનકા કહુ બ્યાન;
અગલી રૈન ગુરુદેવજી, દરશે કૃપાનિધાન. ૧
ગુરુજીમેં આવન ચહું, અબ તો તુમ્હારી પાસ;
ચરણકમલમેં રખો, મેં હું તુમ્હારા દાસ. ૨
શાણા સદા મેરા રહા, મોસે રહા ન દૂર;
મેરા સોહી મેરા બને, મોસે રહે હજુર. ૩

આ રીતે શાણાજી સદ્‌ગુરુના ચરણમાં વિરામ પામી ગયા. એ નિરાભિમાની સંત સૌને કહેતા કે મારામાં કાંઈ જ નથી. હું તો સદ્‌ગુરુનો સેવક છું. બધી કરુણા અને લીલા સદ્‌ગુરુની છે.

શાણાજીમેં કુછ હૈ નહિ, કર્તા સો ગુરુદેવ;
મેં તો સેવક ઉનહીકા, સદા ઉનહીકી સેવ.





# ૨૩. પઠાણ બુલંદખાન

कादर मुरसद पीरका, को बरने महिमाय;
रविसाहेबके चरणमें, मोहे सब कूछ पाय.

(बाबा कादरशाह)

બુલંદ મેરી પ્રતિજ્ઞા, સુને શહર મુલતાન,
મોમીન મેરા મુરીદ નહિ, સચ્ચ માનોરી પઠાન.

સૂફીસંત ઈમામશાહ ચિતોડગઢમાં ગયા તે સમયે બુલંદખાન પઠાણનો ભેટો થયો. એ ભાગ્યશાળી પઠાણને સંતે સુગમતાથી સમજાવ્યો અને કહ્યું કે, 'આ સ્થળે એક હિન્દુ ફકીર આવશે તે ઉપદેશ આપી તને શિષ્ય બનાવશે.' આમ કહી સંત વિદાય થયા ત્યારબાદ વર્ષો પછી સંત નાયાજીનું આગમન થયું. ચિતોડગઢમાં નાયાજીએ ત્રણ ભાગ્યશાળી જીવોનું કલ્યાણ કર્યું, ગંગાસિંહ ગોહિલ, મનોહર નાયી અને બુલંદખાન પઠાણને ઉપદેશ આપી સંત નાયાજી ગુજરાતમાં આવ્યા. ત્યાર પછી કાળનાવહન સાથે બુલંદખાન સદ્દગુરુને શોધતા ગુજરાતમાં આવ્યા અને કુકસના સંતધામમાં સદ્દગુરુ નાયાજીના ચરણમાં આવી લાઠીની જેમ ઝુકી પડયા.

સંતે એના હસ્તગ્રહી હૃદયે લગાવ્યો અને પાસે બેસાડી દિલની વાતો કરવા લાગ્યા.

તે સમયે બુલંદખાને સાધુ ફકીરોના સમાગમમાં વ્યતીત થયેલા પોતાના દિવસો વિષે અને જીવનમાં બહુ બહુ દરવેશો અને વલીઓના દીદાર પ્રાપ્ત કર્યા વિષે વાતો કરી. તે શ્રવણ કરતા નાયાજીએ ધીમેથી વાચા ખોલી :

બુલંદ સાધુ ફકીરકા. બહુરી પાયા દીદાર,
યોગી ઔર અવધૂતસે, અજહું તુમીહો ન્યાર.
યોગી અવધૂતકી ગતિ, તું કહાં જાને પઠાન,
બડે જ્ઞાની બૂઝત નહિ, અબૂઝ બુલંદખાન.

'બુલંદખાન ! સાધુ અને ફકીરોનો તમે સમાગમ કર્યો અને અનેકનાં દર્શન પ્રાપ્ત કર્યા. એ વાત સાચી. પરંતુ યોગીપુરુષો અને અવધૂતોની ગતિથી હજુ તમે ઘણા દૂર છો. કેમકે એવા અવધૂતોની ગતિને મોટા મોટા જ્ઞાની પુરુષો પણ કળી શકયા નથી, લગારે સમજી શકયા નથી. ત્યારે તારા જેવો એક અબૂઝ પઠાણ તે યોગીપુરુષને શું ઓળખી શકવાનો હતો ?'

ભાભારામ યોગી બડે, તાકો મિલિયો જાય,
બુલંદ તોહે કૈસે કહું, સોહી હકક પિછનાય.
સોહંમનાથ નિર્બાનથે, આદ્ય સદ્‌ગુરુ મોર,
સોહી સિદ્ધ દીદારસે, પાતક રહે ન તોર.

બુલંદખાન ! યોગી ભાભારામ બહુ મોટા તપેશ્વરી છે. તમે એકવાર એમના ચરણમાં જઈ સમાગમ કરજો. એ મહા–પુરુષ તને જરૂર હકકની પિછાણ કરાવશે એવા જ એક બીજા મહાયોગી અને સિદ્ધપુરુષ છે. ગતજન્મમાં તેઓ સોહંમનાથ

તા. તે સમયે તેઓ મારા સદ્‌ગુરુ હતા. આજે તો એ આદ્ય દ્‌ગુરુ નિર્વાણ સાહેબ થઈને અવનિમાં આવ્યા છે. તમે ેકવાર એ પાવનપુરુષના ચરણમાં જઈ બેસો એટલાથી જ મારા પાપ ધોવાઈ જાય !'

બુલંદ તોહે કૈસે કહું, સોહંમનાથ બખાન;
સોહી મોરે સદ્‌ગુરુ, આય ઠાઢે નિરખાન;
યોગી પરહિત કે લિયે, અવનિ આવાગવાન;
સોહંમનાથ સદ્‌ગુરુ, તાકો લિખે નિરખાન.

પરહિતકારી સંત સોહંમનાથ લોકોનું કલ્યાણ કરવા ાટે જ અવતાર ધારણ કરી આ ભવાટવિમાં નિર્વાણ નામથી નતાના ભલા માટે જ આવ્યા છે.

પીર ફકીર બહુરી દિખે, એક બેર દિખો નિરખાન!
મુરસદકે યહી બેનકો, બૂઝેરી બુલંદખાન.
યોગી સિદ્ધ સોહી સંતકા, મિલન બડા સુખકંદ;
બુલંદ કોટિ જીવનકે, અવધૂ છૂડાયે ફંદ.

'બુલંદખાન ! તમે પીર ફકીરો તો ઘણા જોયા અને મના દીદાર પ્રાપ્ત કર્યા. પરંતુ એકવાર તમે સંત નિર્વાણ ાહેબના દીદાર પ્રાપ્ત કરો ત્યારે તમને મુરસદના શબ્દોનું થાર્થ ભાન થશે. આવા સિદ્ધપુરુષે સાસારમાં આવી અનેક ાગ્યશાળી જીવોને માયા ફંદથી મુકત કર્યા છે.

ભવ જંજીરકો કાટને, આય ખડે નિરખાન;
સોહી સિદ્ધ દીદારકો, પેખોરી બુલંદખાન.
મુરસદ મોરે દિલમેં, માનો લગી લગન;
કબ દિખે નિરખાનકો, હિયરા હોત મગન.

'બાબા! આપના શબ્દો શ્રવણ કરતા દિલમાં એક પ્રકારની લગની લાગી ગઈ છે. એકવાર એ સિદ્ધપુરુષના દીદાર પ્રાપ્ત કર્યા વિના હવે તો લગારે ચેન પડે તેમ નથી. હવે તો એમના દીદાર પ્રાપ્ત કરીને શાન્ત થઈશ'

બુલંદકે હિયરા જગી, સોહંમ દરશકી પ્યાસ;
પઠાન આયે સૂરતમેં, સંતધામ હુલ્લાસ.
મુરસદ ભેદ બતાઈયા, આયે બુલંદખાન;
સંતનકો મહિમા બડો, દિલમેં બૂઝે પઠાન.

સદગુરુ નાયાજીના શબ્દોથી બુલંદખાન સાચે જ સજાગ બની ગયા. એટલે તેઓ વિલંબ નહિ કરતા સિદ્ધપુરુષ સોહંમનાથના દીદાર પ્રાપ્ત કરવા માટે અધીર બની કુકસથી વિદાય થયા અને પર્યટન કરતા સુરતના સંત ધામમાં આવી પહોંચ્યા. આગંતુક પઠાણને જોતાં જ સંત નિર્વાણ સાહેબે વાચા ખોલી :

'બુલંદખાન ! તમારા મુરશદે તમને ભેદ બતાવ્યો એટલે તમે આ સ્થળે આવ્યા છો. પરંતુ સંતનો મહિમા બહુ મોટો છે, પઠાણ તમે એ મહિમાને યથાર્થ જાણતા થાઓ !'

બુલંદ યહી સૂરતમેં, બહુરી પીર ફકીર;
નૈન દીદારા કીજિયે, જલ્વા દિખે લગીર.
બાબા મેં બહુરી ફિરે, દિખો વલી દરવેશ,
કહી કહી મૌજ પાયી મૈંને, કહી કહી જગે કલેશ.

'બેટા બુલંદખાન ! આ સૂરત શહેરમાં બહુ બહુ પીર અને ફકીરો છે. તમે એકવાર આંખો ભરીને એમના દીદાર કરી લ્યો. તમને જરૂર જલ્વા પ્રાપ્ત થશે !' 'બાબા ! પીર

ફકીરો-વલી અને દરવેશોનો તો બહુ સમાગમ કર્યો. કેટલીક જગ્યાએ મને મોજ પ્રાપ્ત થઈ ત્યારે કોઈક સ્થળે મારા દિલમાં કલેશ જાગી ગયો. મારું દિલ ઉદાસ થઈ ગયું. એટલે તમે હવે એ વાતનો ફરીથી ઉલ્લેખ નહિ કરો !'

બાબા તુમીકો દેખતે, સબ કુછ દિયે ભૂલાય;
પ્રગટ વલીકો છાંડકે, આનખોજન કયોં જાય ?
બુલંદ બિલખના જૂઠ હે, ખોજત મિલગયે આપ,
પાય દીદાર નિર્બાનકા, મુરશદકે પ્રતાપ.

'બાબા ! જીવનમાં હું બહુ ભટકયો. ખૂબ જોઈ લીધું. દરવેશ ફકીરો તો એટલા બધા નિહાળ્યા કે જેની સંખ્યાનો પાર નહિ આવે પરંતુ મારા મુરશદે મને જગાડયો અને આપના દીદાર પ્રાપ્ત કરવા માટે મોકલ્યો. એક આપના પાક કદમોમાં આવ્યો અને હું બધાને જ ભૂલી ગયો. આપની મહત્તા અને મહાનતા આગળ ભૂતકાળના દિવસો મને વ્યર્થ અને નિરસ વીતી ગયા હોય એવું સમજાય છે. હવે તમે મને શહેરમાં ફરીને પુનઃ પીરો અને વલીઓની શોધ કરવા મોકલી રહ્યા છો, પરંતુ સાચી વાત તો એ છે કે મેં પ્રગટ વલીને પ્રાપ્ત કર્યા હવે હું બીજે કોની શોધ કરવા જાઉં ? બુલંદખાનને હવે કયાંય ભટકવાનું રહ્યું નથી. શોધ કરતા સાચા વલી પ્રાપ્ત થઈ ગયા. નિર્વાણ સાહેબના દીદાર પ્રાપ્ત કરવાનો યોગ મળી ગયો. સદગુરુ નાયાજીની રહમથી આજે મારી મુરાદ હાંસલ થઈ !'

મોરે મુરશદ પીરકો, સોહંમનાથ પિછનાય,
કદમોમેં હાજીર હુવા, બડો કિસ્મત મહિમાય.
બુલંદ બાતેં અગમકી, તોસે કહું દિલદાર,
ચિતોડમેં હિંદવાણીસે, લગ ગયે તેરા પ્યાર.

અમિતા તેરી યાદમેં, અઝલ બિછોના સોઈ;
બુલંદ તેરે દીદારસે, ઉનહીકી ગતિ હોઈ.

બુલંદખાન ! તમે બહુ જ ભાગ્યશાળી પુરુષ છો. એને લીધે જ સદ્‌ગુરુ અને સંતનો મહિમા સમજી શકયા. પરંતુ તમને એક અગમ્ય વાત કહેવાની છે, અને તે એ કે

પઠાણ ! ચિતોડગઢમાં રહીને તમે એ અમિતા નામની એક હિંદવાણી સુંદરી સાથે મહોબત કરી હતી અમિતા અત્યારે મોતના બિછાને પડી તમને યાદ કરી રહી છે. એકવાર તમારા દીદાર પ્રાપ્ત કરવાની એની અભિલાષા છે. બુલંદખાન તમે ત્યાં જશો તો જ એની ગતિ થશે. તમારા વિયોગે એ ઝૂરી ઝૂરીને આંસુ વહાવી રહી છે !'

સંત નિર્વાણ સાહેબના શબ્દો શ્રવણ કરતાની સાથે જ પઠાણનો ચહેરો ફિક્કો પડી ગયો. એની વાચા બંધ પડી ગઈ. ગહન વિચારમાં પડી ગયો. શું વાત છે? ચિતોડગઢમાં મેં જેની સાથે પ્યાર કર્યો એ અમિતાની વાત બાબા નિર્વાણ સાહેબ કેવી રીતે જાણી ગયા ?' પઠાણ ભારે આશ્ચર્યમાં પડી ગયો હતો એને લીધે તે બોલી ઊઠયો :

બાબા યહ કૈસી બીના, દિલકા ઘાવ દિખાય;
મુરસદ મોહે આજ્ઞા દિયો, મોસે યહાં ન રહાય.
બાબા સોહંમનાથજી, બડે અચરજ લગે બેન;
ભાભારામ અરૂ નાયાજી અમિતાકી બૂઝે ન સેન.

'બાબા ! તમે એક અજબ જેવી બીના કહી દીધી. મારા દિલનો જખમ બતાવી દીધો. હવે મારાથી અહીંઆ એક ઘડી પણ થોભી શકાય તેમ નથી. જે વાત ભાભારામ કે નાયાજી પણ જાણી શકયા નહિ, એ અમિતાના પ્રેમની વાતો તમે મને

કઇ રીતે કહી સંભળાવી ?' મારાથી સમજી શકાતું નથી કે તમે એ ભિતરની વાતો પ્રગટ કેમ કરી શકયા ?' બુલંદખાન ખરેખર શંકાશીલ બની ગયા હતા. એને ખબર ન હતી કે એ મહાપુરુષને તો કાંઈ જ લેવાદેવા નથી. એના હૃદયનું સાંત્વન કરતા સંતે વાચા ખોલી :

અમિતાકે બયાનકો, કૈસે બૂઝે ગુરુ પીર;
બુલંદ અવધૂતાકી ગતિ, તું કહાં જાને અધીર.
અવધૂતા સબ કુછ બૂઝે, હોની હોવનહાર;
બુલંદ ચિતોડ પહુંચતે, નૈના બહે જળધાર.

'બુલંદખાન ! તમે તો એ પૂછવા માગો છો કે અમિતાનું બયાન તમને કયાંથી પ્રાપ્ત થયું ? પઠાણ ! તમારી અજ્ઞાનતા ઉપર હસવું આવે છે. યોગી અને અવધૂતોની અકળિત ગતિને તારા જેવો એક અધીર માણસ કયાંથી સમજી શકવાનો હતો ? અવધૂતો અને યોગી પુરુષો તો ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળની ગતિને જાણી શકે છે. બુલંદખાન ! તમે ચિતોડગઢમાં પહોંચી જશો અને તમારી આંખમાંથી અશ્રુમેઘ વહન થઈ રહેશે !' સંતના એ શબ્દો શ્રવણ કરતાં જ 'બાબા ! મને વિદાય આપો !' કહેતા પઠાણ સંતના ચરણોમાં ઝૂકી પડયા. સંતે એમના શિર ઉપર પોતાનો વરદહસ્ત સ્થાપતા શુભાશિષ આપ્યા. એટલે બુલંદખાન સ્વસ્થ થયા અને ત્વરાથી મેવાડ ગમન કરવા માટે વિદાય થઈ ગયા.*

---

*બુલંદખાનનું વિશેષ ચરિત્ર 'સંત ભાભારામ' નામક ગ્રંથમાં રજુ કરવામાં આવેલું છે.



બારા બરસ બીત ગયે, ધન્ય પ્રેમ બલિહાર;
સદ્‌ગુરુ મોરે દયાનિધિ, મોહે ન ભૂલે લગાર.
આસનપે બૈઠે ગુરુ, દૂરસે મોહે દિખાય,
ગાંગા મેરા આ ગયા, બિકલ હુઈ ઉઠ ધાય.
પ્રેમે અનુજકો ભેટીયા, મોહે હિયા લગાય;
ગાંગા વે દિનકો લિખે, બરખા નૈન બહાય

બાર વર્ષ પછી સદ્‌ગુરુ અને શિષ્યનું મંગળ મિલન થયું. સદ્‌ગુરુ અને શિષ્યના નેત્રોમાંથી જળધારા વહન થઈ રહી.

સદ્‌ગુરુ મિલનકો, વહી પ્રેમ પ્રસંગ;
બાદલ બરસે પ્રેમકા, ભીજ ગયે સબ અંગ.
બિરહિનકો પિયરા મિલે, મિટે બિરહકી પીર;
ગાંગા પ્રેમમગન ભયે, શુધના રહે શરીર,

સદ્‌ગુરુના એ મંગળ મિલનનો પ્રસંગ રસનાથી કદી વર્ણવી શકાય તેમ ન હતો. વિયોગણને પિવ ભેટયો હોય તેમ ગંગાસિંહને એના પિવજી સદ્‌ગુરુનું મિલન થયું. હૃદયમાં પ્રેમાબ્ધિ છલકાયો હોય તેમ શરીરની શુધ વિસરી ગયા. પ્રેમની એ ગતિ અકથ્ય અને અવર્ણનીય હતી.

પ્રેમ પ્રેમ સબકો કહે, પ્રેમ ન જાને કોઈ;
ઘાયલકી ગતિકો લિખે, જો જન ઘાયલ હોઈ.

'બાબા ! હવે તો મને મેવાડમાં રહેવાનું ગમતું નથી. અત્યાર સુધી તો મહારાણાના સિપાહી તરીકે નોકરી કરી. પરંતુ હવે તો હું સદ્‌ગુરુનાં ભવનનો દ્વારપાળ બનીને જીવનના શેષ દિવસો વ્યતીત કરવા ચાહું છું.

મહારાણાકે રાજમેં, બહુરી ઠાઢે રહાય;
અબ તો રહું ગુરુ ચરણમેં, મેવાડ મોહે ન ભાય.

ઉત્તર ગુજરાતના પાટણ શહેરમાં આવી પહોંચ્યા તે સમયે ગંગાસિંહના હૃદયમાં ભારે મૂંઝવણ ઊભી થઈ. હવે પોતે સદ્‌ગુરુને મળવું કેવી રીતે ? એના દિલમાં સંતાપ જાગ્યો હતો. ત્યાં અનાયાસે યોગ બની ગયો. સંત નાયાજીએ બ્રાહ્મણ ભૂમાનંદને ઉપદેશ આપ્યો હતો. એ સુભાગી શિષ્યનું મિલન થયું. ગોહિલના હૃદયની તેઓ ગતિ સમજી ગયા અને પોતાના નિવાસે લઈ જઈ તેમની ખાતર કરી.

શિર ઝૂકાયકે વિપ્રકો, ગાંગા કિન્હ પ્રણામ;
મોરે ગુરૂકે અનુરાગી હો, ગુરુ બંધુ સુખધામ.
ગુરુ બંધુ મોસે કહ્યો, કૈસે દેહું બિદાઈ.
ગાંગા મોરે ઘર ચલો, હો ગઈ પ્રેમ સગાઈ.

ઉભય ગુરુ બંધુઓનું મિલન થયું એટલે તેઓ હર્ષઘેલા બની ગયા. ગંગાસિંહ વિદાય માગતા હતા. પરંતુ બ્રાહ્મણનું દિલ દુભાતું હતું. પોતાના પ્યારા ગુરુબંધુને વિદાય કેમ આપી શકાય ?

પ્રેમાગ્રહ બસ હોઈકે, આયે વિપ્ર કે સંગ;
પ્રસાદ પાય સત્સંગમેં, રખે રૈનકો રંગ.
કુકસકી ધરતી લગે, માનો મંગલકાર;
ધામ દિખે ગુરુદેવકો, હિયરા હુવા ઉજિયાર.

ભૂમાનંદ પોતાના ગુરુબંધુને સંગાથે લઈ કુકસના સંત ધામમાં આવ્યા. વર્ષો વીતી ગયાં હતાં છતાં સદ્‌ગુરુ નાયાજી પોતાના અનુજને લગારે વિસરી ગયા ન હતા. આગંતુકને જોતાં જ સદ્‌ગુરુ પોતાના આસનેથી ઊભા થયા અને પ્રેમ-વિહ્વળ બની ગંગાસિંહને ભેટી પડ્યા.



# ૨૪. ગંગાસિંહ ગોહિલ

धन्य जीवन जग तितल जासु ।
पितही प्रमोद चरित सुन जासु ॥
(रामचरितमानस)

ગંગાકે ઉરમેં જગી, ગુરુ દર્શનકી પ્યાસ;
બારા બરસકા બિરહા. હિયરા ભયા ઉદાસ.
ચિતોડગઢસે ચલનીકસે, આયે ઉત્તર ગુજરાત,
સદ્દગુરુકો કૈસે મિલે, દિલમે જગે ઉત્પાત.

સંત નાયાજીએ ચિતોડગઢમાં જઈ ગંગાસિંહ ગોહિલને ઉપદેશ આપ્યો હતો સદ્દગુરુના શબ્દોમાં સીઝેલો ગોહિલ અહર્નિશ ભક્તિ અને સંત સેવાનો અનુરાગી બની ગયો. વર્ષો પછી એના હ્દયમાં સદ્દગુરુના દર્શનની અભિલાષા પ્રગટી. એનું દિલ ઊઠી ગયું. બાર વર્ષ પછી એ ચિતોડગઢથી ચાલી નીકળ્યો અને ગુજરાતમાં આવી પહોંચ્યો. પરંતુ એ વંદનીય સદ્દગુરુને મળવું કેવી રીતે ?

પાટણપુરમેં વિપ્રસે, બૂઝે ગુરુકી બાત,
સુભાગી ભૂમાનંદકો, કુકસ દિખે ભલી ભાત.
ગાંગા બિલખત મત ફિરો, જૈહો કુકસ ગામ,
નાયાજી ગુરુ વહાં બસે, બડો સંતકો ધામ.

સિપૈયા સિસોદિયા ઘર, અબ તો રહું કુકસ ધામ;
ગુરુ દ્વાર પ્રહરી બની, સહજ પાવું આરામ.

'ગંગાસિંહ ! આ ઘર તમારું છે. સુખેથી સદાકાળ નિવાસ કરી રહો, ઈશ્વરનું સ્મરણ કરો અને સાચી શાન્તિ પ્રાપ્ત કરો.

ગાંગા ઘર તેરાહી હૈ, સુખમેં રહો આઠે જામ;
ભાવે હરિ સુમિરન કરો, કહાં ઔરનસે કામ.
પ્રહરી ખડા રહે દ્વારપે, જાગે સારી રૈન;
ગાંગાકો ગુરુ ધામકી, સેવા કિયે સુખ દૈન.

તે દિવસથી ગંગાસિંહ સદ્ગુરુના દ્વાર ઉપર પ્રહરી બનીને રહ્યા સારી રાત સજાગ બની રહેતા રાત્રિના સમયે એ મહાભાગ્યશાળી પુરુષે અગમ્યનાં દર્શન કર્યા.

મહાભાગી ગોહિલકો, રૈનકો નિંદ ન આય;
બહુરી જલ્વા દેખીયા, સંત ચરણ લુભાય.
આધી રૈનકો યોગીજન, નાચાકો આય મિલંત;
દુર્લભ દર્શન યોગીકા, ગાંગાકો પાવંત.

રાત્રિનો પ્રથમ પ્રહર વ્યતીત થઈ ગયા પછી યોગી પુરુષોનું આગમન થતું. સંતની સંગાથે બેસી તેઓ સત્સંગમાં સારી રૈન વ્યતીત કરતા મહાપુરુષોનું મંગળ મિલન થતું તે સમયે રાત સોહામણી બની જતી.

ઉત્તરખંડસે અવધૂતા, બહુરી આયે ગુરુધામ;
ગાંગા સુભાગી હો ગયા, સુફળ હો ગયે કામ.
ગાંગા ચહા બડે યોગીજન, સંત ભાભારામ;
તાહિકો દર્શન કિયે, સાચ પાવે આરામ.

ઉત્તરખંડ-હિમાલયથી કેટલાક યોગી પુરુષોનું આગમન થયું. એ મહાત્માઓના દર્શન કરતા ગાંગાજી સાચે જ સુભાગી બની ગયા. એક સમયે સદ્દગુરુએ ગોહિલને કહ્યું : ગંગાસિંહ ! અહીંઆ એક યોગી વિરાજમાન છે. એમનું નામ ભાભારામ. એકવાર તું એ યોગી પુરુષના દર્શન કરે તો હૃદય સાચે જ શાન્ત થઇ જાય !'

સંતધામકો છાંડકે. બાબા કહી ન જાવું,
મોહે હિયરા સાચ હે, યહાં હી દર્શન પાવું,
બડા ટેક ગોહિલકા, ભાભારામકે હેત;
આધી રેનકો આયકે, મિલ ગયે પૂરબ સંકેત.

'બાબા ! આપ સાચું કહો છો, પરંતુ સંતધામનો ત્યાગ કરીને હું કદી જવાનો નથી. મારું હૃદય સાચું છે એટલે એટલે ભાભારામના દર્શન મને ગુરુ ધામમાં જ થશે !' ગોહિલના એ શબ્દો શ્રવણ કરતા સદ્દગુરુ માર્મિક હાસ્ય કરી રહ્યા. મધ્યનિશાએ સંત ભાભારામનું સાચે જ આગમન થયું. ગંગાસિંહના મનોરથ સિદ્ધ થયા.

નાયાજીકી સંગમે, જ્ઞાન ગોષ્ટિ બહુ કિન;
ભોરહી શિર ઝૂકાયકે, યોગી ચલે પ્રબીન.
ગાંગા પ્રહરી ચાહે બનો, માનો સંતકે બેન;
પ્યારે એક દિન આઇયો, દેવા ધામ સુખદેન.

સંત નાયાજીની સંગાથે બેસી સંતે જ્ઞાન ગોષ્ટિ કરી. પ્રાતઃકાળ થતા બિદાયની વેળાએ ગંગાસિંહને સંબોધતા 'ગાંગા ! તું પ્રહરી ચાહે બની રહે, પરંતુ એક દિવસ દેવાના સંમધામમાં જરૂર આવજે. તારા હૃદયમાં અપાર આનંદ થશે !'

એક તરફ સંત ભાભામ આગ્રહ કરી રહ્યા હતા. ત્યારે બીજી તરફ કુકસનો ગુરુ દ્વારનો ઘડી ત્યાગ કરવા એ સિપાહી તૈયાર ન હતો એટલે વિનયથી બોલી ઊઠયો.

ગાંગાકી ગતિ બૂઝો, રખો અનુજકી લાજ;
સદ્ગુરુકા ઘર છોડકે, મૈં કૈસે આવું મહારાજ.
ગાંગા તોહે જાના પડે, ભાભારામકે દ્વાર;
સંત દર્શન દુર્લભા, કૈસે ભૂલે ગઁવાર.

મહારાજ ! સદ્ગુરુના ધામને છોડીને હું કેવી રીતે આવી શકું ? ગાંગાજી ઈન્કાર કરતા હતા તે સમયે નાયાજી બોલી ઊઠયા. ગઁવાર ! તું સંતના દર્શનનો મહિમા જાણતો નથી. તારે જરૂર સંત ભાભારામના સ્થાનમાં જવું પડશે !' સંતના એ શબ્દો શ્રવણ કરતા ગંગાસિંહે હકાર કર્યો. 'મહારાજ ! એકવાર હું જરૂર દેવાના સંતમાં આવીશ !' કહેતા દીનતાથી શિર નમાવ્યું. શુભાશિષ આપી સંત ભાભારામ વિદાય થયા.

પ્રહરી હુઇ ઠાઢે રહે, જાગે સારી રૈન,
નાયાજીકી ગતિ બૂઝે, નિંદમેં લગે ન નૈન.
ગુરુ આજ્ઞા શિર ધારકે. જાવહૂ દેવા ગુરુદ્વાર,
ભાભારામ ગુરુદેવજી, ગાંગા કરૈ જુહાર.
સારી રૈન સત્સંગમેં, બૈઠે ગુરુકી પાસ,
શ્રીમુખ બાની સુનતે, ગાંગા હિયા હુલ્લાસ.

સદ્ગુરુના આગ્રહને વશ થઈ ગંગાસિંહ એકવાર દેવા મુકામે જઈ સંત ભાભારામના ચરણમાં સારી રાત સત્સંગમાં વ્યતીત કરી આવ્યા. ત્યાર પછી તો તેઓ ઘણીવાર સંત

ભાભારામના ચરણમાં ગયા અને દુર્લભ સત્સંગ પ્રાપ્ત કર્યો.* એ જ રીતે તેઓ સદગુરુ નાયાજીના ચરણમાં બેસી સારી રાત આનંદમાં વ્યતીત કરતા. એક સમયે પ્રેમમગ્ન બનેલા નાયાજીએ હૃદય ખોલીને વાતો કહેવા માંડી.

ગાંગા મેરા પહિલા જનમ, યોગી બ્રહ્માનંદ,
તા દિન ધ્યાન લગાયકે, બૈઠે ઉતરાખંડ.
દૂજે મુરધર દેશમેં ઝુઝારસિંહ રાઠોડ,
તા દિન સોહંમનાથજી, આયે બંદી છોડ.

ગાંગાજી ! પહેલા જન્મમાં હું બ્રહ્માનંદ સ્વામી હતો તે સમયે ઉત્તરાખંડમાં તપશ્ચર્યા કરી. બીજા જન્મે મારવાડમાં રાઠોડ ઝુઝારસિંહ થયો તે સમયે સિદ્ધપુરુષ સોહંમનાથજીએ મને સજાગ બનાવ્યો મારા ભવના બંધનો કાપી નાંખ્યા.

બંધ છૂડાવન આઈયા, સોહંમનાથ દાતાર,
ગાંગા સોહી સિદ્ધકે, ચરણ જાવું બલિહાર.
સોહંમનાથ ગુરુદેવકી, તા દિન કથા સુનાય,
સુનતેહી રાઠોડકે, બરખાં નૈન બહાય.
બાબા મોહે અભાગકો, કૈસે દર્શન પાય,
સોહંમનાથ ગુરુદેવજી, બેગે મિલેહો આય.
સાંચામેં દર્શન ચહૂં, કૈસે આવું તુમ પાસ,
પ્રહરીકો જંજીર પડી, કિસબીધ પહુંચે આશ.

સંત નાયાજીએ સોહંમનાથના મિલનની પાવનકથા કહી

*ગંગાસિંહ ગોહિલે ભાભારામના ચરણમાં બેસી જે સત્સંગ પ્રાપ્ત કર્યો એ ઘટના 'સંત ભાભારામ' નામક ગ્રંથમાં આલેખાયલી છે.

સંભળાવી. સાથે એ મહાપુરુષનું ચરિત્ર કહી સંભળાવ્યું. એ પાવન ચરિત્ર શ્રવણ કરતા ગોહિલના હ્રદયમાં સિદ્ધપુરુષને ભેટવાની તાલાવેલી જાગી. અશ્રુનયને તેઓ સોહંમનાથનું સ્મરણ કરી રહ્યા. પ્રેમલગની અટળ બની અને આદ્યસદ્ગુરુએ ગંગાસિંહની આર્તવાણી શ્રવણ કરી. ત્વરાથી તેઓ કુકસના સંત ધામમાં હાજર થયા.

સોહંમનાથ ગુરુ દેવજી, મોહે દરશ દિખાય;
ગાંગા તુમ્હારે ચરણમેં, બેર બેર બલિજાય.
પ્રેમલગન કૈસે લિખે, ધન્ય પ્રેમ બલિહાર;
ગાગાકી આરત સુની, સોહંમ આયે તેહી ઠાર.
ગાંગા ઉઠકર ધાઈયા, સંતચરણ લિપટાય,
બાબા મોહે અનુજપે, ઐસી કૃપા બરસાય.

દીનતાથી ગંગાસિંહ સદ્ગુરુ સોહંમનાથજીના ચરણમાં ઢૂકી પડયા અને વિનયથી પ્રાર્થના કરી, 'બાબા ! મારા જેવા મનુજનો સાદ સાંભળી આવ્યા, અને મારી લાજ રાખી !'

બડે દયાનિધિ દેખીયા, સોહંમનાથ ગુરુદેવ;
ગાંગાકી આરત સુની, દરશ દિયે તત્‌ખેવ.
ગાંગા પૂરબકે ભાગ્યસે, આન મિલે સંયોગ;
નાયાજી ગુરુ ભેટીયા, ભવ ઉબરનકો યોગ.

'ગંગાસિંહ ! તમે બહુ જ ભાગ્યશાળી છો, સંતના દર્શન કોઈ સુભાગીને જ પ્રાપ્ત થાય છે તમારા પૂર્વજન્મના સંસ્કારને લીધે જ આ ભવમાં મહાપુરુષના મિલનનો યોગ બની ગયો. અને નાયાજી જેવા સંત સદ્ગુરુ થયા અને ભવ બાધાથી મુક્ત થવાનો આરો મળી ગયો !'

યોગી બ્રહ્માનંદકો, મથુરામેં મિલે આય;
તા દિનકી સેવા ભલી, મેટયો ભવ સંતાપ.
યહ ભવમેં તોહે ખોજકે, સદ્‌ગુરુ લિયે ઉબાર;
ગાંગા તુમી કૈસે બૂઝે, સંત સેવા બલિહાર.

'ગોહિલ ! કદાચ તમને આશ્ચર્ય થશે પરંતુ પૂર્વજન્મના ભાગ્યને લીધે જ આવો દુર્લભ યોગ બની ગયો. યોગી બ્રહ્માનંદજી તપશ્ચર્યા કરી પાવન પર્યટન કરતા મથુરામાં આવ્યા તે સમયે તમે એ યોગીપુરુષની સેવા કરી હતી. એ સંત સેવાના મેવારૂપે આ ભવમાં એ મહાપુરુષ તમને શોધતા ચિતોડગઢમાં આવ્યા અને તમારો અનુગ્રહ કર્યો. ગાંગાજી ! તમે તો સાચે જ અજાણ છો, એટલે સંત સેવાના અકથ્ય મહિમાને ક્યાંથી સમજી શકો ?' બાબા સોહંમનાથના મુખથી પોતાના પૂર્વજન્મની અગમ્ય કથા શ્રવણ કરતા દીનતાથી ઝૂકીને ગોહિલે વાચા ખોલી :

બડી કૃપા ગુરુદેવકી, આગલે ભવ કિયે યાદ;
અબૂઝ ગાંગાકો ઉમરિયા, બિરથ કિયે બરબાદ.
ગાંગા તુમી મહાભાગ હો, તાસે મિલ ગયે આય;
અબ તો સદ્‌ગુરુ ચરણમેં, નિશદિન રહો લુભાય.

'બાબા ! આપે મારા ઉપર અપાર કરુણા કરીને મારા પૂર્વજન્મની યાદ કરાવી. સાચું પૂછો તો અત્યાર સુધી મને એવું કાંઈ જ ભાન હતું નહિ. પરંતુ આપ જેવા સિદ્ધપુરુષના દર્શન થયા અને જન્મ જન્મની યાદ સજીવ બની બાકી અત્યાર સુધી તો મેં વ્યર્થ ઉંમર ગુમાવી દીધી.' સદ્‌ગુરુએ કહ્યું, ગાંગા ! તમે સુભાગી છો. હવે તો સદ્‌ગુરુના ચરણમાં રહી અહર્નિશ સદ્‌ગુરુની સેવામાં પ્રવૃત્ત બની રહો'

નાયાજીકી સંગ બૈઠકે, યોગી મિલે દિલજાન;
ભોરહી હિલમિલ હો ગયે, સાહિબ અંતર્ધાન.
ગાંગા તેરા ભાગ્યકા, કૈસે કરહું બખાન;
સાંયા મેરા આયકે, તોસે મિલે દિલજાન.

સંત નાયાજીની સંગાથે બેસી સિદ્ધપુરુષ સોહંમનાથજીએ અપાર આનંદથી દુર્લભ સત્સંગની વાતો કરી. એ પ્રેમાબ્ધિમાં ત્રણ પ્રહર રાત્રિ વ્યતીત થઈ ગઇ.

પ્રાતઃકાળ થવાની તૈયારી થતા સિદ્ધપુરુષ ઊભા થયા અને વિનયથી ઝુકીને વિદાય માગી અંતર્ધાન થઈ ગયા. પોતાના આદ્ય સદ્ગુરુ અંતર્ધાન થઈ ગયા. પરંતુ હૃદયમાં એક પ્રકારનો દિવ્ય આનંદ ઝગારા મારી રહ્યો હતો. મહાપુરુષના મંગળ મિલનના આનંદનું ભલા વર્ણન કોણ કરી શકે ? સંતની દૃષ્ટિ ગાંગાજી ઉપર ઠરી. અને બોલ્યા : 'ગોહિલ ! તમારા ભાગ્યના હું શી રીતે વખાણ કરી શકું ? મારા સ્વામીને તેં લગાર યાદ કર્યા અને તેઓ પ્રત્યક્ષ આવીને હાજર થયા. સાક્ષાત દર્શન આપ્યા. ગંગાસિંહ ! તમે સાચે જ મહાભાગ્યશાળી છો !' મુક્તકંઠે સદ્ગુરુ એમના યશ ગાઈ રહ્યા.





# ૨૫. ભુતકાળની મીઠી યાદ

आईये प्रितम नयनमें, पल तोहे मूडी लेव;
ना मै देखु औरनको, ना तोहे देखन देव.
(भक्तकवि रसखान)

બિછડ ગયે ગુરુદેવસે, ખોજન આયે ગુરુધામ;
નાયાજીકે ચરણમેં, સહજ પાયે વિશ્રામ.

સંત નાયાજી પાવન પર્યટન કરવા નીકળ્યા હતા. તે સમયે જે ભાગ્યશાળી જીવોને ઉપદેશ આપી સંતે સન્માર્ગે ચડાવ્યા, એવા મહાભાગીઓના હૃદયમાં સદ્દગુરુની યાદ જીવંત બની અને તેઓ ગુરુ દર્શનની તાલાવેલીમાં વ્યાકુળ બની ગુજરાતમાં આવ્યા અને સદ્દગુરુના ચરણમાં સ્થાન પામી સાચી શાન્તિ પ્રાપ્ત કરી એવા મહાનુભાવોના જીવનની લગાર ઝલકનું આલેખન કરીએ.

૧—બ્રાહ્મણ ભુમાનંદ* :—

બરસો કંઇ બીતે ગયે, આયી ગુરુકી યાદ,
ભુમાનંદ ભવ તીરનકો, ઉરમેં જાગે ઉન્માદ.

*બ્રાહ્મણ ભુમાનંદની પૂર્વકથા માટે જુઓ પૃ ૬૧.

સંત નાયાજીને પાટણમાં ભુમાનંદ વિપ્રનો ભેટો થયો હતો. સદ્‌ગુરુએ ઉપદેશ આપી તેને પોતાનો બનાવ્યો. વર્ષો પછી એ બ્રાહ્મણનાં હૃદયમાં સદ્‌ગુરુની યાદ જીવંત બની એટલે તે કુકસના સંત ધામમાં આવ્યા અને વિનયથી ઝુકીને દીન-યાચના કરી.

બાબા મોહે દિયો બિદા, હરિસે કરહું પ્રીત,
અજહુ નામ ન ગાઈયાા, ચલ્રી ઉમરિયા બીત.

'બાબા ! તે સમયે મને હરિ સ્મરણ કરવાનો આદેશ આપ્યો હતો. પરંતુ માયામાં લોભાયલો જીવ હરિ સંગાથે લાગ્યો નહિ અને કાળ વીતી ગયો. આજે સજાગ બન્યો છું. મને પ્રભુ ભજન કરવા માટે વિદાય આપ્યો !'

'ભુમાનંદ ! તમારે ઇશ્વર ભજન કરવું છે તો સુખેથી પ્રયાણ કરો. ઉત્તરખંડમાં જઈ એકાગ્ર બની પરમાનંદ પ્રભુને પ્રાપ્ત કરી જીવન ધન્ય બનાવો !' આમ કહી સદ્‌ગુરુએ શુભાશિષ આપી વિદાય કર્યા. એ ભુમાનંદ સાચે જ ભવના બંધનોથી મુક્ત થઈ ગયા.

સદ્‌ગુરુકે આદેશ સે, ચલ ગયે ભુમાનંદ,
બૈઠે ધ્યાન લગાઈ કે, પાયા પરમાનંદ,

૨—આહિર ભુલાજી :—×

તુલસી શ્યામમેં બીત ગયે, પરહિત બારા સાલ,
સદ્‌ગુરુકે બિરહમેં, ખોજત નીકસે મરાલ.

સંત નાયાજી સૌરાષ્ટ્રમાં ભ્રમણ કરી રહ્યા હતા તે સમયે તુલસી શ્યામ નામના તીર્થધામમાં ભુલાજી આહિરનો ભેટો

× 'આહિર ભુલાજીનો પ્રસંગ. પૃષ્ઠ ૧૦૦ ઉપર જુઓ.

થયો. એ ભાગ્યશાળી પુરુષને સંતે નામસ્મરણ અને સંત સેવાનો આદેશ આપી ન્યાલ કર્યો. એ વાતને બાર વર્ષ વીતી ગયા. આહિરે ગુરુ આજ્ઞાનું યથાર્થ પાલન કર્યું. પરંતુ હવે એનાથી ગુરુના દર્શન વિના રહી શકાય તેમ ન હતું. એટલે તે સૌરાષ્ટ્રથી ચાલીને ગુજરાતમાં આવ્યા અને સદ્દગુરુના દર્શન પ્રાપ્ત કર્યા.

ભુલા ભવમેં ભટકતે, આવ્યા ગુરુકે ધામ,
નાયા સદ્દગુરુદેવજી, મોહે દિયો વિશ્રામ.

ગુરુદેવ ! મને આપના દર્શન વિના ચેન પડતું નથી. તેમ હવે મારાથી ન્યારા રહી શકાય તેમ નથી !" ભૂલાજી ! એમ જ હોય તો તમે ખુશીથી કુકસ ગામમાં આવીને નિવાસ કરો. તમારાં બધાં જ કાર્ય સિદ્ધ થશે !" સદ્દગુરુની આજ્ઞા શિરોમાન્ય કરી આહિરે તુલસી શ્યામથી પોતાનો મુકામ ઉઠાવીને કુકસ ગામમાં આવીને નિવાસ કર્યો. સદ્દગુરુના દર્શન કરતા એના દિવસો મંગળમય બની ગયા.

ગુરુ દર્શન સુખદાયના, સદા રહહું લુભાય,
ભુલા કુકસ ગામમેં, આય બસે સુખદાય.

### ૩—બાબા મહિપતરામ-૧

સિંધના નગરઠઠ્ઠામાં મહિપત નામના સુમરાને સદ્દગુરુએ ઉપદેશ આપી વૈરાગ્યની વસમીવાટે વિદાય કર્યો હતો. વર્ષો પછી એ મહાપુરુષનું અચાનક આગમન થયું.

સદ્દગુરુકે ધામમેં, યોગી આયે સુખધામ;
બાબા મોહે ભૂલ ગવે, માહપત મેરા નામ.

૧-મહિપત માટે જુઓ પૃષ્ઠ ૧૦૨.

આગંતુક યોગીને સદ્દગુરુ પિછાણી શકયા નહિ. પરંતુ યોગીએ કહ્યું ત્યારે વ્યાકુળતાથી સંત તેમને ભેટી પડયા. અને બોલ્યા :—

સુમરા તુને ભલી કિની, ભવમેં ભયા અવધૂત;
ધન્ય જનની યોગી જણે, ધન્ય વે માહિપત પૂત.

ધન્ય છે એ જનેતાને કે જેની કુખે મહિપત જેવો પુત્ર જન્મ્યો. સદ્દગુરુના ચરણમાં વિનયથી ઝુકીને યોગીએ વિદાય માંગી. સંતે આગ્રહ કર્યો. પરંતુ હઠિલા યોગી વિદાય થયા. તે સમયે સંત નાયાજીના નેત્રોમાંથી જળધારા વહી રહી.

સદ્દગુરુકો શિરનાયકે, યોગી હુવે બિદાય;
નાયાજીકે નૈનસે, બરખા નીર બહાય.

૪—ધોરમજી સુમરા :—૨

સિંધસે સુમરા આઈયા, ધોરમ ગુરુકે ધામ;
નાયાજીકે દરશને, સાચ પાયે આરામ.
ગુરુજી સિંધ સુના લગે, સંત ચરણ સુખ દેન;
સંગમેં રખો ગુરુદેવજી, ધોરમ ટપકે નૈન.

'ગુરુદેવ ! આપના દર્શન માટે દિલમાં તાલાવેલી જાગી રહી. આપને શોધતા ગુજરાતમાં આવ્યો અને આપના દર્શન પ્રાપ્ત કર્યા. હવે તો સિંધ જવાનું દિલ થતું નથી. મને આપના ચરણમાં રાખો !' આમ કહેતાં ધોરમનાં નેત્રોમાંથી આંસુ વહન થઇ રહ્યાં. સંતે એની દશા જોતા વાચા ખોલી : 'બેટા હરિ સ્મરણ કરી જીવનને ધન્ય બનાવો. ધોરમ સંતના ચરણમાં રહી ગયા.

૨—ધોરમ સુમરા પૃષ્ઠ ૧૦૨.

ધોરમ ગુરુકે ધામમેં, સદા રહો સુખચેન;
હરિસે પ્રીત લગાઈયે, કૈસે બહાવત નૈન

૫ –દેવાજી ઠક્કર :–૩

કચ્છ અંજારમાં સદ્‌ગુરુએ દેવાજી નામના એક લોહાણાને ઉપદેશ આપી સન્માર્ગે ચડાવ્યા. કાળ વીતી ગયા પછી એ દેવાજીના હૃદયમાં સદ્‌ગુરુના દર્શનની અભિલાષા જાગી. ગુજરાતમાં આવ્યા અને કુકસના સંતધામમાં જઈ સદ્‌ગુરુનાં દર્શન પ્રાપ્ત તરી દુર્લભ આનંદ પ્રાપ્ત કર્યો. ત્યાર પછી દેવાજીએ દિલની વાત કરી : 'બાબા ગુજરાતમાંથી જવાનું દિલ થતું નથી !' ગુરુએ કહ્યું, 'દેવાજી ! તમે ગુજરાતમાં રહી જાવો. તમારી કમાણી સફળ થઈ જશે અને મનમાન્યો લાભ મળશે. એમની આજ્ઞા માન્ય રાખી દેવાજી ગુજરાતમાં રહ્યા. અને વેપાર કરતા સાચે જ ધનાઢ્ય થયા.

ગુરુજી કચ્છ અંજારસેં દેવાજીકો ચેતાય;
સોહી સુભાગી આઇયા, સંતધામ સુખદાય.
બાબા ગુર્જર ભોમસે,જાવન દિલ નહિ રહાય;
દેવાજી ઠાઢે રહો, તેરી સુફળ કમાય.

૬–ભક્ત ખેમાજી :—૪

સંત નાયાજી કચ્છ-ભૂજમાં ગયા ત્યાં ખેમાજી નામના એક લોહાણાનો ભેટો થયો. એ ભાગ્યશાળી જીવને સંતે ઉપદેશ આપી ભક્ત બનાવી દીધો. જે ભક્તબીજ છે, તે ભક્ત જ બને તેમ કાળ વીતી ગયો છતાં ખેમાજી એ જ

૩ દેવાજી ઠક્કર–પૃષ્ઠ ૧૦૩.
૪-ખેમાજીના અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૧૦૩.

લગનીમાં લાગી રહ્યા. સદ્‌ગુરુનાં દર્શને આવ્યા અને શુભાશિષ પ્રાપ્ત કરી પોતે વિદાય થયા. કચ્છમાં જઇ એમણે પોતાનું જીવન એ જ દશામાં વ્યતીત કર્યું.

એમ જીકો ગુરુદેવજી, હરિસે હિયે લગાય;
બરસોં કંઈ બીતે ગયે, કૈસે લગન તજાય.
ભક્ત સોડ્ડી ભકત બને, યહી શાસ્ત્રકી શાખ;
એમા ભકત હો ગયે, હરિનામ હિયામેં દાખ.

૭—ભક્ત સોમાજી :—૫

નાયા યહી સંસારમેં, હરિ ભજે સો હંસ;
ધન્ય સોમાજી સુરમા, કિયે પાપ વિધ્વંશ.

કચ્છ-ભૂજમાં સંત નાયાજીએ સોમાજી નામના એક લોહાણા ભકતને ઉપદેશ આપી સજાગ બનાવ્યો. એ ભાગ્યશાળી જીવ સાચે જ ભકત બની ગયો. ઈશ્વરના ધ્યાનમાં એકાગ્ર બની કાળ નિર્ગમન કર્યો. સંતસેવા અને હરિ ભજન જીવનના મુખ્ય ધ્યેય બની ગયા વર્ષો પછી એનું હૃદય વ્યાકુળ બન્યું. અને કુકસના સંતધામમાં આવ્યા. સદ્‌ગુરુનાં દર્શન કરી પરમ સંતોષ પ્રાપ્ત કર્યો અને ગુરુના ચરણમાં પૂર્ણ વિરામ પામી ગયા.

ધન્ય ભકિત બખાનીયે, સોમાજીકી રીત;
પૂર્ણ વિરામ પાઈયા, ગુરુચરણમેં પ્રીત.

૮—રોહિતસેન પરમાર :—૬

વિજયા સતી આગમ બૂઝે, પાયે સંત કરુણાય,
બાબા મેરા શ્યામકો, ભવસે મુકત કરાય.

---

૫-સોમાજી-પૃષ્ઠ ૧૦૩.

૬-રોહિતસેન પરમારની પૂર્વકથા માટે જુઓ પૃષ્ઠ ૧૦૯.

વિજયા સતી ચલ બસી, સમ શાલ સુખદેન,
રોહિત ગુરુકે ચરણમેં, આયે બહાવત નૈન.

સંત નાયાજી જેશલમેરમાં ગયા. ત્યાં રોહિતસેન નામના પરમારને ઉપદેશ આપ્યો રાજભવનમાં રાત્રિએ સત્સંગમાં બેઠા હતા. તે સમયે પરમારની પત્ની સતી વિજયાદેવી આવી અને સંતને ઝૂકીને દીન યાચના કરતા બોલી : 'બાબા ! મારા સ્વામીને આવાગવનથી મુક્ત કરજો !' એ સતીને અગમ દર્શાયું હતું. પોતે સાત વર્ષ પછી સ્વર્ગારોહણ કરી ગઈ અને વિરહમાં ઝુરાતા પરમાર રોતાં હૃદયે સંતના ધામમાં આવ્યા. એની દશા જોતાં સદ્ગુરુને સતી વિજયાદેવીના શબ્દો યાદ આવ્યા. સંતે રોહિતસેનને જગાડીને શ્રીહરિના બનાવી દીધા.

હરિસે પ્રીત લગાઇયે, રોહિત હરિકા હોઇ,
રોહિત સોહી મિલે રામસે, રોહિત ઔર ન કોઈ.
રોહિત પેખો પિવકો. પિવસે લગન લગાય,
ધ્યાન લગાકે બૈઠીયે, પિવમેં રહો સમાય.

'રોહિતસેન ! તમે પ્રભુના બની જાવો. પ્રભુના અંશમાંથી પ્રગટ થયા છો અને હવે એ દિવ્ય સ્વરૂપને પ્રાપ્ત કરી લ્યો !' સંતના શબ્દો પરમારના હૃદયમાં આરપાર થઈ ગયા. વિનયથી ઝૂકીને તેઓ ઉત્તરખંડ હિમાલય તરફ ગયા અને ગિરિકંદરા ઉપર ધ્યાનમગ્ન બની પરમાનંદ પ્રભુને પ્રાપ્ત કરી અખંડાનંદમાં લયલીન બન્યા.

રોહિત પિવકો ખોજતે, ઠાઢે ઉત્તરાખંડ,
સજની હરિવર પાઇયા, કો બરને આનંદ.

૯—તિકમચંદ વણિક :—૭

તિકમચંદકે દિલમેં, ગુરુ બિરહા સતાય;
ખોજત કુકસ ગાવમેં, ગુરુસે મિલ ગયે આય.

---

૭–તિકમચંદ વણિકની કથા માટે જુઓ પૃષ્ઠ ૧૧૭.

કૃપા કરો ગુરુદેવજી, તિકમ રહે ન દૂર;
સદા રહુ ગુરુ ચરણમેં, સેવક હાલ હજૂર,

મારવાડના સાંગાનેરમાં તિકમચંદ વણિકને સંતે ઉપદેશ આપી ભક્ત બનાવી દીધો. એ ભાગ્યશાળી વણિકના હૃદયમાંથી સદ્દગુરુ નાયાજીની યાદ વિસ્મૃત થતી ન હતી. વર્ષો પછી તેઓ મારવાડથી ગુજરાતમાં આવ્યા અને સદ્દગુરુની શોધ કરતા કુકસ ગામમાં આવી પહોંચ્યા. સદ્દગુરુના ચરણમાં વંદના કરતા વિનયથી બોલ્યા: 'બાબા! હવે તો આપનાથી ન્યારા રહીને દિવસો વીતાવી શકાય તેમ નથી માટે કોઈ એવો માર્ગ બતાવો કે આપનાં દર્શન થતાં રહે અને જીવન આનંદમય બની જાય!'

સંતે એને કુકસ ગામમાં રહીને વાણિજ્ય કરતા, એક પંથ અને દો કાજ'ની જેમ આનંદથી દિવસો વ્યતીત થાય એવો સુગમ રાહ બતાવ્યો. તિકમચંદે કુકસમાં નિવાસ કર્યો એના દિવસો મંગલમય બની ગયા.

તિકમ યહાં ઠાઢે રહો, કુકસ બને દો કામ;
ધર્મ અર્થ સબહી ફળે, સંત ચરણ વિશ્રામ.

સદ્દગુરુના ચરણમાં આવા તો કેટલાક ભાગ્યશાળી જીવો આવ્યા અને જીવન ધન્ય બનાવી વિદાય થયાં.





# २६. प्रसंग गंगा

प्यारे प्रसँगा संतका. मानो आनंद कंद;
सतोसे संतो मिले, प्रगटे परमानंद.
(सँत प्यारेदास)

નાયાજી ગુરુદેવકી, ચરિત્ર લીલા અનંત;
ગાંગાજી કૈસે લિખે, અકળગતિ ગુરુ સંત.

**સ**દ્‌ગુરુ નાયાજીની ચરિત્રલીલાનું વર્ણન થઈ શકે નહિ. ગાંગાજી કહે છે કે સદ્‌ગુરુ અને સંતની અકળ ગતિ કોઈ કળી શકે નહિ. તો પછી એનું બ્યાન તો કોણ કરી શકે ? સંત નાયાજીના ચરિત્રના થોડા પ્રસંગોની નોંધ પ્રાપ્ત થાય છે. એવી કથાઓનું લગાર આલેખન કરી લઈએ.

રકત કોઢી મણીબા :—

કણબી કુળની મણીબા નામની એક સ્ત્રીના શરીરમાં રકતપિત્તના મહા વ્યાધિએ ઘર કર્યું. કર્મની ગતિ કરાળ બની. સગાંઓએ એને ઘરમાંથી બહાર કાઢી મૂકી. બિચારી જ્યાં ત્યાં પડી રહેતી અને જે કાંઈ મળે તેનાથી ગુજારો કરતી એ દુઃખિયારી મણીબા ફરતી ફરતી કુકસ ગામમાં આવી અને

સંત નાયાજીના ધામમાં ગઈ. એની દશા જોતા દયાનિધિ સંતનું હૃદય કાંપી ઊઠયું. મહાપુરૂષે મણીબાનો મહારોગ મિટાવ્યો. સદ્દગુરુમાં એનો અનન્ય ભકિતભાવ જાગી ગયો,

સંત નાયાજીએ રચેલા એક પદમાંથી તેમના જીવનની અવનવી ઘટનાઓ પ્રાપ્ત થાય છે. આ સ્થળે એ પદ લખી લઈએ.

ભંડાર ભર્યા :—

ભકતોના રખેવાળ, ભુદર તમને જાણ્યા રે;
શરણાગતના પ્રતિપાળ, વિગતે વખાણ્યા રે. ટેક
આવીરે અતિથી જમાત, કોઠારે અન્ન ખાલી રે;
નાયો જપે હરિનું નામ, કરજો પ્રતિપાળી રે. ૧
પ્રભાતે ભરીને પોઠ, વણજારો એક આવ્યો રે;
નાયાજી કેરો માલ, શેઠે મોકલાવ્યો રે. ૨
રાખી ભકત કેરી લાજ, કોઠારો ભરીયા રે;
એવા તમે દીનનાં દયાળ, સમર્થ સામળીયા રે. ૩

દુકાળના દિવસો :—

પડયો રે કાળમો દુકાળ, ભૂખે મરે લોક રે.
તમે શીદને કોપ્યા રે દયાળ, નાયો મૂકે પોક રે. ૪
મધરાતે વાણી સંભળાય, નાયા શીદને રૂવો રે;
અખેપાત્ર તુજ ભંડાર, લોકોના દુઃખ ધૂવો રે. ૫
ભૂખ્યા લોક અપાર, ભંડારે ભોજન પામે રે;
ભકિત તણો પ્રતાપ, ભૂખ્યાના દુઃખડાં વિરામે રે. ૬

કોલેરાનો રોગચાળો :—

ફૂડો કોલેરાનો રોગ, ઘરો ઘર ફેલાયો રે;
નાયા કહે મહારાજ, મહાદિન કયાંથી આયો રે. ૭

મરતાં જીવને બચાવો, દયાનિધિ દેવા રે;
મરવા બેઠો સંસાર, કરશે કોન સેવા રે. ૮
સંત મહિમાની શાન, હરિએ સમજાવી રે;
ચરણામૃત પ્રેમે પાય, મરતાંને લીધા બચાવી રે. ૯

મહંમદ બેગડો :—

ભૂંડો ભજન કેરો ભેખ. પીર થઈને પૂંજાયે રે;
મહંમદ બેગડો શાહ, રોષે ભરાયે રે. ૧૦
સાંભળી પ્રભુતા કેરી વાત, સુલતાને કે'ર કીધોરે;
સદગુરુ ગરીબ નવાજ, બંધન છોડી દીધા રે. ૧૧

બિછાનેથી ઉઠાડયા :—

પરવશ બની ગઈ દેહ, પોકારે નાયો હરિ તુજનેરે,
શીદને કરાવો છો વેઠ, તેડાવી લ્યોને મુજને રે, ૧૨
નાયાજી બેઠા થાવ, બિછાનું હવે ત્યાગી રે,
કરો ભકતજનોને ઉપદેશ, ભવના દુઃખ ભાંગી રે. ૧૩
સદગુરુને સાહેબ એક રૂપ, જુગતે કરી જાણ્યા રે,
દાસ નાયોજી કરજોડ, હરિને વખાણ્યા રે. ૧૪

ગણિકા આશકા :—

બારામુખી ગુરુધામમેં દર્શન કે હિત આય,
કૃપા કિયો ગુરુદેવજી, વિષય ફંદ તજાય.
નાયાજીકો નેમસે, અબળા અનુગ્રહ કિન,
પાટણપુરમેં જાય કે, સત્ય માર્ગ ગ્રહી લીન.

પાટણની એક વેશ્યા સંત નાયાજીની ખ્યાતિ શ્રવણ કરી સંતના દર્શને આવી. એ મહાભાગ્યશાળી બાઈએ સંતના

ચરણમાં ઝૂકીને દીનયાચના કરી : 'મહારાજ ! મારા હૃદયમાંથી વિષયના ફંદ છૂટી જાય એવી કૃપા કરો !' સંતે એના શિર ઉપર વરદહસ્ત સ્થાપતા શુભાશિષ આપ્યા. આશકા વિદાય થઈ. પાટણમાં જઇ તે સાચે જ વિશુદ્ધ બની ગઈ. પોતાનો પતિત વ્યવસાય ત્યજી સત્યનો માર્ગ ગ્રહી લીધો. ભજન ભક્તિ અને સંતોની સેવા કરવામાં પ્રવૃત્ત થઈ એ આશકાનું જીવન ધન્ય બની ગયું.

આશકા ઉબર ગઈ, લગે ભજન ભક્તિમેં ધ્યાન,
નાયાજી કે પ્રતાપસે, મિટ ગયે આવાગવાન.

ગાયિકા નાદિયા :—

અહમદાબાદસે આઈરી, કિન્નરીનાદિયા નામ,
હિંદવા પીર દીદારકી, જગે હિયામેં હામ.
બાબા પાક દીદારસે, દિલકા ફૂર્ક બિલાઈ,
સાંચા હિંદવા દીનકી, અબતો રહી ન જુદાઈ.

અમદાવાદની એક નામી ગાયિકા સંત નાયાજીના ચરણમાં આવી. એનું નામ હતું નાદિયા. હિન્દુ પીરના દર્શનની અભિલાષા દૃઢ બની હતી. એને લીધે તે આવી અને સંતના દર્શન પ્રાપ્ત કરતાં જ એના દિલમાંથી હિન્દુ મુસ્લીમની જુદાઈ દૂર થઈ ગઈ. દિલમાં રામ રહીમનો ભેદ હતો તે સદાને માટે ભુલાઈ ગયો 'નાદિયા ! કોઈપણ નામથી એ પાક ખુદાની બંદગી કરો. એનાથી તમારા હૃદયમાં સાચી શાન્તિ થશે !' સંતના ઉપદેશથી ન્યાલ થયેલી નાદિયા અમદાવાદમાં આવી અને શાન્તિથી પોતાનુ શેષજીવન વ્યતીત કર્યું.

નાદિયા જીક્ર બતાઇયે, જી ચાહે સોહી નામ,
પાક ખુદા કે નામસે, અહર્નિશ પાવે આરામ.

ગેહાજી લૂંટારો :—

બારૈયા ચુંવાળકે, ગેહાજી લૂટેરા નામ,
ડાકા ડારન આઈયા, ઠાઢે કુકસ ગામ.
નાયાજીકો દેખતે, ગેહા બિમલ મતિ આઈ,
મોસે બડી કસૂર હુઈ, ક્ષમા કરે હો પીરાઈ

ચુંવાળમાં બારૈયા લૂટારા ગેહાજીનું નામ શ્રવણ કરતા લોકો ધ્રુજી ઊઠતા. એ કાળઝાળ ગેહાજી કુકસ ગામ લૂંટવા માટે આવ્યો. દિવસે ગામમાં છૂપા વેશે પ્રવેશ્યો અને ચર્ચા કરી લીધી. સંત નાયાજીનું નામ સાંભળ્યું હતું. એટલે તે સંત ધામમાં દર્શન માટે ગયો. સંતના ચરણમાં ઝુકીને ચરણસ્પર્શ કર્યા. અધમ લૂટારાના દિલની ગતિ બિલકુલ બદલાઈ ગઈ. અને દીનતાથી બોલી ઊઠયો : 'બાબા ! મારાથી મોટી ભૂલ થઈ મને ક્ષમા કરો ! હું કુકસ ગામ લૂંટવા આવ્યો હતો. આપ જેવા પતિત પાવન સંતોની ધરતી ઉપર કેમ હાથ નાંખી શકાય ? મને ક્ષમા કરો !' સંતે એને શુભાશિષ આપ્યા. ગેહાજી વિદાય થયો. એનું જીવન પરિવર્તન થઇ ગયું. લૂંટનો ધંધો ત્યજી ભકત બની ગયો. સાધુ સંતોની સેવા અને પ્રભુ ભકિતમાં એનું જીવન વંદનીય બની ગયું.

સંત ચરણરજ પાયકે, ગેહા હુવે બિદાય,
તા દિન અકરમ બિલાઈયા, ભજન ભકિત મન ભાય.

મહારોગી માલતી :—

વસો નગસે આઈરી, માલતી મહાદુઃખદાય;
મોહે જલંદર રોગસે, ગુરુજી લિયો બચાય.
ચરણામૃત દિયો ગુરુ, દેખત દર્દ બિલાય;
માલતી કો તીન દિનમેં, રોગસે મુકિત પાય

વસોના એક કણબી કુળની માલતી નામની બાઇને જલંદરનો મહારોગ થયો હતો. ઘણા ઉપચાર કર્યા પરંતુ વ્યર્થ. જીવનની આશા રહી નહિ. એટલે તે મહાપ્રયાસે કુકસના સંત નાયાજીના ચરણમાં આવી અને પોતાને રોગમુકત કરવા દીનતાથી પ્રાર્થના કરી. સંતે ચરણામૃત આપી પાન કરાવ્યું. એનાથી માલતીને આરામ થયો. ત્રણ દિવસમાં એનો મહારોગ મટી ગયો. સંતની વિદાય લઈ તે વસોમાં આવી. એને સ્વસ્થ બનેલી જોતા કણબી કુટુંબમાં ભારે આશ્ચર્ય થયું. સાચી વાત જાણી ત્યારે તેઓ સંત નાયાજીના યશ ગાય રહ્યા.

સંત કૃપા સુખ પાઇયા, માલતી નિજ ઘર આય.
નાયાજી ગુરુદેવકા, કુણબી કુળ યશ ગાય.

બહાદુરશાહનું ભવિષ્ય :—

સુલતાન બહાદુરકો, યાદ નાયાકી આય,
સંતધામમેં આયકે, બૈઠે શિર ઝુકાય;
બાબા મેરી ક્યા ગતિ, મોસે નહિ બૂઝાય.
રહમે સમંદર સાંઇયા, હોની દિયો સુનાય.

ઈડરગઢ તરફ લશ્કર લઈને ગયેલા બહાદુરશાહ ઉત્તર ગુજરાત તરફથી પાછા ફરી રહ્યાં હતાં. અચાનક તે સમયે કુકસ ગામ આવતાં સંત નાયાજીની યાદ જીવંત બની. એક સમયે એ મહાપુરુષને સતાવતા જે અગમ્ય અનુભવ થયો હતો એનાથી સુલતાન ધ્રુજી ગયા હતા. એ સંતના કદમોમાં જવાનું દિલ થતા સુલતાન સંતધામમાં આવ્યા અને સંત નાયાજીને ઝુકીને તેમના ચરણમાં બેસી ગયા અને ધીમેથી દિલની વ્યથા કહી. 'બાબા ! મારા ભાવિ વિષે મને કાંઈ જ

સમજાતું નથી. માટે કૃપા કરી બનવા કાળ વિષે કહી સંભળાવો !" એના શબ્દો શ્રવણ કરતાં સંતે જે કહેવાનું હતું તે સ્પષ્ટ કહી દીધું.

બહાદુરશાહી તખ્તપે, એકાદશ સાલ રહાય,
દીવમેં દગા ફીરંગીસે, તેરા શિશ કટાય.
નાયાજીકી બાની સુની, બહાદુરશાહી હુવે મ્લાન,
શિર ઝુકાયકે ચલ ગયે, શોચન લગે સુલતાન.

સંત નાયાજીએ સ્પષ્ટ શબ્દોમાં એના ભાવિનો ભેદ ખોલી નાંખ્યો. 'બહાદુરશાહ ! તમે અગિયાર વર્ષ રાજ્ય કરશો. ત્યાર પછી દીવના ફીરંગીના હાથે દગાથી તમારી હત્યા થશે !' સંતના એ શબ્દો શ્રવણ કરતા સુલતાન ઉદાસ બની ગયા. દીનતાથી ઝુકીને ઊભા થયા અને વિદાય લીધી.

કાળના વહન સાથે ભાવિના ભાખેલા શબ્દો સત્ય નીવડયા. સુલતાન દીવ ગયા. ફીરંગીના કપ્તાન સાથે મંત્રણા કરી ઊઠયા. એમ કહેવાય છે કે સુલતાન બહાદુર એક વહાણ નજીક પહોંચી ચૂકયો હતો. પણ એટલામાં એક ફીરંગી આવી પહોંચ્યો અને તેણે સુલતાનને પોતાની તલવારના ઝટકાથી ઠાર કરી દરિયામાં ફેંકી દીધો. (ઈ. સ. ૧૫૩૬) આ રીતે સંત નાયાજીએ સુલતાન બહાદુરશાહને કહેલી ભવિષ્યવાણી બિલકુલ સત્ય નિવડી.

સંત બચન પલટે નહિ, હે ની હોવનહાર;
શાહ બહાદુરકો દીવમેં, ફીરંગી કર દિયે ઠાર.





# ૨૭.
# યોગીપુરૂષોનું મંગળમિલન

प्रभु पहिचानि परेठ ग्रहि चरणा,
सौ सुख उमा जाय नहि बरणा.
(रामचरितमानस)

યોગીસે યોગી મિલે, મિલે સાધસે સાધ,
ભકિત ભકત ભગવંતકો, મહિમા બડો અગાધ.
યોગી બ્રહ્માનંદજી, ઉત્તરાખંડ લુભાય.
તા દિન યોગીજન મિલે, સોહી મિલનકો આય.

યોગી પુરુષોનું મંગલ મિલન એટલે ત્રિવેણી સંગમ-ભકિત ભકત અને ભગવાનનું મિલન. યોગી બ્રહ્માનંદજી જ્યારે ઉત્તરાખંડમાં તપશ્ચર્યા કરી રહ્યા હતા. તે સમયે જે યોગીપુરુષોનો સમાગમ થયો, એ મહાપુરુષો અવનિમાં અવતરેલા એ યોગી પુરુષ-સંત નાયાજીને મળવા માટે આવ્યા.

સિદ્ધ અડબંગનાથ :—

બડે સિદ્ધ અરૂ અવધૂતા, સંતધામમેં આય;
નાયાજીકી સંગ બૈઠકે, સંતનકે યશ ગાય.

અડબંગનાથ અવધૂતા, આગે મિલનકો રંગ;
નાયાજીકે હૃદયમેં, અકળિત જગે ઉમંગ.
આગે ઉત્તરાખંડમેં મિલે, ભેરહી હુવા મિલાન;
લોગનકે હિતકાર હુઈ, યોગી કર હું ગવાન.

સિદ્ધપુરુષ અડબંગનાથનું ચરિત્ર અદ્દભુત છે. પ્રથમ જાયલ ગુરુ દ્વારામાં દ્વારાનંદજી નામે સંત હતા. ત્યાર પછી બુંદીમાં હાડાવંશમાં અવતાર લીધો. તે સમયે અડબંગસેન નામ પડયું. રેણુકાદેવી સાથે લગ્ન થયાં અને અલ્પ સમયમાં વામા સ્વર્ગે સિધાવી. પરંતુ અંત સમયે ઉપદેશ આપી ગઈ, 'સ્વામી! મૃગજળ માયાથી દૂરભાગી જજો!' પ્રાણપ્યારી વામાના શબ્દો અનુસાર તેઓ ઉત્તરખંડ-હિમાલયની ગિરિ-કંદરા ઉપર જઈ ધ્યાનમગ્ન બન્યા. સૈકા પછી નીચે ઊતર્યા. અને મુલતાનમાં જઈ સોહંમનાથને માયાથી મુકત કરી હિમગિરિ ઉપર લઈ આવ્યા. એ જ સોહંમનાથે કાશીમાં એક બ્રાહ્મણને સંતતિ ન હતી છતાં વચન આપ્યું. એટલે પુત્ર થઈ અવતર્યા. એમનું નામ લક્ષ્મીદાસ પાડયું. પાછળથી એ જ સંત નિર્વાણ સાહેબ થયા. આદ્ય સદ્દગુરુ અડબંગનાથ અને સોહંમ નિર્વાણનું એક હજાર વર્ષ પછી સુરતમાં પુનર્મિલન થયું.* અડબંગેશ્વરની સ્થાપના, સુરતના સુબેદાર રજ્જબે સંતાપ્યા એનો નાશ થયો, યોગી વિદાય થયા. એ સિદ્ધપુરુષ ઉત્તર-ખંડમાં બ્રહ્માનંદજીને મળ્યા હતા એ અસલ નાતાને યાદ કરી તેઓ નાયાજીના દર્શને આવ્યા.

---

*જય બિલ્વેશ્વર અથવા ચીથલિયા મહાદેવનો ઇતિહાસ નામક પુસ્તિકામાં બાબા અડબંગનાથનું ચરિત્ર આલેખાયલું છે. 'સંત ભાભારામ' નામક ગ્રંથમાં પણ એ યોગીનુ ચરિત્ર રજૂ થયું છે.

લોગનકે હિત આઈયા, યોગી બ્રહ્માનંદ;
અઠખંગનાથકે મિલનસે, પાયા પરમાનંદ.

સંત નાયાજી અને સિદ્ધપુરુષ અઠખંગનાથનું યુગ વીત્યા પછી મંગળ મિલન થયું. તે સમયે ઉભયોનાં હૃદયમાં પરમાનંદની પ્રાપ્તિ થઈ.

યોગી ત્રિલોકનાથ :—

યોગી ત્રિલોકનાથજી, કુકસ ધામમેં આય;
નાયાજીકો દેખતે, મંદ મંદ મુશ્કરાય.

ઉત્તરખંડ-હિમાલયના ગંધ માદૅન પર્વત ઉપરથી યોગીરાજ ત્રિલોકનાથ પાવન પંથે વિચર્યા. એ મહાપુરુષની ઉંમર હજાર વર્ષ ઉપરની હતી. તેઓ સંત નાયાજીના સ્થાનમાં આવ્યા અને યોગીના મૂળ સ્વરૂપને નિરખતા મંદ મંદ હસી રહ્યા. માનવ કલ્યાણ માટે અવતાર ધારણ કરી આવેલા એ યોગી પુરુષ-સંત નાયાજીને વંદન કરી વિદાય થયા.

યોગી ઋષભનાથ :—

યોગી સોહી યોગી બને, માનવકે હિતકાર;
સોહી સંતકો વંદહુ, યોગી લાગે પાય.

ઉત્તરખંડના દ્રોણાગિરિ પર્વત ઉપર તપશ્ચર્યા કરી ગહન કાળ પછી યોગી ઋષભનાથ નીચે ઊતર્યા. કાશી અને હરિદ્વારમાં અનેક જીવોને ઉપદેશ આપી મૃગજળ માયાના ફંદમાંથી મુક્ત કરી દીધા.

દ્રોણાગિરિસે ઊતરે, યોગી ઋષભનાથ;
કાશી અરૂ હરિદ્વારમેં, કિતને કિયે સનાથ.

માયા ફંદ છૂટાયકે, હરિસે દિયે લગાય;
સોહી ઋષભનાથકો, મહિમા લિખો ન જાય.

પાવન પર્યટન કરતા એ યોગીપુરુષ સંત નાયાજીના દર્શને આવ્યા અને અગમ્યજ્ઞાન ગોષ્ટિ કરી વિદાય થયા.

ઋષભનાથજી બૈઠીયા, નાયાજીકે સંગ;
ગાંગા કબહુ ન બિસરે, સૂર દુર્લભ સત્સંગ.

મહાપુરુષના સમાગમમાં દેવોને પણ દુર્લભ એવો સત્સંગ થયો. ગાંગાજી કહે છે કે એ આનંદ તો હજુ ભૂલાતો નથી.

યોગી જાન્હવીદાસજી :—

યોગી જાન્હવીદાસજી લોગનકે હિતકાર;
અવનિતિલપે યોગીકો, લિયે અષ્ટમ અવતાર.

યોગી જાન્હવીદાસજી પરહિતકારી સંત હતા. લોકોના કલ્યાણમાં એ મહાપુરુષે આઠમીવાર અવતાર ધારણ કર્યો હતો. હજાર વર્ષની ઉમર થવા આવી. કહે છે કે હવે તૈલંગ-દેશમાં સંસારની ભલાઈને માટે તેઓ પુનઃ જન્મ લેવા વિચાર કરી રહ્યા હતા.

આવા પરહિતકારી સંતનો નાયાજી સાથે સમાગમ થયો. હર્ષથી તેઓ બોલી ઊઠયા. 'નાયાજી ! યોગી તો આ વિષમય સંસારમાં તરફડતા જીવોનો ઉદ્ધાર કરવા માટે તારણહાર બનીને આવ્યા કરે છે. તેમ તમે પણ વારંવાર અવનિમાં આવી ભાગ્યશાળી જીવનો હાથ પકડી લેજો !'

યોગી પરહિત આઈયા, મત ભૂલો બિષ ધાર;
બેર બેર યહાં આઈયા, જીવ ઉબારનહાર.

**યોગી પદ્મનાથ :—**

ધૌલાગિરિપે બૈઠકે, પદ્મનાથ ધરે ધ્યાન;
યોગી જીવ અનંતકા, મિટાયે આવાગવાન,

ધૌલાગિરિ પર્વત ઉપર બેસીને ગહનકાલ તપશ્ચર્યા કર્યા પછી યોગી પદ્મનાથ નીચે ઊતર્યા અને અસંખ્ય જીવોને ઉપદેશ આપી આવાગવનથી મુકત કરી દીધા. એ પાવન પુરુષનાં દર્શન કરતાં સંત નાયાજી સાચે જ ધન્ય બની ગયા.

પદ્મનાથ ગુરુદેવકા, દર્શન બડે મહા ભાગ;
નાથ મેરા અનુગ્રહ કિયે, નાયા હુવે સભાગ.
કર્મભૂમિપે આયકે, સદા કરો કલ્યાણ;
સંતોકા યહી બેન હૈ, પરહિત પેખો સુજાણ.

સંતે ઉપદેશ આપતા કહ્યું : આ કર્મભૂમિમાં આવીને સદા લોકોનું કલ્યાણ કરો. પરમાર્થને પિછાણો ! સંતોનું એ જ કહેવું છે !'

**યોગી રસિકનાથ :—**

રસિકનાથ ગુરુદેવજી, ઉત્તરાખંડ લુભાય;
પરહિત બેરહી બેરકો, સૈકા બીતે યહાં આય.

ઉત્તરખંડ હિમાલયની ગિરિકંદરાઓમાં અસંખ્ય વર્ષો સુધી તપશ્ચર્યામાં વ્યતીત કર્યા પછી સો બસો વર્ષ થાય એટલે ગિરિકંદરા ઉપરથી નીચે ઉતરી વસ્તીમાં આવતા અને જનતાનું કલ્યાણ કરવામાં કાળ નિર્ગમન કરતા. આ રીતે એ મહાપુરુષનું હિમગિરિ ઉપરથી તેરમીવાર આગમન થયું હતું. તેઓ કહેતા હતા કે હવે ફરીથી આવવાનું નથી કેમકે હમારુ કાર્ય પૂર્ણ થઈ ગયું.

સંત નાયાજીને મળીને એ યોગીપુરુષે દિલની વાતો કહી. યોગી પુરુષોની એ ગુઢ સમસ્યાને કોઇ કળી શકે નહિ, મહાપુરુષોની એ અવતાર લીલા સમજવામાં અનેક જન્મ વીતી જાય છતાં એ અગમ્ય લીલા સમજી શકાય નહિ.

અવતાર લીલા યોગીકી, જીવ કહાં બૂઝે અજ્ઞાન;
જનમ જનમ બીતે ગયે, ફિરભી ન પાવે જ્ઞાન.

અન્ય યોગી પુરુષો :—

નિલામ્બર અરૂ સતાનંદજી, યોગી ઓચ્છવદાસ;
બૈરાગદાસ બડે યોગીજન, આયે ઓચ્છવદાસ.

યોગી નિલામ્બરદાસ, યોગી સતાનંદજી, યોગી ઓચ્છવદાસ, યોગી બિરાગદાસ આદિ ઘણા ઘણા મહાન તપેશ્વરી સંતો આવ્યા અને તેઓ સંત નાયાજીનો સમાગમ કરી આનંદમગ્ન બની ગયા.

બહુરી યોગીજન આઇયા, કાહુ ન પેખે લગાર;
અકળ ગતિ અવધૂતકી, ગાંગા લહે ન પાર.





# ૨૮. સંતનું સમાધિમંદિર

समुझ समुझ पग धारहि, जग दोरनको देश;
मलुका समय बूझो बीना, आखिर उाने कलेश.
(संत मलुकदास)

નાયા કુકસ ગાવમેં, બહુરી ઠાઢે રહાય;
અબ તો સાંઈ મિલનકો, હિયરા રહે અકુળાય.
નાયાજીકી યાદકો, ભૂલે ન મેરા સાંઈ;
બિછરે મિલો સજનવા, બહુરી બુલવા પઠાઈ.

સંત નાયાજીએ પોતાના ભક્ત સમાજ અને સત્સંગી પુરુષો સમક્ષ દિલની વ્યથા વ્યક્ત કરતા કહ્યું : 'કુકસ ગામમાં નિવાસ કરતાં લગભગ ૪૭ વર્ષ વીતી ગયાં. હવે તો મારા પિવજી મને યાદ કરી રહ્યા છે. કેટલીયવાર તેમનાં તેડાં આવ્યા છતાં લોકલાગણીને વશ થઈ મેં પિવજીનાં આણાને પાછા ઠેલ્યા, પરંતુ હવે તો એ સ્વામીને મળવા માટે દિલમાં એક પ્રકારની વ્યથા જાગી રહી છે.'

લોગનકે હિત બિચારકે, ફિરભી રહે એક સાલ;
ભાદો શુકલા બીજકો, નાયા મિલેહી અકાળ.
બહુરી ગાફિલ લોગકો, અજહૂ ગમ નહિ પાય;
સંત બચન માને નહિ, મન માયામેં લુભાય.

જનતાના હિતનો વિચાર કરીને હજુ એક વર્ષ આ અવનિમાં રહેવાનો નિર્ણય કરી લીધો છે. આવતા વર્ષ ભાદરવા સુદ બીજના દિવસે નાયાજી અકાળ પુરુષને ભેટીને અરૂપ થઈ જશે !' દિલમાં એક વ્યથા સતાવી રહી છે કે હજી અનેક જીવો ગાફિલ બની રહ્યા છે. સંતની આજ્ઞા માનતા નથી અને માયામાં લોભાય રહ્યા છે, એવા કોઈ ભાગ્યશાળી જાગી જાય એવા આશયથી રહી જવાનો નિર્ણય કર્યો છે !'

રજપૂતા અરૂ જાટ, ઠાકરડા ધાયે;
સમાધિ મંદિર બનાય, ગુરુ આજ્ઞાયે.
મેવાડી કળા દેખ, નૈના છક જાયે;
બડે ઘુંમટ મંદિર, ધ્વજા ફહરાયે,
બૂઝોરી યવનરાજ આંબબેક. ૧૬

સંત નાયાજીએ સમાધિસ્થ થવાની વાત જાહેર કરી. એટલે ભક્તજનોનાં દિલમાં ભારે ઉચ્ચાટ જાગ્યો. જેમનો સંત પુરુષમાં અનન્યપ્રેમ હતો એવા અનુરાગીઓનાં દિલ ઉદાસ બની ગયાં. સમાધિસ્થ થવાને તૈયાર થયેલા સદ્‌ગુરુ તો પોતાના નિયત કરેલા સમયે જરૂર સમાધિસ્થ થશે. એ મહાપુરુષને કોઈપણ મનાવી શકે તેમ ન હતું. પરંતુ સંતના સમાધિસ્થાનને એવી રીતે તૈયાર કરીએ કે એકવાર નજરે જોતાં હૈયું ઠરી જાય.

બારૈયા અરૂ રજપૂતા, બિમલ બાની સુનાય;
આજ્ઞા દિયો ગુરુદેવજી સમાધિસ્થાન બનાય.
મુરધર અરૂ મેવાડસે, શિલ્પી યહાં બુલવાય.
દેખતહી નૈના છકે, ઐસા ધામ બનાય;

સંત નાયાજીના સેવકો, બારૈયા, રજપૂતો અને જાટ ભેળા

મળ્યા અને સદ્‌ગુરુના ચરણમાં બેસીને વિનયથી પ્રસ્તાવ રજૂ કર્યો.

'ગુરુદેવ ! અમારે સમાધિ મંદિર બનાવવું છે. મારવાડ અને મેવાડથી કુશળ શિલ્પકારોને બોલાવીએ એકવાર નજરે જોતા હૈયું ઠરી જાય એવું સ્થાન બનાવવાની અમારી અભિલાષા છે. માટે આપ આજ્ઞા આપો !'

બારૈયા અરૂ રજપૂતા, કિરાત બૈઠે સંગ,
ગુરુજી આજ્ઞા દિજીયે, મત કિજો મન ભંગ.
સદ્‌ગુરુ ઉરમેં ધરો, સેવકકે અરમાન;
સમાધિસ્થાન યહાં બને, જૈસા કરો ફરમાન.

ભેળા મળેલા ભકતજનો સદ્‌ગુરુને વિનવી રહ્યા હતા. ઠાકરડા, રજપૂતો કિરાત અને જાટ ભકતો હઠે ચડયા હતા. કોઈપણ પ્રકારે તેમને સમાધિસ્થાન તૈયાર કરવાની તાલાવેલી લાગી હતી. ત્યારે સંત નાયાજી અવાક બની ગહન વિચારમાં ડૂબી ગયા હતા, ભાવિની ભયાનકતા એમને દૃશ્યમાન થઈ રહી હતી. એટલે તેઓ કાંઈ જ બોલી શકતા ન હતા. છતાં શાન્ત ચિત્તે સંતે વાચા ખોલી :

ભકતનકે અનુરાગકા, કૈસે કરહુ બખાન;
લોગનકે હિત આઈયા, લોગ મેરે દિલજાન.
લોગનકા બની રહું, કબહુ રહું ન દૂર;
લોગનકે હિત બિક ગયે, કાયમ હાલ હજૂર.

'વ્હાલા ભકતો ! આપના પ્રેમના હું કઈ રીતે વખાણ કરી શકું ? લોકોના ભલાને માટે મારું આગમન થયું અને લોકો જ મારા દિલજાન છે. હું સદાને માટે જનતાનો બનીને રહ્યો હતો અને હવે પછી પણ જનતાથી દૂર રહી શકું નહિ.

લોકોને માટે હું વેચાઈ ગયો છું. આપના પ્રેમને આધીન થઈ ને જ હું તમારી પાસે હાજર રહીશ !' તમે મારા છો. એને લીધે જ મારે દિલની વાતો કહેવી પડે છે. એનો શાન્તિથી વિચાર કરો !'

કુકસપે કયા બીત ગયે, તાકો કરો બિચાર;
જૈસે રાજા ઐસી પ્રજા, યવનકો કહાં ઈતબાર.
બડે મંદિર યહાં બને, માનો કળામય ધામ;
પતશાહીકે કહારસે, આખિર ફના મુકામ.

'એક તરફ તમારી અભિલાષા અને બીજી તરફ ભૂતકાળની યાદ જીવંત બને છે. ત્યારે વિચાર આવે છે કે એક સમય ઉપર કુકસના સંતધામ ઉપર શું શું વીતી ગયું ? તમારામાં દીર્ઘદૃષ્ટિ હોય તો વીતી ગયેલા દિવસોનો વિચાર કરો. 'જેવા રાજા એવી પ્રજા' આપણે પણ એના જેવાં જ થવું જોઈએ. બાકી વિધર્મી–યવન રાજવીનો લગારે વિશ્વાસ કરવા જેવો નથી. પછી ભલે તમે આ સ્થળે વિશાળ મંદિર બનાવો–કળામય ધામ બનાવો. પરંતુ સુલતાતના જુલમાંથી તે કદી બચી શકવાનું નથી અને અંતે તેનો નાશ થઈ જશે !' સંત નાયાજીએ ભાવિની ભયાનકતાનું સાફ શબ્દોમાં વર્ણન કરી દીધું.' સંતના એ સ્પષ્ટિકરણથી જનતાના દિલ ઉદાસ થઈ ગયાં. છતાં સમર્થ સદ્‌ગુરુ સર્વ શક્તિમાન છે એવા દૃઢ વિશ્વાસથી ભક્તોએ દીનયાચના કરી.

સમાધિસ્થાન અચળ રહે, ભકતનકી અભિલાષ;
કરુણા કરો ગુરુદેવજી, પહુંચે મનકી આશ.

'ગુરુદેવ ! આપ કહો છો તેમ સમાધિ મંદિરનો નાશ જવાનો છે. છતાં અમારા દિલમાં એવી અભિલાષા છે કે કોઈપણ

પ્રકારે આપનું એ સમાધિસ્થાન અચળ–કાયમ બની રહે અને જનતા આપનાં દર્શન કરી પાવન થાય. લોકોની એ આકાંક્ષા અધૂરી રહે નહિ. એનો કૃપા કરીને કોઈ ઉપાય બતાવો. આપ તો સર્વજ્ઞ છો !' જનતાના પ્રેમાગ્રહ આગળ દીન બનેલા સદગુરુએ વાચા ખોલી :

જૈસા શાસનકાળ હૈ, એસા સ્થાન બિચાર;
સોહી સ્થાન કાયમ રહે, સાચ લિખો નિરધાર.
સદગુરુકે બેનકો, સબહી લિયે શિરધાર;
સમાધિસ્થાન બનાઈયા શાસનકાળ અનુસાર.

આ સમયે જેની આણ પ્રવર્તે છે, એ પ્રમાણે સ્થાન બનાવો તો જ એ સ્થાન કાયમ રહેશે, એમાં લગારે શંકાને સ્થાન નથી !' મુસ્લીમ શાસનકાળ હતો. એટલે સદગુરુની આજ્ઞાથી સેવકો દેશ તેવા વેશ ભજવવા તૈયાર થયા. અને જેવો રાજ્યકાળ હતો એવું જ સમાધિસ્થાન તૈયાર કરવામાં આવ્યું. ભવ્ય ઘુમટદાર સમાધિ મંદિર બંધાઈને તૈયાર થયું. હિન્દુ સ્થાપત્ય અનુસાર સમામિમંદિર બંધાવ્યું હોત તો તે ક્યારનું જમીનદોસ્ત થઈ ગયું હો.ત ગુજરાતના સુલતાનોએ હિન્દુ મંદિરોનો વિધ્વંશ કર્યાના ઘણા પ્રમાણો મળી આવે છે. ખુદ મુસલમાન ઇતિહાસ લેખક ફરિસ્તાઓએ પણ એનો ઉલ્લેખ કર્યો છે. 'મિરાતે સિકંદરી'માંથી પણ એ હકીકત વિગતવાર પ્રાપ્ત થાય છે.

સર્વજ્ઞ સંત નાયાજીએ ભવિષ્યકાળમાં દૃષ્ટિ કરીને જે કાંઈ કર્યું તે યથાર્થ કર્યું હતું. આ કોઈ નવી વાત નથી. 'જેવા રાજા તેવી પ્રજા' મુસ્લીમ શાસનકાળમાં સલામતી માટે ઘણાં સ્થાનોમાં પરિવર્તન કરાયેલું જોવામાં આવે છે.

પાવાગઢ ઉપર મહાકાળીના પુરાતન મંદિરની ઉપર સદનશાપીરની દરગાહ નહિ હોત તો સુલતાન મહંમદ બેગડો કદી એ સ્થાન સલામત રહેવા દેત નહિ. પરંતુ સાચી વાત તો એ છે કે એ પીરની દરગાહને લીધે આ પુરાતન સ્થાન બચી ગયું. એની પાછળ લોકકથા કે દંતકથા ગમે તે વાતો કહી જતી હોય, પરંતુ મહાનુભાવોની દિર્ઘદ્રષ્ટિએ આમાં સાચે જ સફળતા પ્રાપ્ત કરી છે.





# ૨૯. હિંદવા પીર

कबीर तेही पीर है, जो जानै पर पीर;
जो पर पीर न जानहि, वे काफिर बे पीर.

(संत कबीर)

પરમાર્થકે પંથકો, બૂઝે સો પીર બખાન;
નાયા સોહી પીર હે; હિંદવા કહાં મુસલમાન.

પરમાર્થનો પંથ–જનતાના દુઃખો દૂર કરવામાં જે સદાય પ્રવૃત્ત બની રહે એનું નામ 'પીર.' પછી ભલે તે હિન્દુ હોય કે ચાહે મુસલમાન હોય. મુસ્લીમ શાસનકાળમાં પીરનું મહાત્મ્ય ઘણું હતું. ફારસી ભાષામાં સિદ્ધપુરુષોને પીર કહેતા. આ પીર શબ્દ હિન્દુ સંત–મહાત્માઓ માટે પણ વપરાવા લાગ્યો. એ સમયે ચમત્કાર સિવાય નમસ્કાર નહિ.' તેમ કહેવાતું. આવા સિદ્ધપુરુષો પીર તરીકે ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્ર અને રાજસ્થાનમાં પણ થયા.

**સૌરાષ્ટ્રનાં હિન્દુ પીરો :—**

સૌરાષ્ટ્રના ભજનિકોમાં એકતારાની મીઠી હલકે બોલી

પદોના ડોલાવણ મંડાઈ રહે છે. એ જેશલપીર કચ્છ–અંજારમાં એમનું સમાધિસ્થાન આવેલું છે. સતાધારમાં આપા ગીગા––ગીગાપીર, ચલાળામાં દાનાભગત–દાનાપીર, મોરડીના કાઠી સંત આપા–રતા–રતાપીર, ઝીઝુંડા (પાંચાળપ્રદેશ) હકા બાપા–હકકાપીર, ધાંગધ્રાના દેશળ ભગત–દેશળપીર, દુધાઈમાં મેઘસ્વામી ભગત, સોનગઢમાં આપા જાદરો કાઠી ભગત–જાદરોપીર, ધૂતારપરમાં ભરવાડ ભગત લખા ભગત–લખાપીર, ગોહલ પાસે ગોમટામાં એમની શાખા છે. ખીજડીયા ગામ જેને લોકો ભગતનું ખીજડીયા કહે છે. ત્યાંના ડોસા ભગત–ડોસાપીરનું સ્થાન આવેલું છે.

જતવાડમાં સંત મઘાજી પીર થઈ ગયા. એમને લોકો 'મઘા પીર' કહીને વંદે છે. પીપળી ગામના તળાવની પાળ પાસે એમની કબર છે. આજે પણ એમની માનતાઓ ચાલે છે. થાનગઢના આપા મેપા કુંભાર ભગત કાઠી સંતોના ગુરુદેવ મેપાપીર, કહેવાયા. એમના આપા રતા, આપા ગોરખા, આપા જાદરા, આ બધા જ કાઠી ભકતો પીર તરીકે પૂંજાય છે.

મોરબીમાં સતી લોયણની સમાધિ તથા ભોગાવા નદીને કાંઠે સતી દાડલદે તથા ખીમડા કોડવાળની કબરો આવેલી છે. હિંદુ તથા મુસ્લીમો એને પીર તરીકે માને છે. પાળીયાદના કાઠી સંત વિસામણ ભગત–વિસામણપીર તથા સંત ઉન્નડ બાપુ, એ જ આદરથી જનતામાં વંદનીય છે.

જામ–ખંભાળીયામાં સંત મોરાર સાહેબ જાગતી જ્યોત હતી. કચ્છ–રાપરમાં સંત ખીમ સાહેબ તો જનતામાં 'દરીયાપીર' તરીકે પૂંજાય છે. સૌરાષ્ટ્રમાં આવા હિન્દુ પીરો ઘણા થઈ ગયા.

રાવળ પીર :—

કચ્છમાં સિદ્ધપુરુષ ઘોરમનાથના શિષ્ય રાવળપીર થઈ ગયા. તેમના વિષે એવું કહેવાય છે કે, ઘોરમનાથ ધ્યાનમગ્ન બની રહે અને તેમનો શિષ્ય જોગીનાથ પાસેના રિયાણપટ્ટન શહેરમાં ભિક્ષા માગવા જાય. પરંતુ લોકો એમની મજાક કરે અને કાંઈ જ આપે નહિ, લાકડા કાપી શહેરમાં વેચી શિષ્ય ગુરુને જમાડે. એક દિવસ કુહાડાનો જખ્મ માથામાં લાગ્યો, તે પાકી ગયો છતાં શિષ્ય ગુરુની સેવા કરે અચાનક પાટો ખૂલી ગયો અને ગુરુએ જોયું. હકીકત જાણી અને આવેશમાં સિદ્ધપુરુષે પોતાનું ખપ્પર ઊંધુ વાળી દીધું. રિયાણપટ્ટનનો એ જ ઘડીએ નાશ થયો. કચ્છમાં હાલનું માંડવી શહેર એ જ તે કાળનું રિયાણપટ્ટન હતું. જનતાનો નાશ થવાથી જોગીનાથ સમાધિસ્થ થયા. ત્યાર પછી સિદ્ધ ઘોરમનાથના શુભાશિષથી કચ્છ-ધીણોધર પાસે અરલ ગામની એક પવિત્ર દેવીપુત્રી–ચારણીઆણી દેવલબાઈની કુખે જોગીનાથે જન્મ લીધો. એનું નામ રાવળ પાડ્યું. યુવાન થતાં લગ્ન મંડપમાંથી ભાગ્યા અને જનતાના દુઃખ દૂર કરી 'રાવળપીર' કહેવાયા. એમની ધર્મ પત્ની ગુંદલ વર્ષો પછી પિવજીને શોધતી એમનાં દર્શને આવી. એ જ ઘડીએ રાવળપીર મહાપ્રયાણ કરી ગયા. મહાસતી ગુંદલ પોતાના આરાધ્યદેવને ભૂમિમાતાના ઉદરમાં સમાતા જોઇ સ્વયં પ્રજ્વલિત અગ્નિમાં સતી થયા. એ પુનિતસ્થાને 'ગુંદિઆળી' ગામ વસ્યું. મહાન સંત રાવળપીરની સમાધિ પાસે દર વરસે વૈશાખ સુદ સાતમને રોજ ગુંદલમાતાનો મેળો ભરાય છે. માનવતાની જ્યોતિ પેટાવી ગયેલા એ સંત રાવળપીર મુસલમાન નહિ પરંતુ ચારણ કુળ દીપક હતા.

યોગી પુરુષ ગોપીચંદનાથનું સમાધિમંદિર કચ્છમાં ભેદ

નામના ગામમાં આવેલું છે. ત્યાંના લોકો એમને 'પઠાપીર'ના નામથી પૂજે છે. એ સ્થળે ગોપીચંદ નાથની દરગાહ બનાવેલી છે, કચ્છમાં મોડેપીર, જેશલપીર, પઠાપીર વગેરે આવા તો બાર હિન્દુ પીર થયા છે.

ઘોઘાના મોખડાજી ગોહિલ-ઘોઘા રાણા 'હરિયાપીર' તરીકે પૂજાય છે. ઈસ્ટ ઈન્ડિયા કંપનીના ગોરા અંગ્રેજોએ એમના અદ્દભુત પ્રભાવની નોંધ કરી છે.

પાંચ પીર :—

રાજસ્થાનમાં પાંચ રાજપૂત પીર પ્રખ્યાત છે. તે માટે કહેવાય છે કે :

પાબુ હરબુ. રામદેવ, માંગલિયા મેહા;
પંચ પીર પધારિયાં, ગોંગેજી અરૂ જેહા.

રાજસ્થાનમાં પાંચ પીર પ્રસિદ્ધ છે. તેમાં રામદેવ પીર, રાજસ્થાન ઉપરાંત કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં સારી પેઠે પૂજાય છે

ગોંગપીર (ગોંગ ચૌહાણ)નું સ્થાનક સૌરાષ્ટ્રના હળવદ તાબાના હવાડિયા ગામે છે. આ પીર અને સર્પદંશને સંબંધ હોય તેમ જણાય છે. પ્રસિદ્ધ કવિ ઈશરદાન બારોટના કાકા આસા બારોટના ભાણેજને સર્પદંશ થયો ત્યારે ગોંગ ચૌહાણની સ્તુતિનું ચારણી ભાષામાં ગીત ગાયું તેથી સર્પનું ઝેર ઊતરી ગયું તેમ કહેવાય છે આ પીર ગોંગાનું અપભ્રંશ થઈ ઘોઘાપીર કહેવાય છે સર્પને પણ ઘોઘા બાપજી કહે છે. હુતાશનીના સમયમાં કુંવારિકાઓ મૃતિકાનું મસ્તક બનાવી થાળીમાં પધરાવી ઘેર ઘેર ફરતી અને ઘોઘાનાં ગીત ગાતી.

પીર પાંબુજી માટે પણ હકીકત પ્રાપ્ત થાય છે, એ જ પ્રમાણે બીજા પીરો માટે પણ વિસ્તૃત બ્યાન છે.

પીર જાંભાજી પરમાર વંશના રાજપૂત હતા. વિશ્નોઈ ધર્મના ધર્માચાર્ય તરીકે તેમની નામના ગવાય છે. પરમાર વંશની પાંત્રીસ શાખાઓ છે. તેમાં પીર જાંભાજી કઇ શાખાના હતા તે જણાયું નથી. અનુમાન થાય છે કે સોઢા કે સાંખલાં શાખાના હશે. ઈતિહાસકાર મહામહોપાધ્યાય ગૌરીશંકર ઓઝા અને જગદીશસિંહજી ગહલોત આ બંને ઇતિહાસના પ્રખર વિદ્વાનોએ તો મૂળશાખા પરમારથી જ ઓળખાવ્યા છે. આ વિશ્નોઈ સંપ્રદાયમાં સારું એવું સાહિત્ય રચાયલું છે. જાંભાજીનું સ્થાન વાંકાનેર રાજ્યમાં આવેલા પીપાસર નામના ગામમાં આવેલું છે. જાંભાજીનો જન્મ વિ સં. ૧૫૦૮ માં થયાનું મનાય છે.

મારવાડની જુની રાજધાની મંડોવરમાં તેત્રીસ કરોડ દેવતાનું મંદિર છે. તેમાં નવનાથની મૂર્તિઓની સાથે પીર તરીકે પ્રસિદ્ધ થયેલાં ક્ષત્રિયવંશી પાબુજી, રામદેવજી, હરભુજી, મેરાજી, જાંભાજી અને ગોગાજીની પણ મૂર્તિઓ છે અને તેમની દેવમાં ગણતરી થાય છે. પીર જાંભાજીના ચમત્કારોના વર્ણનમાં આઠ ચમત્કારો મુખ્ય ગણાય છે. તે આઠ પરચા નીચે પ્રમાણે ગણાવે છે.

૧. અગિયાર વર્ષની ઉંમરે દુદાજીને મેવાડનું રાજ્ય પાછું અપાવ્યું.

૨. આકાશ માર્ગે દિલ્હી જઈ બાદશાહ સિકંદર લોદીને સ્વપ્નામાં આવી ગાયોનો વધ બંધ કરાવ્યો હતો. સંભરાયણ મુકામે બાદશાહ જાંભાજીના દર્શને આવ્યા હતા.

૩. અજમેરના સુબેદાર મલ્લુખાંને સ્વપ્નામાં દર્શન દઈ નેતાસિંહ સોલંકીને કેદમાંથી છોડવા આજ્ઞા કરી.

૪. પોતાના સિદ્ધિ બળથી ત્રણસો પંચોતેર સદાવ્રતો ચલાવતા હતા.

૫. મહારાણા સાંગાની ઇચ્છા પૂરી કરી..

૬. જેશલમેરના રાવળ જૈતસિંહનો કુષ્ટરોગ મટાડયો,

૭. કેટલાક અંધોને દેખતા કર્યા અને કેટલાકના અસાધ્ય રોગો મટાડયા.

૮. વિ. સં. ૧૫૪૨ માં લાખો મનુષ્યોને અન્ન જળ આપી પ્રાણરક્ષા કરી. ઉપરના તો મુખ્ય પરચા છે. આ સિવાયના નાના નાના પરચા ઘણાં છે.

પીર જાંભાજીના સેવકો એક બીજાને મળે ત્યારે 'નમો નમઃ' કહે છે. તેના જવાબમાં સામો માણસ 'શ્રી વિષ્ણુવેનમઃ' કહે છે, પીર જાંભાજીએ પોતાના અનુયાયીઓને ૨૯ નિયમો પાળવાની આજ્ઞા કરી છે. વિ. સં. ૧૫૯૩ માં પીર ખંભાજી અંતર્ધાન થયા. બીકાનેરના રાવ જેતસિંહની સહાયથી એમનું વિશાળ સમાધિ મંદિર બંધાયું. આ સમાધિ મંદિર બીકાનેર રાજમાં આવેલા મંગલ નામના સ્થળે આવેલું છે. દર વર્ષે ફાગણ વદ અમાસે જાંભાજી પીરનો મેળો ભરાય છે.

પીર ફકકડનાથ :—

પીર ફકકડનાથનો જન્મ મારવાડમાં આવેલા કેતકી ગામે થયો હતો, કેતકીના ઠાકોર સરદાસસિંહજીને ઘેર સંવત ૧૮૬૧ માં ત્રીજા પુત્રનો જન્મ થયો. તેમનું નામ ફત્તેહસિંહ પાડયું, જે રાઠોડ કુળમાં ઘણા ભકતો થઈ ગયા છે, પુરુષો તો શું,

પણ રુપનગરની મહારાણી બાંકાવતી, મીરાંબાઇ, લીલાદેવી, સુંદરકુંવર વગેરે સ્ત્રી વર્ગમાં મહાન ભકતો થયાં છે. તેવા આ ક્ષત્રિય કુળમાં ફત્તોહસિંહનો જન્મ થયો. બાળપણથી જ તેઓ વિરકત હતા. માતાપિતા સ્વર્ગે સિધાવ્યા. તીર્થાટન કરતા તેઓ સત્તર વર્ષની વયે સં. ૧૮૭૮માં સૌરાષ્ટ્રમાં ભીમનાથના દર્શન કરી ધંધુકા પાસે આવેલા રંગપુરમાં આવ્યા, આ સ્થળે રામદાસજી નામે મહાપુરુષના ચરણમાં રહી એક વર્ષ સુધી પ્રેમથી સેવા કરી. વિ. સં. ૧૮૭૯માં કાળી ચતુર્દશીનો દિન હતો. ગુરુ રામદાસજીએ હનુમાનજીને ચોખા ચડાવવા તેલ સિંદુર ઘોળીને તૈયાર કર્યા હતા. ફત્તોહસિંહની સેવાથી ગુરુ પ્રસન્ન થયા હતા. એ સિદ્ધપુરુષને એવી મોજ આવી કે હનુમાનજીને ચડાવવાનું તેલ, સિંદુર, ફત્તોહસિંહજી ઉપર ઢોળી દીધું. ફત્તોહસિંહે વિનંતી કરી : રામ બાપા ! ઈ તો હું છું ! ગુરુએ કહ્યું : 'અત્યારથી તું હનુમાનનો અવતાર ગણાઇશ, હનુમાનજી જેમ ફક્કડ હતા તેમ તું ફક્કડ રહીશ. અત્યારથી તારું નામ ફક્કડનાથ કહેવાશે. તું અહીંથી પ્રસ્થાન કર, અને ચાલતા ચાલતા દિવસ અસ્ત થાય ત્યાં ચીપિયો ખોડીને આસન જમાવજે.'

ગુરુની આજ્ઞાથી ફક્કડનાથ રંગપુરથી ચાલી નીકળ્યા. ચાલતા ચાલતા ઝમરાળા ગામે આવ્યા. નદીની વચમાં આવતાં જ દિવસ અસ્ત થયો. તરત નદીની વચમાં ચીપીયો ખોડી આસન જમાવ્યું. ગામ લોકોએ નદી કાંઠે આવીને આસન કરવા વિનંતી કરી, છતાં ગુરુની આજ્ઞા પ્રમાણે નદીની વચ્ચે જ આસન રાખ્યું. બીજે દિવસે ઝમરાળા ગામના લોકો જુએ છે તો નદીએ વહેણ બદલ્યું હતું. અને આસનની જગ્યાએ ટેકરો થયો હતો. (વિ. સં. ૧૮૮૦).

ઝમરાળા ગામ સ્વામીનારાયણ સંપ્રદાયનું હોવા છતાં ફકકડનાથનો આ ચમત્કાર જોઈ ગુરુ તરીકે માની લોકો એમની સેવા કરવા લાગ્યા. આ રીતે કાંઈ પણ આધાર વિના ખુલ્લી જગ્યામાં પાંચ વર્ષ તપશ્ચર્યા કરી. પ્રેમાગ્રહ કરી ગામજનોએ આસનને સ્થળે જગ્યા બાંધી આપી. ફકકડનાથ પીર તરીકે પ્રસિદ્ધ થયા. એમના પરચા તો ઘણા છે. તેમાંથી લગાર થોડા નોંધકરી લઇએ.

વિ. સં. ૧૮૮૬ માં એક ભરવાડણ બાઇએ માનતા રાખી કે 'ફકકડનાથના માથામાં શ્રીફળ વધેરીશ.' છોકરો સારો થઈ ગયો, બાઇ માનતા છોડાવવા આવી. પીરની કોઈ મૂર્તિ કે કબર જેવું હશે. પરંતુ હયાત જોઇ મૂંઝવણમાં ઊભેલી 'બાઇને પીરે કહ્યું : બાઈ ! મારા માથામાં શ્રીફળ વધેરી નાંખ ! બાઇ તેમ કરવા ગઈ. પીરના માથા પાસે જતા જ શ્રીફળના બે ફાડચા થઈ ગયા. પ્રગટ પીરનો પરચો અસંખ્ય માનવીઓએ નિહાળ્યો.

સં. ૧૮૮૮ માં ઝમરાળા ગામવાળા રજપૂત રતનસિંહની દીકરી ઉમાબાને તેના માવતરે કહ્યું : 'તારે સંસાર નહિ માંડવો હોય તો ગામને પાદરે ગાંડીઓ બાવો રહે છે, ત્યાં જા.' માવતરે રજા આપી એટલે ઉમાબા ફકકડનાથના ચરણમાં આવ્યા. સંતે આશ્વાસન આપી સ્થાનમાં રાખી. ઉમાબા ગુરુ કૃપાથી સિદ્ધ થયા.

ફકકડનાથ મસ્ત ભજનિક હતા. દર મહિને સુદ બીજની રાતે ભજનાનંદની ભારે ધૂન મચી રહેતી. તેમાં તેઓ ભજન લલકારતા અને શ્રોતાઓને દૂધ પાતા. ગામમાં એવો રિવાજ હતો કે સુદ બીજના રોજ કોઈ દૂધ જમાવે નહિ. જેટલું

દૂધ હોય તે વાપરી નાંખે. સં. ૧૮૯૦ના શ્રાવણ સુદ બીજની રાત્રિએ સેવકો દૂધ લાવવાનું ભૂલી ગયા. દૂધ પાવાના સમયે યાદ આવ્યું કે દૂધ નથી. આ વખતે એક ભરવાડની વરોલ (ન વિઆય કે ન દૂધ દે તેવી) ભેંસ નીકળી. પીરે કહ્યું: આ ભેંસને દોહી લ્યો !' સેવકો કહે : 'તે વરોલ છે.' ફક્કડનાથે જાતે જઈ વરોલ ભેંસને દોહી બધાને દૂધ પાયું. આ અજબ ચમત્કાર જોઈને ભરવાડે તે ભેંસ મહારાજને અર્પણ કરી. પાંચ વર્ષ સુધી ભેંસે દોહવા દીધું. અને મૃત્યુ પામી ત્યારે જગ્યામાં જ તેની સમાધિ બનાવી. આ સમાધિ હજી સુધી છે અને કોઈ ઢોરને નજર લાગે ને દોહવા ન દે ત્યારે તે જગ્યામાંથી રોટલાનો ટુકડો લાવી એ ઢોરને ખવડાવે તો તરત દોહવા દે છે. આ ચમત્કાર હજી ચાલે છે.

ફક્કડનાથને ગાંજાનું વ્યસન હતું ઝમરાળેથી ગાંજો લેવા પગે ચાલીને સિહોર જવું પડતું. સં. ૧૮૯૨ માં તેઓ સિહોર ગયા તે સમયે મહારાજ આણંદજી ગોરને ત્યાં આવી ચડયા. ગોરાણીએ પ્રેમથી સંતને જમાડયા ત્યાર પછી સત્સંગમાં બેઠા. ગોરાણીના નેત્રોમાંથી આંસુ ટપકતાં હતાં. એની વ્યથા જાણી પીરે કહ્યું : 'મા, તને સાત પુત્ર થશે. આ સાતેય જમણાં કાને બુચા હોય તો ફક્કડનાથે દીધેલા માનવા.' આણંદજી ગોરને સાત પુત્રો થયા. સાતેય જમણા કાને બુચા હતા, એ આણંદજીનો વિસ્તાર હજી સિહોરમાં છે.

વળા (વલ્લભીપુર) પાસે નશીદપુર નામનું ગામ છે. ત્યાં કાઠી હાદો ખુમાણ જમીનદાર પીરનો પરમભકત હતો. દર્શન કર્યા વિના અન્ન નહિ આરોગે. એકવાર ખૂનના આરોપસર વળાના ઠાકોરે કેદ કર્યા. ચાર દિવસ ભૂખ્યા રહ્યા. પીરને ખબર પડી. છોડાવવા વળા મુકામે આવ્યા. ઠાકોરે કહ્યું : પાંચ શેર તેલ અને પાંચ શેર સિંદૂર ઘોળીને પી જાવો તો

ખુમાણને છોડી દઉં.' ફક્કડનાથે તેમ કર્યું. કાંઈ જ થયું નહિ. ફક્કડનાથને પગે પડી ઠાકોરે હાદા ખુમાણને છોડી મૂક્યો.

વર્ષો પછી એ હાદો ખુમાણ મરણ પામ્યો. ઝમરાળામાં ખબર આવી. ફક્કડનાથ ત્યાં ગયા એનો અંગુઠો પકડી હલાવીને કહ્યું: હાદા, ઊભો થા બહુ ઊંઘ્યો !' હાદો ખુમાણ ઊભો થયો, ત્યાર પછી તે દશ વર્ષ જીવ્યો.

મોણપુરમાં જઈ ખારા તળાવનું પાણી મીઠું કર્યું. મોણપુરમાં કોઇ પાકું મકાન બંધાય નહિ. તૂટી જાય. ભૂતોનો ભારે ઉપદ્રવ હતો. સંતે ત્યાં જઈ એ ભૂતને ભોગાવા નદીને કાંઠે ભગાવ્યા ભૂતોને નસાંડી પીર એક ઉકરડા ઉપર ચડી ગયા.

ઠાકોર ખેતાભાએ કહ્યું: મહારાજ ! મારાં મકાન તો આગળ છે. 'ઠાકોર! આ સ્થળે મહેલાતો થશે !' ઉકરડાને સ્થાને ત્યાં મહેલાતો થઇ. મહારાજને ડેલીએ લવાયા અને ખેતાભા બાપુએ કહ્યું : 'મહારાજ ! અમારે પાણીનું ઘણું દુઃખ છે. સીમની જમીન ખારી છે.' આ સાંભળી ફક્કડનાથ બોલ્યાઃ 'આજથી સાત વર્ષે કેરી નદી છે તે તમાર ગામને પાદર આવશે. પાણી મીઠું રહેશે ને જમીનનો ખાર નાશ પામશે. વાવેતર સારું થશે' ફક્કડનાથનાં વચન પ્રમાણે કેરી નદીનું વહેણ બદલાયું ને મોણપુરના પાદર થઇને નીકળી. પાણી મીઠું થયું, જમીનનો ખાર ધોવાઈ ગયો. ને જમીન મીઠી થઈ. આ કેરી નદી હજી મોણપુરને પાદર છે. આજુબાજુના ગામોમાં પાણી ખારું છે ને મોણપુરને પાદરમાં જ પાણી મીઠું છે પીર ફક્કડનાથના ભાખ્યાનુસાર આ ચમત્કાર અત્યારે પણ છે.

ટીંબી ગામના (ધોળા જંકશન પાસે ઝાંપામાં પ્રવેશતા ચમાર લોકો એક મરેલી ગાય લઈ જતા હતા. સંતે એ

ગાયને સજીવન કરી. વિધવા બ્રાહ્મણીની એ ગાય ઘેર દોડી ગઈ અને પોતાના વાછરડાને ધવરાવવા લાગી. લોકોએ સંતને વંદન કર્યાં. ત્યારે ગામના પટેલ નરસી સોમાએ ક્રોધમાં સંતને ઢોંગી કહી, મરેલું કુતરું સજીવન કરવા કહ્યું. સંતે કુતરું સજીવન કર્યું ને કહ્યું, મારા શિષ્યો ટીંબી ગામનું પાણી પીશો નહિ. તેમ તારું પણ શ્રેય થશે નહિ.'

ભાવનગરના મહારાજા જશવંતસિંહજીનો મહારોગ મટાડયો. વિ. સ. ૧૯૦૯ માં શ્રાવણ વદ આઠમ (જન્માષ્ટમી) દિવસે પીર સમાધિસ્થ થયા તે સમયે ઉમાબાએ આવીને સાદ કર્યો 'બાબા ! મારું શું થશે ?' સમાધિમાંથી અવાજ આવ્યો, 'તું સેવાનું કામ કરજે !' સમાધિ લીધા પછી બધા પ્રથમ તારી સમાધિના દર્શન કરી પછી જ મારાં દર્શન કરશે !! આ નિયમ હજી પળાય છે.

આ રીતે જનતાનાં દોહ્યલા દુઃખો દૂર કરનારા હિન્દુઓમાં ઘણા પીર થઈ ગયા એમનાં સ્થાનકોમાં સમાધિ હોય કે કબર હોય એનો કાંઈ જ ભેદભાવ નથી. ગુજરાતમાં પાંડુ મેવાસના કૈવલ્ય ધામમાં થઈ ગયેલા સંતો અને મહંતોની સમાધિઓ કબરના રૂપમાં જ છે. એનાથી કાંઈ સમાધિમાં પોઢેલા મહાનુભવો મુસલમાન હતા એવું કહેવાની ધૃષ્ટતા તો કોઈ જ કરી શકે નહિ.

સંત નાયાજી ઉચ્ચકોટિના સિદ્ધ-યોગીપુરુષ હતા. એ મહાપુરુષનું પ્રાગટ્ય જનતાના ઉદ્ધાર માટે જ થયું હતું. એ સંત નાયાજી હિન્દુ પીર તરીકે પૂજાય છે.

વંદ હું હિંદવા પીરકો, નાયાજી ગુરુ રાય;
ગાંગા સદ્‌ગુરુ પીરકા, ચરણનમેં બલિજાય.



# ૩૦. મહા પ્રયાણ

हमबासी वो देशके जात बरन कुल नाहि;
शब्द मिलावा हो रहा देह मिलावा नाहि.
(संत कबीर)

નાયા સદ્‌ગુરુ દેવજી, અબ તો કરહી ગવાન;
બિકલ હુઈ કે લોગ સબ, ઠાઢે રહે દિલજાન.
સદ્‌ગુરુ કે ધામમેં, મેલા લગે તા દિન;
નાયાજી ચલી જાયેંગે, કૈસે કરેગા દિન.

જ્યારથી સદ્‌ગુરુ નાયાજીએ સમાધિસ્થ થવાની વાત જાહેર કરી ત્યારથી જનતાના હૃદયમાં એક પ્રકારનો દારુણ ધ્રાસકો પડી ગયો હતો. 'આવા સંતપુરુષ વિદાય થઈ જશે તો પોતે કોના આધારે જીવી શકશે ?' લોકો વ્યાકુળ બનીને સંતના ધામમાં આવવા લાગ્યા અને દીનતાથી પોતાની વ્યથા કહી સંભળાવતા.

સંત પુરુષકે ચરણમેં, સબ દુઃખ જાત બિલાય;
સાંચા હમરી કૌનગત, કિનસે વ્યથા સુનાય.
લોગનકે હિત આઈયા, યોગી ધરે અવતાર;
મેં લોગનકા બની રહું, સંશય નાહિ લગાર.

'મહારાજ ! તમે અહીંથી વિદાય થઈ જશો ત્યાર પછી અમારી શી ગતિ થશે ? અમારી કોણ વ્હાર કરશે ?' અશ્રુ–નયને જનતાએ દિલનો કારીઘાવ રજૂ કર્યો. સંતે દૃઢ વિશ્વાસ દાખવતા જવાબ આપ્યો.

નાયા તુમ્હારી પાસ હે, કબહુ ન જાયેંગે દૂર;
બડો વિશ્વાસ સાધસે, હરદમ રહે હજૂર.
દિલ ચાહે સો મંગલો, મત કોઈ બનો ઉદાસ;
નાયાજી સાચી કહે, પહુંચે મનકી આશ.

તમે એવું સમજો છો કે હું અહીંથી પ્રયાણ કરી ગયા પછી તમારાથી દૂર થઇ જઈશ. પરંતુ તમારી એ ધારણા ભૂલભરેલી છે. હું સદા સર્વદા તમારી પાસે જ છું, તમારાથી કદી ન્યારો રહીશ નહિ, લોકોના કલ્યાણ માટે જ યોગીપુરુષે અવતાર ધારણ કર્યો. હું લોકોનો જ બની રહીશ, એમાં લગારે શંકા રાખવા જેવું નથી. છતા આજે તો હું તમારી પાસે બેઠેલો છુ. તમારે જે કાંઈ માંગવું હોય તો ખુશીથી માંગી લ્યો !'

સદ્ગુરુકે ચરણમેં, સબ કોઈ આવે ધાય;
નાયાજી બડે દયાનિધિ, મનવાંચ્છિત સબ પાય.
કિતને ચાહે ગરથકો, કિતને ચહે સુખ સાજ;
મનમાની સબકો દિયે, નાયાજી મહારાજ.

દાની સદ્ગુરુ લોકોને જોઇએ તે આપવા તૈયાર થયા હતા. એટલે પૂછવું જ શું ? લોકોના ટોળે ટોળાં સંત ધામમાં ઊમટયાં. બધાને જ આશા હોય, સદ્ગુરુ સર્વની આશા પૂર્ણ કરતા.

